णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स

શ્રીઆગમોદ્ધારસંગ્રહ ભાગ ૩

# પર્વ–દેશના




આગમોદ્ધારક આચાર્યવર્ય

## શ્રીઆનન્દસાગરસૂરીશ્વરજી

પ્રકાશક

શ્રીજૈન પુસ્તક પ્રચારક સંસ્થા, સુરત.

પ્રથમ આવૃત્તિ નકલ ૫૦૦

વિક્રમ સંવત ૨૦૦૪ ] વીર સંવત ૨૪૭૪ [ ઈ૦ સ૦ ૧૯૪૮

મૂલ્ય રૂા ૫-૦-૦

# વિષયસૂચી



卐


પ્રાપ્તિસ્થાન - મુદ્રક - શા. ફકીરચંદ મગનલાલ બદામી.

જૈનાનન્દ પુસ્તકાલય મુદ્રણાલય - શ્રી જૈનવિજયાનંદ પ્રીન્ટીંગ પ્રેસ

ગોપીપુરા, સુરત ખપાટીયા-ચકલા, સુરત



# 卐 બે બોલ 卐

આ ગ્રથનુ નામ 'પર્વ-દેશના' છે તેની અદર પરમ તારક આગમોદ્ધારક આચાર્યદેવ **શ્રીઆનદસાગરસૂરીશ્વરજી** મહારાજશ્રીએ આપેલા 'પર્વ'ના વ્યાખ્યાનો વગેરે છે

આ 'પર્વ-દેશના'નેઅગે અને પરમતારક ગુરૂદેવશ્રીના અગે, અત્રે અમારે કઈ લખવાનુ રહેતુ નથી કારણકે આ જ પુસ્તિકાની અદર અપાએલા પ્રો **હીરાલાલ રસીકદાસ** કાપડિયાએ તૈયાર કરેલા ઉપક્રમમા પરમ તારક ગુરૂદેવશ્રીના અગે અને પુસ્તિકાને અગે, સવિસ્તર ઉલ્લેખ કરેલ છે

આ પુસ્તિકામા જે પર્વોની દેશના વગે૨ અપાયેલ છે તે ભિન્ન ભિન્ન સમયે અપાયેલ દેશના વગેરે મુદ્રિત-અમુદ્રિત છે

આની અદર આવતા ઉલ્લેખોના પાઠો, અથાન્ શાસ્ત્ર પ્રમાણો પુસ્તિકાને અત્યત ઉપયોગી બનાવવા માટે અપાયેલા છે પૃ૦ ૧૨૮ સુધી પ્રેસ મેટર તૈયાર કરતા નખાએલ પાઠોમા કાઉંસ કરવાના કોઇ સ્થળો પર રહી પણ ગયેલ છે પૃ ૧૨૯થી નાખેલા પાઠોની બન્ને બાજુ કાઉંસ આપવામા આવ્યા છે પૃ ૬૮થી૭૪ સુધીનો કાઉંસમા આપેલો **અમારી પલાડાનો** અધિકાર ગુરૂદેવશ્રીની સલાહ અનુસાર તૈયાર કરાવીને આપ્યો છે

પરમ તારક ગુરૂદેવશ્રીના ઉપદેશથી **'શ્રીજૈન પુસ્તક પ્રચાર'** સસ્થાની સ્થાપના થઇ છે તે સસ્થાએ ગુરૂદેવશ્રીની સલાહ અનુસાર **'શ્રીઆગમોદ્ધારસગ્રહ'** ના ભાગોથી ગ્રથો

પ્રકાશન કરવાનુ રાખ્યુ છે તેમા આ 'પર્વ-દેશના'ના નામની પુસ્તિકા, શ્રીઆગમોદ્ધારકસગ્રહ ભા ૩જા તરીકે બહાર પાડી છે

આ પુસ્તિકાને અગે અમે મુનિમહરાજ શ્રીગુણસાગરજી ના ઋણી છીએ કેમકે તેમના ઉપદેશથી ભાવિક સદ્‌ગૃહસ્થોએ દ્રવ્ય-સહાય આપી છે અને તેથી અમો આ પુસ્તિકા પ્રકાશન કરવામા ભાગ્યશાળી બ યા છીએ

આ પુસ્તિકાનુ પ્રેસમેટર તૈયાર કરવુ, પ્રૂફો જોવા વગેરે કાર્ય મુનિમહારાજ શ્રીકચનવિજયજી તથા મુનિમહારાજ શ્રીક્ષેમકરસાગરજીએ કરેલ છે

આ પુસ્તિકા પ્રકાશન કરવામા પરમ તારક પૂ૦ ગુરૂદેવશ્રીનો આભાર માનીએ તેટલો ઓછો જ છે તેમજ દ્રવ્ય-સહાયનો ઉપદેશ આપનાર મુનિમહારાજ શ્રીગુણસાગરજીનો, પ્રૂફ જોવુ આદિ કાર્ય કરનાર મુનિમહારાજ શ્રીકચનવિજયજી તથા મુનિ મહારાજ શ્રીક્ષેમકરસાગરજીનો, દ્રવ્ય-સહાયક સદ્‌ગૃહસ્થોનો તથા ઉપક્રમના લેખક પ્રો. હીરાલાલ રસીકદાસ કાપડિયા કે જેઓએ અવારનવાર યથાયોગ્ય સૂચના કરેલ છે, તે બધાનો હૃદયપૂર્વક આભાર માનીએ છીએ

અતે એટલુ જ જણાવવાનુ કે આ અમારી પુસ્તિકા 'પર્વ'ના અગે છે તેથી પર્વારાધન કરનાર પુણ્યવાનો આ પુસ્તિકાનો ઉપયોગ કરશે

અમને મળેલા સાધનો દ્વારા પ્રેસમેટર, પ્રૂફ વગેરેનુ સશોધન કરાવવા છતા કોઈ જગ્યાએ ટાઈપો ન પણ ઊઠયા હોય તે સભવિત છે, તો તે અને દૃષ્ટિદોષથી ભૂલ રહેવા પામી હોય, તો તે વગેરે વાચકવૃન્દ સુધારીને વાચે! એ અમારી નમ્ર વિજ્ઞપ્તિ છે

લિ૦ પ્રકાશક

શ્રીતીર્થાધિરાજ સિદ્ધક્ષેત્રે શ્રીવર્ધમાનજૈનાગમમંદિર-
સંસ્થાપક શ્રીવર્ધમાન જૈનતામ્રપત્રાગમમંદિર સંસ્થાપક



આગમોદ્ધારક–આગમદિવાકર

**શ્રીમદ્ આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજ**

શ્રી મહોદય પ્રેસ–ભાવનગર

# ઉપક્રમ

卐

(પ્રો હીરાલાલ ર કાપડિયા એમ એ)

અર્થ—સસ્કૃતમા 'પર્વન્' શબ્દ છે એને ગુજરાતીમા 'પર્વ' કહે છે આના પાચ અર્થ છે (૧) ગ્રન્થનો ભાગ, (૨) આઠમ, ચૌદશ, પૂનમ અને અમાસ એ પૈકી એક તિથિ, (૩) પવિત્ર દિવસ[1] (૪) તહેવાર અને (૫) સાઠાનો એક ગાઠાથી બીજા ગાઠા સુધીનો ભાગ. આ પાચ અર્થોમાથી ત્રીજો અને ચોથો અર્થ અને ખાસ કરીને ચોથો અર્થ અને અમુક અપેક્ષાએ બીજો અર્થ આ પુસ્તકના 'પર્વ-દેશના' એ નામમા રહેલા 'પર્વ'નુ દ્યોતન કરે છે

સૂચિ—દરેક ધર્માવલમ્બીને પોતપોતાના તહેવારો-પર્વો હોય છે જૈન સાહિત્યમા જે અજૈન પર્વોના ઉલ્લેખ છે તેની નોધ મે "જૈન સાહિત્યમા નિર્દેશાયેલા અજૈન પર્વો અને પ્રથાઓ" નામના મારા લેખમા[2] લીધી છે અહીં હુ જૈન પર્વોની એક કામચલાઉ સૂચિ રજૂ કરુ છુ —

કાર્તિક સુદ પડવો, જ્ઞાનપચમી, કાર્તિક સુદ ચૌદશ (ચોમાસી ચૌદશ), કાર્તિકી પૂનમ, મૌન-એકાદશી, પોસદસમી, [3]મેરુત્રયો

---

૧ આ અર્થમા પર્વણી શબ્દ પણ વપરાય છે ૨ આ લેખ અહીંના સુરતના 'ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણ'ના દીવાળીના અંગેના તા ૨૫-૧૦-૪૬ના અકમા છપાયો છે ૩ પોષ વદ તેરસ. આ ઋષભદેવના નિર્વાણકનો દિવસ છે

દશી, ફાગણ સુદ ચૌદશ (ચોમાસી ચૌદશ), ચૈત્રી ઓળી, ચૈત્ર સુદ તેરસ, ચૈત્રી પૂનમ, અખાત્રીજ, અષાડ સુદ ચૌદશ (ચોમાસી ચૌદશ), પર્યુષણ, આસોની ઓળી અને દીવાળી

**એકતા**—આ પૈકી કેટલાક પર્વો (દા૦ ત૦ દીવાળી અને અખાત્રીજ) તો અજૈનોમા પણ એ જ સ્વરૂપમા કે કંઈક પરિવર્તનપૂર્વક જોવાય છે આ એકતાનુ એક કારણ પર્વોની વિશેષ પ્રસિદ્ધિ હોઈ શકે

**વર્ગીકરણ**—જૈનોના કેટલાક પર્વો વાર્ષિક છે તો કેટલાક માસિક છે ઉપર ગણાવાયેલા તમામ પર્વો એ વાર્ષિક પર્વ છે આઠમ, ચૌદશ વગેરે તિથિઓ માસિક પર્વ છે[1] જે પર્વ વર્ષમા એક જ વાર આવે તે 'વાર્ષિક પર્વ' કહેવાય છે, જ્યારે જે મહિને મહિને આવે તે 'માસિક પર્વ' કહેવાય છે

**જૈન ગણના**—જૈન શાસ્ત્રકારે કાળનો વ્યવહાર-એની યોજના શિયાળો, ઊનાળો અને ચોમાસુ એમ ત્રણ ચોમાસી દ્વારા કરેલ છે આપણો દેશ ખેતીપ્રધાન હોવાથી અને વરસાદની મોસમમા જીવની વિરાધનાનો[2] અને ડાડમારીનો વિશેષ સભવ હોવાથી બધા ઋતુમા સ્થિરતા કરવાનુ સૂચન છે અને એ

---

૧ જુઓ ઠાણ (ઠા૦ ૬ સુત્ત ૫૩૪ પત્ર ૩૬૮ આ) વિયાહપણ્ણત્તિ (સ ૩ ઉ ૩ સુ૦ ૧૫૫ પત્ર ૧૮૫ આ) જીવાજીવાભિગમ (પ્ર૦ ૩ ઉ ૨ સુ ૧૧૪ પત્ર ૩૦૪ આ) અને સૂયગડ (સુ૦ ૨ અ ૭ સુ ૬૮)ની શીલાંકસૂરિકૃત ટીકા (પત્ર ૪૦૮ આ) ૨ જુઓ આવસ્સયચુણ્ણિ (ભા૦ ૨ પત્ર ૬૬)

મણોને અને ગૃહસ્થોને પણ પમદ પડે તેવુ છે [1]'આર્ય
ર્વોનો મોટો-મહત્ત્વનો ભાગ વષા ઋતુમા આવે છે પ્રસ્તુત
ન્થની યોજનામા પર્વોનો ક્રમ આષાઢી ચતુર્દશીથી શરૂ કરાયો
અને ધીરે ધીરે અખાત્રીજ સુધી લબાવાયો છે

તહેવાર અને પર્વમા તફાવત—વિયાહપણ્ણત્તિ (સુત્ત ૩૮૪)મા તિહિ (તિથિ), પવ્વણી (પર્વણી), ઉસ્સવ (ઉત્સવ), જન્ન (યજ્ઞ) અને છણ (ક્ષણ)નો ઉલ્લેખ છે એની ટીકા (પત્ર ૪૭ આ)મા અભયદેવસૂરિએ કહ્યુ છે કે 'તિથિ એટલે મદનત્રયોદશી ઇત્યાદિ, 'પર્વણી' એટલે કાર્તિકી વગેરે અને 'ઉત્સવ' એટલે પ્રિયનો સગમ ઇત્યાદિ આ બને બાબતના નિર્દેશપૂર્વક આ પર્વ-દેશનાના પ્રણેતા મહોદયે-આગમોદ્ધારક જૈનાચાર્ય **શ્રીઆનદસાગરસૂરિજીએ** પૃ૦ ૨૦૬મા પર્વ અને તહેવારના લક્ષણો આપી એ બે વચ્ચે તફાવત દર્શાવ્યો છે એમનુ કહેવુ એ છે કે કોઇ એક વસ્તુનુ મહત્ત્વ સૂચવવા જે ઉત્સવ જોડાય તે 'તહેવાર'[2] દા૦ ત૦ **મહાવીરસ્વામીના** નિર્વાણના દિવસરૂપ દીવાળી જે દર મહિને કે વર્ષે નિયમિતપણે

---

૧ સૂયગડ (સુય૦ ૧ અ૦ ૫ ઉ૦ ૧)ની શીલાકસૂરિકૃત ટીકા (પત્ર ૧૨૩આ)મા આપેલા અવતરણમા કહ્યુ છે કે જેને સ્વપ્નમા પણ ધર્મ એવો અક્ષર કાને ન પડ્યો હોય તે અનાર્ય છે આર્યપણુ ધર્મને અગે છે અને અનાર્યપણુ ધર્મના અભાવને અગે છે પણ્ણવણા (પય ૧ સુત્ત ૩૭)મા તેમજ તત્ત્વાર્થાધિગમસૂત્ર (અ૦ ૩ સૂ૦ ૧૫)ના ભાષ્ય (પૃ૦ ૨૬૫)મા આર્ય અને અનાર્યના લક્ષણો ક્ષેત્ર કુળ શિલ્પ ભાષા ઇત્યાદિ દૃષ્ટિએ વિચારાયા છે ૨ આ વાત એમણે નીચે મુજબ રજૂ કરી છે—

જુદા જુદા મુદ્દાથી ઉત્સવો નિયમિત કરવામા આવે તે 'તહેવાર'

સમુદાયની અપેક્ષાએ આરાધાય તે 'પર્વ' જેમકે જ્ઞાનપચમી[1]

**જૈન પર્વનો ઉદ્દેશ**—જૈન ધર્મ એ નિવૃત્તિને પ્રાધાન્ય અર્પે છે ત્યાગ એ એનો પ્રાણવાયુ છે જૈનોના પર્વ એટલે ત્યાગ કેળવવાના અમૂલ્ય અવસરો. એમા માલમલીદા ઉડાવવાની, ધીંગામસ્તી કરવાની, રગરાગને પોષવાની, વિષયોને બહેલાવવાની વાત નથી અને હોઈ પણ ન શકે પૌદ્ગલિક સુખની જેમને લત લાગી હોય તેમને તેનાથી વિરક્ત કરવા એ જ ગીતાર્થના ઉપદેશનો ઉદ્દેશ છે આત્મિક-સાચા, સ્વતત્ર અને સનાતન સુખના ભોક્તા બનવાનો માર્ગ બતાવવો અને પાચે ઇન્દ્રિયોના વિષયોની લોલુપતાનો આત્યતિક નાશ કરાવવો એ જ સાચા ઉપદેશનુ ધ્યેય છે આ ધ્યેયને સિદ્ધ કરવા માટે જેટલો પ્રયાસ કરાય તેટલી પર્વની આરાધના કરેલી ગણાય જૈનોના અને અજૈનોના પર્વોમા ભિન્નતા છે એકમા ખાનપાન, રગરાગ વગેરેનો ત્યાગ છે તો બીજામા એને પોષવાની—અમનચમન કરવાની મોજમજા કરવાની ભાવના છે[2] આ જ હકીકત અન્ય શબ્દોમા આ દેશનાકારે કહી છે (જુઓ પૃ ૨૩૭)

## પર્વ સબધી સાહિત્ય

**પર્વ—કથાઓ**-પર્વ તરફ સામાન્ય જનતાને આકર્ષવા માટે એનુ માહાત્મ્ય રજૂ કરનારી કથા કારણભૂત બને એ સ્વાભાવિક છે આથી દરેક ધર્મના-દર્શનના સાહિત્યમા 'પર્વ-

---

૧ ૨૩૬મા પૃષ્ઠમા તિથિનુ લક્ષણ એ અપાયુ છે કે આઠમ પૂનમ ચૌદશ નિયમિત આરાધવાના માટે તિથિ ૨ એકાદશીના દિવસે ફેરનારને અનેક પ્રકારના માલમલીદા ઉડાવતા જોઈ એકાદશી તો એમી ઘુઈ કે દુઆ ગી ફી દાદી એવી કહેવત પડી છે

કથાને સ્થાન અપાયેલુ જોવાય છે અહીં હુ આવુ સાહિત્ય શ્વેતામ્બરોને હાથે જે રચાયુ છે તેની ઝાખી કરાવવાના ઉદ્દેશથી એમની કેટલીક કૃતિઓ રચનાસમય અનુસાર નોધુ છુ —

| નામ | કર્તા | રચનાવર્ષ |
|---|---|---|
| પચમીમાહાત્મ્ય | મહેશ્વરસૂરિ | વિ૦ની ૧૧ ૧૨મી સદી |
| દીવાળીકલ્પ | જિનપ્રભસૂરિ | વિ૦ સ૦ ૧૩૮૭ |
| [1]સિરિસિરિવાલકહા | રત્નશેખરસૂરિ | વિ૦ સ૦ ૧૪૨૮ |
| પર્વરત્નાવલી | ઉ૦ જયસાગર | વિ૦ સ૦ ૧૪૭૮ |
| દીપાલિકાકલ્પ | જિનસુ દરસૂરિ | વિ૦ સ૦ ૧૪૮૩ |
| રજ પર્વપ્રબન્ધ | પુણ્યરાજ | વિ૦ સ૦ ૧૪૮૫ |
| શ્રીપાલચરિત્ર | સત્યરાજગણિ | વિ૦ સ૦ ૧૫૧૪ |
| મૌનૈકાદશીકથા | સૌભાગ્યનન્દિસૂરિ | વિ૦ સ૦ ૧૫૭૬ |
| મૌનૈકાદશીકથા | રવિસાગર | વિ૦ સ૦ ૧૬૪૫ |
| સૌભાગ્યપચમીકથા | કનકકુશલ | વિ૦ સ૦ ૧૬૫૫ |
| મૌનૈકાદશીમાહાત્મ્ય | રવિસાગર | વિ૦ સ૦ ૧૬૫૭ |
| જ્ઞાનપચમીકથા | દાનચન્દ્ર | વિ૦ સ૦ ૧૭૦૦ |
| મૌનૈકાદશીકથા | ,, | વિ૦ સ૦ ૧૭૦૮ |
| ભવિષ્યદત્તચરિત્ર , | મેઘવિજય | વિ૦ સ૦ ૧૭૩૨થી |
| (જ્ઞાનપચમીકથા) | | ૧૭૬૦ના ગાળામા |
| શ્રીપાલચરિત્ર | જ્ઞાનવિમલસૂરિ | વિ૦સ૦ [2]૧૭૩૮પછી |

૧ આમા સિદ્ધચક્રનુ માહાત્મ્ય વર્ણવાયુ છે

૨ આ વર્ષમા વિનયવિજયગણિએ 'શ્રીપાલ રાજાનો રાસ ગુજરાતીમા' રચ્યો છે

| | | |
|---|---|---|
| હોલિરજ પર્વકથા | ક્ષેમેન્દ્રસાગરગણિ | વિ. સ ૧૮૨૨ |
| અષ્ટાહ્નિકાવ્યાખ્યાન | ઉ૦ ક્ષમાકલ્યાણ | વિ૦ સ૦ ૧૮૩૫ |
| [1]પર્વકથાસંગ્રહ | ,, ,, | વિ૦ ની ૧૯મી સદી |
| દીપાવલીવ્યાખ્યાન | ઉમેદચન્દ | વિ૦ની૧૯મી (?)સદી |
| શ્રીપાલચરિત્ર | જિનકીર્તિ | વિ૦ સ૦ ૧૮૬૮ |
| ચૈત્રપૂર્ણિમાવ્યાખ્યાન | જીવરાજ | વિ૦ સ૦ ૧૮૯૬ |

---

૧ આ પુસ્તકના મુખપૃષ્ઠ ઉપર " श्रीपर्वकथासंग्रह तथा साधु-श्रावक-आराधना " એવુ શીર્ષક છે એના અતમા " श्रीद्वादशपर्व कथासग्रह साधु-श्रावकाराधनायुक्त समाप्त " એવો ઉલ્લેખ છે આ પુસ્તક સુરતથી ઇ સ ૧૯૨૨મા છપાયુ છે આમા નીચે મુજબની બાર કથાઓ છે –

૧ જ્ઞાનપચમી વ્યાખ્યાન ( પત્ર ૧અ–૬અ )
૨ કાર્તિકપૂર્ણિમાવ્યા૦ ( પત્ર ૬અ–૧૦અ )
૩ મૌનૈકાદશીવ્યા ( પત્ર ૧૦અ–૧૬અ )
૪ પૌષદશમીવ્યા૦ ( પત્ર ૧૬અ–૨૦આ )
૫ મેરુત્રયોદશી વ્યા ( પત્ર ૨૧અ–૨૭અ )
૬ હોલિકાવ્યા૦ ( પત્ર ૨૭આ–૩૧અ )
૭ ચૈત્રીપૂર્ણિમાવ્યા૦ ( પત્ર ૩૧આ–૩૫અ )
૮ અક્ષયતૃતીયાવ્યા૦ ( પત્ર ૩૫આ–૩૮અ )
૯ ચાતુર્માસિકવ્યા૦ ( પત્ર ૩૮આ–૫૨અ )
૧૦ પર્યુષણાષ્ટાહ્નિકાવ્યા૦ ( પત્ર ૫૨આ–૬૮અ )
૧૧ દીપમાલિકાવ્યા ( પત્ર ૬૯અ–૭૩આ )
૧૨ રોહિણીકથા ( પત્ર ૭૪અ–૮૯અ )

ઉપર્યુક્ત દીપમાલિકાવ્યાખ્યાન વિ સ ૧૮૫૨મા રચાયુ છે એમ એની પ્રશસ્તિ જોતા જણાય છે

ઉપર્યુક્ત પંચમી-માહાત્મ્યમાં જ્યેષ્ઠ-પંચમી અને લઘુપંચમી એમ બે તિથિઓ-રીતિઓ જ્ઞાનપંચમીની આરાધના તરીકે દર્શાવાઈ છે આ આરાધનાનો સમય, પંચમીનુ વ્રત ગ્રહણ કરવાની વિધિ, વ્રત પૂર્ણ થયા પછી કરવાનુ ઉદ્યાપન અને જ્ઞાનપંચમી આરાધવાથી જયસેનથી માંડીને ભવિષ્યદત્ત એમ દસ વ્યક્તિઓને સૌભાગ્ય ઇત્યાદિ દસ પ્રકારના ફળ પ્રાપ્ત થયા એને અંગે દસ કથાઓ એમ વિવિધ બાબતો અહીં અપાઈ છે

'ધક્કડ' (ધર્કટ) વંશના વણિક કુટુંબના માહેશ્વરની પત્ની ધનશ્રીના પુત્ર ધનપાલે વિક્રમની અગિયારમી સદીની આસપાસમા અપભ્રંશમા બાવીસ સંધિમા ભવિસ્સયત્તકહા રચી છે આ ભવિસ્સયત્ત (ભવિષ્યદત્ત)ની કથા છે આ ઉપર્યુક્ત પંચમીમાહાત્મ્યને આધારે યોજાઈ હોય તો નવાઇ નહિ આ ભવિસ્સયત્તકહા જર્મનીથી ડૉ યાકોબીએ સંપાદિત કરી ઈ સ ૧૯૧૮મા પ્રસિદ્ધ કરી છે, જ્યારે ગાયકવાડ પૌર્વાત્ય ગ્રન્થમાલામા એ ઈ સ ૧૯૨૦મા બહાર પડી છે એનુ સંશોધન સ્વ ચીમનલાલ ડલાલને હાથે થયુ છે, ને એની પ્રસ્તાવના અને ટિપ્પણ સ્વ પ્રો ગુણેને હાથે થયેલા છે પ્રો ગુણેએ આને દિગંબરીય કૃતિ ગણી છે, અને તે માટે સોળ સ્વર્ગ ગણાયાની વાતનો ઉલ્લેખ કર્યો છે શ્રીઅગરચંદ નાહટાએ પણ એમના એક [1]લેખ (પૃ ૨૮)મા એવો નિર્દેશ

[1] જૈનસિદ્ધાન્ત ભાસ્કર (ભા ૧૧ કિ ૧ પૃ ૨૭-૩૭)મા આ લેખ दिगम्बर जैन व्रतकथायें એ નામથી છપાયો છે એમા

કર્યો છે પણ આ દિગંબર કૃતિ હોવા વિષે શંકા રહે છે આનું કારણ એ છે કે આ કૃતિ (પૃ ૩૯)મા કાર્તિકની, ફાગણની અને અષાઢની એમ ત્રણ મહિનાની પાંચમનો ઉલ્લેખ છે કે જે શ્વેતાંબરોને ઇષ્ટ છે પણ દિગંબર માન્યતા પ્રમાણેની જેઠ સુદ પાંચમનો 'શ્રુતપંચમી' તરીકે ઉલ્લેખ જણાતો નથી. વળી પૃ૦ ૩૯મા સુનંદાને પ્રત્યક્ષ મહાશ્રુતદેવતા અને મહાવ્રતધારી તરીકે ઓળખાવાઈ છે વિશેષમા પૃ૦ ૧૨૬મા મુખે વસ્ત્રનો છેડો રાખી બોલે છે એ વાત છે

આ બધુ વિચારતા ધનપાલ યાપનીય તો નહિ હોય એવો મને પ્રશ્ન સ્ફુરે છે

મેઘવિજયે રચેલ ભવિષ્યદત્તચરિત્ર જે સંસ્કૃતમા પદ્યમા છે તેનો આધાર ઉપર્યુક્ત ધનપાલની કૃતિ હશે આ કૃતિમા એકવીસ અધિકાર છે આ પં મફતલાલ ઝવેરચંદ ગાંધી દ્વારા સંપાદિત થઇ એમની તરફથી ઇ સ ૧૯૩૬મા પ્રકાશિત થઈ છે

જૈન ગૂર્જર કવિઓ (ભા ૧, પૃ ૯૧)મા કહ્યુ છે કે "જેસલમેરસાગરના જૈન મંદિરમા એક હસ્તપ્રતમા નાની ૩૭ સંસ્કૃત અને પ્રાકૃત કૃતિઓ છે તેમા ૧૦ અપભ્રંશ છે નામે **સુઅંધદસમીકહા, રોહિણી-વિધાન-કથા, મુક્તાવલિ વિધાનકથા, અનંતાવ્રતાકથાનક, નિદોષસપ્તમી**

---

આવાઈ છે વિશેષમા મુક્તાવલિ ચંદ્રસૂરિની જિન રાત્રિવિધાનકથા અમરકીર્તિ કૃત જિનપુરંદરવિધાનકથા બાલચન્દ્રકૃત નિ દુઃસપ્તમી ડુધારસી વિધાનનરગઉતારીકથા અને નિર્ઝરપંચમી કથાની આદિ ને અંતની કડી અપાઈ છે

કથાનક, પાશપાઇકહા, જિનપુરંદરકથા, ઉદ્ધરણકથા, જિનરાત્રિવિધાનકથાનક અને સોલહકારણજયમાલ આમાની પહેલી બે બીજા કરતા લામી છે, કારણકે તે દરેકમા બે સધિ છે રોહિણીવિધાનકથાના કર્તાનુ નામ દેવનન્દિ મુનિ છે બીજી કૃતિઓના કર્તા સબધી કઈ જણાયુ નથી"

ઉપર્યુક્ત દસ કથાઓ દિગબરોની રચના છે પૃ ૯૭મા સુઅધસમીકહામાથી થોડીક પક્તિ નમૂના રૂપે રજૂ કરાઇ છે

વિ૦ સ૦ ૧૪૨૩મા જિનઉદયસૂરિના શિષ્ય અને ઠ૦ માલ્હેના પુત્ર વિદ્ધણુએ મગધમા વિહાર કરતી વેળા જ્ઞાન-પચમી-ચોપાઇ રચી છે[1]

જેમ પર્વ-કથાની કૃતિઓ સ્વતત્ર સ્વરૂપે સસ્કૃત, પ્રાકૃત, અપભ્રશ અને જૂની ગુજરાતીમા મળે છે તેમ કેટલીક કૃતિમા એ પ્રસગવશાત્ અપાયેલી પણ જોવાય છે દા૦ ત૦ વિજય લક્ષ્મીસૂરિએ વિ૦ સ૦ ૧૮૪૩મા સસ્કૃતમા રચેલા ઉપદેશ પ્રાસાદમા નીચે મુજબની પર્વ-કથાઓ છે –

(૧) आषाढचातुर्मासिकव्याख्यानम् (स्तम्भ ७, व्याख्यान १०४)
(२) दीपालिकापर्वव्या० (स्त० १४, व्या० २१०)
(૩) कार्तिकप्रतिपदाव्या० (स्त० १५, व्या० २११)
(४) ज्ञानपञ्चमीव्या० (स्त० १५, व्या० २१५)
(५) कार्तिकीपूर्णिमाव्या० (स्त० १५, व्या० २२५)
(६) मौनैकादशीव्या० (स्त० १७, व्या० २५१)
(७) रोहिणीव्या० (स्त० २३, व्या० ३३७)

---

૧ જુઓ જૈ સા સ ૪ (પૃ ૪૪૭).

(૮) હુતાશિનીપર્વવ્યા૦ (સ્ત૦ ૨૩, વ્યા૦ ૨૪૫)

આ આઠે વ્યાખ્યાનો [1]ગુરુપટ્ટાવલી સહિત શ્રીપર્વકથા
સંગ્રહના નામથી "ચારિત્રસ્મારક ગ્રન્થમાલા, ગ્રન્થાંક ૩૪" તરી
ઈ૦ સ૦ ૧૯૪૪મા પ્રસિદ્ધ થયેલા છે

દેવવંદન—ત્રણે ચોમાસી દીવાળી, [2]જ્ઞાનપંચમી, મૌન
એકાદશી અને ચૈત્રી પૂનમ એ પર્વને અંગે સંઘ સમક્ષ દે
વંદન કરાય છે ઈ સ ૧૯૨૧મા અમદાવાદથી છપાયે
દેવવંદનમાળામા શરૂઆતમા વીરવિજયકૃત વીરજન્મ
કુંડલીસ્તવ છે અને અંતમા અમયસુંદરકૃત તીર્થમાલ
સ્તવન અને પ્રમોદસાગરકૃત પર્યુષણાનું ચૈત્યવંદન છે
બાદ કરતા બાકીના ભાગમા જ્ઞાનવિમલકૃત દીવાળીનું દેવવં
વિજયલક્ષ્મીસૂરિકૃત જ્ઞાનપંચમીનું દેવવંદન રૂપવિજયે જ્ઞા
વિમલસૂરિએ તેમજ દાનવિજયે મૌન-એકાદશીને અંગે રચે
એકેક દેવવંદન, દાનવિજયે અને જ્ઞાનવિમલસૂરિએ ચૈત્રી પૂનમ
ઉદ્દેશીને રચેલ એકેક દેવવંદન તેમજ વીરવિજયે પદ્મવિજ
જ્ઞાનવિમલસૂરિએ અને નંદસૂરિએ ચોમાસી અંગે રચેલ એ
દેવવંદન છે એ બધા પ્રસ્તુત છે જ્યારે જ્ઞાનવિમલસૂરિ
અગિયાર [3]ગણધરને અંગેનું દેવવંદન જે આમા છે તે અ
અપ્રસ્તુત છે

---

૧ આ માટે જુઓ સ્ત ૨૪, વ્યા ૩૧૭-૮

૨ આને શ્રુતપંચમી તેમજ સૌભાગ્યપંચમી પણ કહે છે
વિષે મહાનિશીથ ( અ ૧ સુ૦ ૮ )મા ઉલ્લેખ છે આ આગ
સંકલનામા હરિભદ્રસૂરિનો હાથ છે એટલે એ ઓછામા ઓછો ૭૦૦ સ
આઠમા સૈકા જેટલો તો પ્રાચીન છે જ

સજ્ઝાય(સ્વાધ્યાય)—અમુક મુનિવરાદિને તેમજ અમુક અમુક [1]તિથિને ઉદ્દેશીને જેમ સજ્ઝાય યોજાઈ છે તેમ કેટલાક પર્વોને અંગે પણ સજ્ઝાયો રચાયેલી છે તેમાં જ્ઞાનપંચમીની બે અને મૌન-એકાદશીની ત્રણ સજ્ઝાયો હું નીચે મુજબ નોંધુ છું -

| કર્તા | પ્રથમ પંક્તિ | પ્રકાશિત |
|---|---|---|
| વિજયલક્ષ્મીસૂરિ | શ્રીવાસુપૂજ્ય જિનેસરવયણથી | [2]સઝાયમાળા (પૃ૦ ૧૭૨અ-૧૭૩અ) |
| વાચકદેવ | સદ્ગુરૂના હું પ્રણમી પાય | સ૦ પૃ૦ ૧૭૩અ-આ |
| વિશાલસોમસૂરિના શિષ્ય | ગોયમ પૂછે વીરને ગાથા ૧૫ | સઝાયમાળા (પૃ૦ ૧૭૩આ-૧૭૪આ) |
| વાચક ઉદયરત્ન | આજ એકાદશી રે નણદલ મૌન કરી મુખ રહીઈ ગા૦૭ | સ૦ પૃ૦ ૧૭૪આ |
| મકનચંદ | આજ એકાદસિ રે નણદલ પડિકમતા પણ વાતુ ગા૦૮ | સ૦ પૃ૦ ૧૭૪આ-૧૭૫અ |

કેટલાક પર્વોને અંગે [3]ચૈત્યવંદન, સ્તવન, અને [4]થોઈ (સ્તુતિ) પણ રચાયા છે ઉદાહરણાર્થે હું અહીં કેટલીક કૃતિઓનો

---

૧ ચૌ સને અંગે સજ્ઝાય નથી અને એ સકારણ છે પક્ખિયસુત્તની યશોદેવસૂરિકૃત વૃત્તિ (પત્ર ૭૧ આ)માં કહ્યું કે એ રાતે સુત્તપોરિસી નથી તેમજ અર્થપોરિસી પણ નથી જ પણ જેને જેટલા સ્તુતિ-સ્તોત્રો આવડતા હોય તે તે બોલે મૂળ પાઠ નીચે મુજબ છે -

" तं, ग्यणिं नेव सुत्तपोरिसी नेव अत्थपोरिसी, थयथुइओ भणन्ति, जम्स जेत्तियाओ इति "

૨ વિ૦ સં૦ ૧૯૨૬માં અમદાવાદમાં આ છપાયેલી છે

૩-૪ દેવવંદનમાં ચૈત્યવંદન અને થોઈને સ્થાન અપાયું

ઉલ્લેખ કરુ છુ પ્રાચીન સ્તવન સજ્ઝાયસગ્રહમા [1]રગવિજયે [2]પદ્મવિજયે અને [3]વિજયલક્ષ્મીસૂરિએ જ્ઞાન પચમીને અગે રચેલુ એકેક ચૈત્યવદન છે એવી રીતે આ પુસ્તકમા ક્ષમાવિજયકૃત [4]મૌન-એકાદશીનુ અને [5]વિજયલક્ષ્મી સૂરિકૃત દોઢસો કલ્યાણકનુ ચૈત્યવદન છે વળી [6]આમા પદ્મવિજયકૃત પર્યુષણ-ચૈત્યવદન પણ છે એવી રીતે આ પુસ્તકમા પૃ૦ ૫૮-૯મા ગુણવિજય (? રગવિજય)કૃત પચમીસ્તવન (છ ઢાળમા) પૃ૦ ૫-૬મા કાન્તિવિજયકૃત [7]એકાદશી-સ્તવન (ત્રણ ઢાળમા) અને પૃ૦ ૧૧૩-૧૧૪મા જિન ચદ્રસૂરિકૃત એકાદશી-સ્તવન છે આ ઉપરાત ઉપાધ્યાય યશોવિજય ગણિએ વિ૦ સ૦ ૧૭૩૬મા જે મૌન-એકાદશીનુ દોઢસો કલ્યાણકનુ સ્તવન બાર ઢાળમા રચ્યુ છે તેની ખાસ નોધ લઉ છુ, કેમકે એમા નેવુ તીર્થંકરના જે ૧૫૦ કલ્યાણકો થયા છે તેના નામ આપી એની ગણના કરાઈ છે[8]

આ પુસ્તકમા સ્તુતિઓ પણ છે જેમકે [9]હેતવિજયે અને [10]રત્નવિમલે (? જયવિમલે) રચેલી પાચમની સ્તુતિ, [11]માન વિજયે અને [12]વિનયવિજયે રચેલી એકાદશીની સ્તુતિ અને

---

૧-૩ જુઓ અનુક્રમે પૃ ૨ ૩ ૩ અને ૩-૪

૪-૫ જુઓ પૃ ૫-૬ અને ૧૬-૧૭ ૬ જુઓ પૃ ૮-૯

૭ આમા સુવ્રત શેઠનો અધિકાર છે કે જેનો ઉલ્લેખ પર્વ-દેશના (પૃ૦ ૨૪૪)મા કરાયો છે

૮ ઢાળોમા કલ્યાણકનુ ગણણુ નેમે પ્રમાણે કીધુ છે ઢાળ ૧૨, કડી ૩

૯-૧૦ જુઓ પૃ૦ ૨૪-૨૫ અને ૨૫ ૨૬

૧૧-૧૨ જુઓ પૃ૦ ૨૭ ૨૮ અને ૨૮-૨૯

[1]ચિદાનંદ કૃત પર્યુષણની સ્તુતિ[2]

**શ્રીચૈત્યવદન—સ્તુતિ–સ્તવનસજ્ઝાયાદિ સંગ્રહ**-મા કેટલાક સંસ્કૃત ચૈત્યવંદનો અને સ્તુતિઓ છપાયેલા છે જેમકે પૃ૦ ૫–૫૭મા સિદ્ધચક્ર-ચૈત્યવંદન, પૃ૦ ૬૨–૬૪મા બે સિદ્ધચક્ર-સ્તુતિ, પૃ૦ ૭૫–૭૬મા પર્યુષણા-સ્તુતિ (भो भो भव्यजना), પૃ૦ ૭૧મા દીપમાલિકા સ્તુતિ (पापायां पुरि), પૃ૦ ૭૭મા જ્ઞાનપંચમી સ્તુતિ (श्रीनेमि पञ्चरूप०), પૃ૦ ૭૮મા પંચમી-સ્તુતિ (पञ्चानन्तक), પૃ૦ ૭૮–૭૯મા જ્ઞાનપંચમી-સ્તુતિ (शिवेय शङ्खकेतु०), પૃ૦ ૭૯–૮૦મા (મૌન)એકાદશી સ્તુતિ (श्रीमान् नेमि०), પૃ૦ ૮૦–૮૧મા એકાદશી-સ્તુતિ (अरण्य प्रव्रज्या) અને પૃ૦ ૮૧–૮૨મા એકાદશી-સ્તુતિ (उद्दाम शोभागार)

પ્રસ્તુત દેશનાકારે કેટલાક પર્વ પરત્વે[3] લેખો લખ્યા છે એ પૈકી "સિદ્ધચક્ર"મા નીચે મુજબના લેખો છપાયા છે

---

૧ જુઓ પ૦ ૨૮–૩૦

૨ પાચમ અગિયારસ અને દીવાળીની સ્તુતિઓ સંસ્કૃતમા પણ છે

૩ મે આર્હત જીવન જ્યોતિમા કેટલાક પર્વ સબધી મારું વક્તવ્ય રજૂ કર્યું છે જેમકે અખાત્રીજ (ત્રીજી કિરણાવલી કિરણ ૧૬) દીવાળી (ત્રીજી કિ ણા૦ કિ૦ ૨૪) પર્યુષણપર્વ (ચોથી કિરણા૦ કિ૦ ૨૩) અને જ્ઞાનપંચમી (પાચમી કિરણા૦ કિ ૧૯) ત્રિપમા 'પહેલું પારણુ યાને અખાત્રીજની ઉત્પત્તિ" એ નામની મારી કવિતા જૈન ધર્મ પ્રકાશ (પુ૦ [illegible] અ૦ ૭)મા છપાઈ છે

| વિષય | વર્ષ | અંક | પૃષ્ઠ |
| --- | --- | --- | --- |
| ૨૦ શ્રીજૈનદર્શન અને ભગવાન પાર્શ્વનાથ | ૮ | ૭ | ૧૬૬-૧૬૮, પી૦ ૪ |
| ૨૧. પર્વ આરાધનની અવિહ્નતા | ૮ | ૧૧ | ૨૩૮ ૨૪૦, પી૦ ૪ |
| ૨૨ જૈન શાસનમા જ્ઞાનનુ સ્થાન | ૯ | ૨૦ | ૩૨૪ પી૦ ૪-૩ |
| ૨૩ સમ્યગ્જ્ઞાન અને મિથ્યાજ્ઞાન ક્યા ક્યા અને કેમ? | ૯ | ૧૧-૧૨ | ૨૨૦, પી૦ ૪-૩, |

પર્વને અગે શ્રીઆનન્દસાગરસૂરિજીએ વ્યાખ્યાને આપ્યા છે તેમાથી જે લિપિબદ્ધ થઈને 'સિદ્ધચક્ર'મા છપાય છે તેની વિગત નીચે પ્રમાણે છે —

| વિષય | વ૦ | અ૦ | પૃષ્ઠ |
| --- | --- | --- | --- |
| પર્વાધિરાજ | ૧ | ૨૪ | ૫૫૮-૫૬૦ |
| પ્રભુ મહાવીરનો અતિમ સદેશ | ૨ | ૪ | ૭૮ ૮૪ |
| મહાવીરજન્મ-કલ્યાણક | ૩ | ૧૨ | ૨૭૧-૨૭૨ |
| દીવાળીમાહાત્મ્ય અને આઠ સ્વપ્નોનો | ૪ | ૨ | ૩૯-૪૭ |
| સ્ફોટ | ૪ | ૩ | ૫૫-૬૨ |
| | ૪ | ૪ | ૮૦-૮૩ |
| આસન્નોપકારી | ૭ | ૮ | ૧૭૩-૧૭ |
| શ્રીવીર | | | ૧૮૫-૧૮ |
| વિભુની | ૭ | ૯ | ૧૯૯-૨૦ |
| ચરમ | | | ૨ ૯ ૨૧ |
| દે | ૭ | ૧૦ | ૨૨૫-૨૩ |
| શ | ૭ | ૧૧ ૧૨ | ૨૬૫ ૨૮ |
| ના | ૭ | ૧૩ ૧૪ | |
| ...નની મહત્તા | ૮ | ૫-૬ | ૧૧૫-૧૨ |

[1]ગુણુણા ઈત્યાદિ—પર્વની આરાધના કેમ કરવી તે જાણવુ જરૂરી છે જૈન સમાજને એ કહેવું પડે તેમ નથી કે આરાધના એટલે જપ અને તપ વિસ્તારથી કહુ તો કાઉસ્સગ્ગ (કાયોત્સર્ગ), ખમાસમણા ([2]ક્ષમાશ્રમણ), પ્રદક્ષિણા, સાથિયા ગુણુણા (ગણુણા) ઈત્યાદિ પર્વ સાથે સંકળાયેલા છે

કેટલાક પર્વને અંગે ગણુણા ગણુવાની પ્રથા જોવાય છે આ પર્વો પૈકી અહીં દીવાળી, જ્ઞાન-પંચમી, મૌન-એકાદશી, પોસ-દસમી અને ચૈત્ર શુક્લ ત્રયોદશી એ પાંચનો જ વિચાર કરાય છે

દરેક ગણુણા માટે વીસ નોકારવાળી ગણુવાની હોય છે એટલે કે સામાન્ય રીતે જોતા એકનુ એક પદ બે હજાર વાર ગણવાનુ હોય છે

દીવાળી—સાંજ પછી અને મધ્યરાત્રિ પહેલા શ્રીમહાવીરસ્વામિસર્વજ્ઞાય નમ, મધ્યરાત્રિની પછી ને સવારના ચારેક વાગ્યા પહેલા શ્રીમહાવીરસ્વામિપારગતાય નમ, અને કાર્તિક સુદ એકમને સવારે (પહો ફાટતા પહેલા-સૂર્યોદય પહેલા)

---

૧ એનુ સંસ્કૃત શબ્દ 'ગુણન' છે गुणनकम् गुणणउ>गुणणु> गणणु> ગણુણુ ને એ તે કેટલાક ગયણુ તેમજ ગરણુ પણ બોલે છે પ્રાચીન સ્તવન સજ્ઝાય સંગ્રહ (પૃ ૨૮-૨૯)મા જે એકાદશીની સ્તુતિ (ગોપીપતિ પૂછેથી શરૂ થાય છે) તેમા પૃ ૨૯મા ગુણણુ શબ્દ છે ૨ આ પ્રમાણેનો સંસ્કૃત શબ્દ ધર્મસંગ્રહ (અધિકાર ૩ શ્લો૰ ૮૨)ની સ્વોપજ્ઞ વ્યાખ્યામા વપરાયો છે જ્યારે ખમાસમણ એ અર્થવાચક खमासमण' શબ્દ જઇસમાયારી જે યતિદિનચર્યા તરીકે સુપ્રસિદ્ધ છે તેમા दाऊण खमा समण" એ પ્રમાણે શરૂ થતી ગાથામા વપરાયો છે

શ્રીગૌતમસ્વામિસર્વજ્ઞાય નમ એમ ત્રણ પ્રકારે ગણુણા ગણાય છે

જ્ઞાન-પચમી—ૐ હ્રીં નમો નાણસ્સ આ પદ બે હજાર વાર ગણવાનુ હોવાથી એ પદની વીસ નોકારવાળી ગણાય છે

મૌન-એકાદશી—મનુષ્યલોકમા મહાવિદેહ ક્ષેત્ર છોડીને કર્મભૂમિરૂપ પાચ ભરત ક્ષેત્રમા અને પાચ ઐરાવત ક્ષેત્રમા ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળમા જે ચોવીસ ચોવીસ તીર્થકરો થયા તે પૈકી નેવુ તીર્થકરના બધા મળીને દોઢસો કલ્યાણકો મૌન એકાદશીને દિવસે થયા છે આ ચોવીસીમા આપણા ભરત ક્ષેત્રમા ત્રણ તીર્થકરના પાચ કલ્યાણક થયા છે જેમકે અર-નાથની દીક્ષા, મલ્લિનાથના જન્મ, દીક્ષા ને કેવલજ્ઞાન, અને નમિનાથનુ કેવલજ્ઞાન.[1]

પોસ-દશમી—ૐ હ્રીં પાર્શ્વ નાથાર્હતે નમ એમ ગણણુ ગણાય છે

ચૈત્ર શુક્લ ત્રયોદશી—ૐ હ્રીં અર્હતે નમ પદની વીસ નોકારવાળી ગણવી એ આ પર્વને અગેનુ ગણણુ છે

**પુસ્તકની આવશ્યકતા**—શ્રી કાવ્વેદીએ आयाच्या सणाचा प्राचीन व अर्वाचीन इतिहास નામનુ મરાઠીમા પુસ્તક રચ્યુ છે એનો ગુજરાતી અનુવાદ એમણે જ કર્યો છે અને એ ગુજરાત પુરાતત્ત્વ મદિર, અમદાવાદથી વિ સ ૧૯૭૯મા **આર્યોના તહેવારોનો ઇતિહાસ** એ નામથી પ્રસિદ્ધ થયો છે એમા ૪૩ તહેવારો વિષે નિરૂપણ છે તેમા અક્ષય્ય તૃતીયા, દીવાળી અને હોળી એમ ત્રણ તહેવારોની કે જે

[1] આ તીથિ વિશેષ સમજણ માટે જુઓ મારો લેખ નામે 'મૌન એકાદશી અને કલ્યાણકો" આ ટૂક સમયમા છપાશે

જૈનો પણ માને છે તે વિરે નોધ છે, પરન્તુ તેમા જૈન દૃષ્ટિ પ્રમાણેનુ કશુ કથન નથી વળી જૈનોના વિશિષ્ટ પર્વમાથી એકેને આ પુસ્તકમા સ્થાન અપાયુ નથી જૈનો તરફથી પણ જૈન પર્વોના ઇતિહાસ જેવુ એકે પુસ્તક ગુજરાતીમા લખાઇને પ્રસિદ્ધ થયાનુ જાણવામા નથી કે જે વાચીને આપણને પર્વના ઉદય અને વિકાસનુ, એને અંગેની વિધિનુ અને રૂઢિનુ, એના પાછળ રહેલા ઉદ્દેશનુ અને એના ઉપરથી ગ્રહણ કરવાના બોધનુ તેમજ એના તુલનાત્મક મહત્ત્વનુ જ્ઞાન મેળવી શકીએ આથી તો મે આ ઉપક્રમમા પર્વોની સૂચિ, એનો ઉદ્દેશ, પર્વના અંગેના સાહિત્યની આછી રૂપરેખા ઇત્યાદિ હકીકત વિચારી છે

## દેશનાકારનો પરિચય

આગમોદ્ધારકની અમોઘ દેશના શ્રીસૂયગડાગસૂત્ર (પુંડરીકાધ્યયન)" ના ઉપોદ્‌ઘાતમા મે આ **પર્વ-દેશનાના** પ્રણેતા આગમોદ્ધારક જૈનાચાર્ય [1]**શ્રીઆનંદસાગરસૂરિજીનો** સંક્ષિપ્ત પરિચય આપ્યો છે એમા મે આગમોને અંગે એમણે તૈયાર કરેલી ગ્રેપન બાબતો[2], [3]આગમકોશ તેમજ એમણે તૈયાર કરેલા અન્ય નાનામોટા પુસ્તકો, એમણે આગમોને તેમજ અન્ય જૈન કૃતિઓને લક્ષીને આપેલા વ્યાખ્યાનો, આગમોની એમણે આપેલી નવ વાચનાઓ તેમજ આગમોને શિલારૂઢ

૧ એમનો જન્મ ગુજરાતમા કપડવંજમા વિ સં ૧૯૩૧મા થયો હતો એમણે લીંબડીમા વિ સં ૧૯૪૭મા દીક્ષા લીધી હતી એમણે સુરતમા આચાર્યપદવી વિ સં ૧૯૭૪મા અપાઇ હતી

૨ આ બાબતો આગમોદ્ધારસંગ્રહના જુદા જુદા ભાગ તરીકે છપાશે

૩ આ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર સંસ્થા તરફથી છપાય છે

કરાવવામા તેમજ એને તામ્રપત્ર પર કોતરાવવામા એમને સેવેલા પરિશ્રમ વિષે મે નોધ લીધી છે એટલે એ વિષે હુ અહીં ફરીથી કશુ કહેતો નથી એમા પૃ ૧૭મા જે સિદ્ધ-દ્વાત્રિંશિકાનો ઉલ્લેખ છે તે સિદ્ધષટ્‌ત્રિંશિકા જોઇએ ઉપયુક્ત ઉપક્ષેપ છપાયા બાદ **આગરસમાધાન**નો બીજો ભાગ પ્રકાશિત થયો છે એમા એમની અન્ય બાર કૃતિઓની નોધ છે આ પૈકી 'પ્રશ્નોત્તરો' એ આગમોદ્ધારસગ્રહ ભા ૧ **તત્ત્વિક પ્રશ્નોત્તર**' એ નામથી હાલમા છપાય છે

**જૈનગીતા**મા એકન્દર ૩૬ અધ્યયનો છે એમા પહેલા નવમા અરિહતાદિ નવ પદનુ, બીજા નવમા જીવાદિ નવ તત્ત્વોનુ, પછીના ત્રણમા દેવ ગુરુ અને ધર્મ એ તત્ત્વત્રયીનુ, પછીના સાતમા જિનચૈત્યાદિ સાત ક્ષેત્રનુ, પછીના પાચમા અહિંસાદિ ૧મહાવ્રતોનુ અને બાકીના ત્રણમા જ્ઞાન, દર્શન અને ચારિત્રનુ નિરૂપણ સસ્કૃતમા પદ્યમા કરાયુ છે

**આગમમહિમા** એ સસ્કૃતમા લગભગ ૨૫૦ પદ્યોમા રચાયેલી કૃતિ છે

**જિનમહિમા**મા ૮૫ પદ્યો સસ્કૃતમા છે **જ્ઞાનપદ્યાવલી**મા જે છ સસ્કૃત પદ્યો છે એ બધા પૃ ૨૦૬-૨૦૭મા છપાઈ ગયા છે

**સામાયિકેર્યાસ્થાનનિર્ણય, જ્ઞાતપર્યુષણા, રાત્રિક-ચૈત્યગમન, સ્ત્રીપૂજાનિર્ણય અને પ્રતિદિનસ્નાત**

---

૧ મરણસમાધિ (ગા ૨૫૮ ૨૬૧)મા મહાવ્રતોની રક્ષાનો અધિકાર છે

**નિયતાથવિચારણા** આ પાચે કૃતિઓ ગદ્યમા સસ્કૃતમા છે અને એમાની ઘણીખરી ખરતર ગચ્છની રીતિનીતિ વિષેના મતવ્યોના નિરસનરૂપ છે

**તિથિપટ્ટક** પણ સસ્કૃતમા ગદ્યમા છે આમા તિથિનો ક્ષય કે એની વૃદ્ધિ હોય ત્યારે શુ કરવુ તેની સમજણ અપાઈ છે

એક સમયે લગભગ હજાર વર્ષ સુધી ઉત્તર હિંદમા 'અપભ્રશ' ભાષા એ લોક ભાષા-રાષ્ટ્રભાષા (lingua franca)નુ સ્થાન જોગવતી હતી આવુ મહત્ત્વનુ સ્થાન હિંદી ને મળે એ માટે પ્રયાસો કેટલાક વર્ષોથી કરાય છે થોડો વખત થયા હિંદી અને ઉર્દૂ વચ્ચેની ખોટી ખેચતાણને દૂર કરવાના ઇરાદે હિંદુસ્તાની એ નામની કૃત્રિમ ભાષા યોજાય છે પણ હવે જ્યારે હિંદની અખડતાને છિન્નભિન્ન કરનારા પાકિસ્તાનનુ નિર્માણ કરાયુ છે ત્યારે આ યોજનાની હવે જરૂરિયાત ગણાય કે નહિ એ પ્રશ્ન ઉઠે છે આનો ઉત્તર બાજુએ રાખી હુ એ કહીશ કે પ્રસ્તુત દેશનાકારે ઉત્તર હિદમા વ્યાપક બનેલી અને ગુજરાતમા સામાન્ય જનતાને પણ જે થોડી ઘણી સમજાય એવી હિદીમા "શ્રીતત્ત્વાર્થકર્તૃતન્મતનિર્ણય યાને શ્રીતત્ત્વાર્થસૂત્ર કે કર્તા શ્વેતાબર હૈ યા દિગબર ?" નામની કૃતિ રચી છે અને એ વિ સ ૧૯-૩મા પ્રકાશિત થયેલી છે

**આનુષગિક બાબતો—પર્વદેશનામા** પર્વ સબધી વક્તવ્ય હોય—પર્વનુ સ્વરૂપ, એનુ મહત્ત્વ, એને અગે કરવા લાયક કાર્યો નિરૂપાય એ સ્વાભાવિક છે આ નિરૂપણ ઉપરાત પ્રસગવશાત અન્ય બાબતો પણ વિચારાઈ છે

"કડેમાણે કડે" એ કથન સાચુ કે જમાલિનુ "કડે કડે" એ મતવ્ય સાચુ ? આ પ્રશ્નની છણાવટ કરતા દુનિયાદારીની દૃષ્ટિએ –ઉપલક દૃષ્ટિએ જમાલિનુ વિધાન સાચુ ગણાય એમ કહી તાત્ત્વિક દૃષ્ટિએ–વસ્તુત મહાવીરસ્વામીનુ "કડેમાણે કડે" વચન યથાર્થ છે એમ બતાવવા નીચે મુજબના બે મુદ્દા વ્યાખ્યાનકારે રજૂ કર્યા છે એટલુ જ નહિ પણ તે સપ્રમાણ હોવાની પ્રતીતિ કરાવી છે —

(૧) સમયની અપેક્ષાએ સમયમા ક્રિયાકાળ અને નિષ્ઠા કાળ ભિન્ન ન હોઈ શકે (પૃ ૬)

(૨) જે સમયમા કારણ તે જ સમયમા કાર્ય (પૃ ૭)

પૃ ૪૫મા અટ્ઠમનુ કોષ્ટક અપાયુ છે ૧ અટ્ઠમ=૬ આયબિલ=૯ નીવી=૧૨ એકાસણા=૨૪ બેસણા=૬૦ નવકાર વાળી=૬૦૦૦ સ્વાધ્યાય

પૃ ૪૫–૪૬મા અનેક પ્રકારના પ્રત્યાખ્યાન અને તપના ફળ દર્શાવાયા છે

પૃ ૪૯મા પાક્ષિકાદિ પ્રતિક્રમણમાના કાયોત્સર્ગના શ્વાસો ચ્છ્વાસની સખ્યાનો નિર્દેશ છે

પૃ ૫૦મા કેટલા શ્વાસોચ્છ્વાસના કાયોત્સર્ગથી દેવગતિનુ કેટલુ આયુષ્ય બધાય એ હકીકત અપાઇ છે

પૃ ૮૮મા અમારીના છ માસ જે અકબરે ઉપાધ્યાય શાન્તિચન્દ્રના કહેવાથી કબૂલ્યા તેની સ્પષ્ટ ગણતરી અપાઇ છે

પૃ ૮૯મા અખાઈ રાઠોડનો ઉલ્લેખ છે 'અખાઈ રાઠોડ' નામ ઉપદેશપ્રાસાદ (સ્ત. ૧૦, વ્યા ૧૪૮, પત્ર ૧૧૦ આ)મા જોવાય છે

પૃ ૧૦૯મા એક થભિયા મહેલનુ સ્વરૂપ સમજાવાયુ છે

પૃ ૧૨૨મા ૧૦૮ ગુટિકાનો ઉલ્લેખ છે અને દિવ્ય ગુટિકાનો પ્રભાવ વર્ણવાયો છે

પૃ ૧૨૩મા ચદનની મૂર્તિની વાત છે

પૃ ૧૮૫મા ચારિત્ર કે દર્શનના પર્વો આવતા નથી એવો ઉલ્લેખ છે એ ઉપરથી જૈન શાસ્ત્રમા જે તિથિઓની જ્ઞાનાદિક સાથે સકલના કરાઈ છે એ વાત હુ અહીં રજૂ કરુ છુ

**જ્ઞાનાદિની તિથિઓ**—અજવાળિયા અને અધારિયા એ બને પખવાડિયાની બીજ, પાચમ અને અગિયારસ એ છ તિથિઓ જ્ઞાન-તિથિ ગણાય છે એવી રીતે બે [1]આઠમ, બે [2]ચૌદશ, પૂનમ અને અમાસ એ છ ચારિત્ર-તિથિ ગણાય છે બાકીની બધી તિથિઓ 'દર્શન તિથિ' કહેવાય છે

પૃ ૨૦૯-૨૧૧મા જ્ઞાનપચમીને અગે દિગબરોને પ્રશ્ન પૂછયા છે

પૃ ૨૧૪મા જ્ઞાનની મહત્તા વિચારાઈ છે અહીં એ ઉમેરીશ કે **મરણસમાહિ** (ગા ૧૩૫-૧૪૯)મા [3]જ્ઞાનનો મહિમા વર્ણવાયો છે તેનુ આ સ્મરણ કરાવે છે

---

૧-૨ જૈમિનીય સૂત્ર (૯-૧-૪)ના ઉપરના શાબર-ભાષ્યમા નીચે મુજબની વિચક્ષણ અર્થવાળી પક્તિ છે —

"शुक्लश्चतुर्दश्यामुपवसत पश्याम श्येनाश्चाष्टम्याम् "

આનો અર્થ એ છે કે ચૌદશે કબૂતરાઓને અને આઠમે બાજ પક્ષીઓને ઉપવાસ કરતા અમે જોઈએ છીએ

૩ પાચમી કિરણાવલીમા સોળમા કિરણ તરીકે જ્ઞાનનો મહિમા એ નામની મારી કવિતા છપાઈ છે

**વિશિષ્ટ લક્ષણો**—શ્રીઆનંદસાગરસૂરિજીને જૈન દર્શનના તત્ત્વો એટલા બધા સ્પષ્ટપણે અને યથાર્થ સ્વરૂપમા સમજાયા છે કે એઓ એના તારેતાર છૂટા પાડીને એ સમજાવી શકે છે અને વળી તેમ કરતી વેળા પરિભાષાની જટિલ ગૂંથણીનો આશ્રય ન લેતા એઓ સાદી અને સીધી, પરંતુ સાથે સાથે સચોટ ભાષામા એ રજૂ કરે છે[1] ઉદાહરણાર્થે હુ કેટલાક લક્ષણો નોધીશ —

પૃ ૩ સમ્યક્ત્વ એટલે શુદ્ધ માન્યતા

„ ૮ મોક્ષ એટલે આત્માનો છે વો વિસામો

„ મોક્ષ એટલે ન તો છે કર્મની ડખલગિરી કે ન તો છે પુદ્ગલની દરમ્યાનગિરી

પૃ ૧૩૭ આત્મીય સુખ એટલે મોક્ષ

„ ૧૨ દુનિયામા જેને દંડ કે શિક્ષા કહેવામા આવે છે, શાસ્ત્રકારે તે સ્થાને 'પ્રાયશ્ચિત્ત' રાખેલ છે

પૃ ૧૩ જીવની વિરાધનાથી ડરવુ એ જ સમકિતીનુ—જૈનનુ લક્ષણ

પૃ ૧૩૭ જેના છેડે મોક્ષ જરૂર હોય તે ધર્મ

પૃ ૧૪૫ 'મોક્ષ છે' એટલુ માને તે 'ભવ્ય' ગણાય

---

૧ દેશનાકાર પાસે શબ્દનો ભડાર છે એઓ સસ્કૃતના વિશિષ્ટ ઉપયોગી છે પરતુ ભારોભાર સસ્કૃત શબ્દ ન વાપરતા એઓ ઘરગથ્થુ અને કેટલીક વાર તો આ નવયુગના નવયુવકોને અપરિચિત જણાય એવા પરતુ અસરકારક શબ્દો વાપરે છે જેમકે વનશી=ખુશામત (પૃ ૮) શીયાવીયા =ગભરાયેલા (પૃ ૫૭) કેડભગાડુ=કેડ-ભગાડુ (પૃ ૮૧) કોલાપાકોર-દન કો। (પૃ ૨૪૫' કટકા બુકસા—કટકા બટકા (પૃ ૨૮ )

પૃ ૨૨૫ કાલાંતરે બંધ પડેલા માર્ગને ફરી ચલાવે તે 'શ્રીતીર્થંકરદેવ'-તે જ 'શ્રીપરમેશ્વર'

પૃ ૨૭૬ તે તરીકેનુ (તારકદષ્ટિ ) અનુકરણ કરવુ તે 'ભક્તિ'।

અવતરણો—આ દેશનાકારનો શાસ્ત્રીય અભ્યાસ ઊંડો છે અને એની પ્રતીતિ એઓ જે પોતાના વક્તવ્યના સમર્થનમા પ્રાચીન અને પ્રૌઢ કૃતિઓમાથી અવતરણો આપે છે (જુઓ પૃ ૨૮૮) તેથી સહેજે થાય છે આ કૃતિઓની સૂચિ પૃ ૨૯૭-૨૯૮મા અપાઈ છે

અવતરણરૂપે અપાયેના તમામ પાઠો દેશનાકારે દેશના દરમ્યાન જ આપ્યા નથી, પરતુ સંપાદક મહાશયે કેટલાક એમને પૂછીને, કેટનાક અન્ય મુનિવરોને પૂછીને અને કેટલાક પોતે સ્વતંત્રપણે વિચારીને રજૂ કર્યા છે એમ સંપાદક મહાશયનુ કહેવુ છે પૃ ૨૩૧મા જે ત્રિષષ્ટિ૦માથી ચામાસાના ર્ન્ડુ ફરવા માટે અવતરણ અપાયુ છે તે આવસ્સય ચુણ્ણિ (ભા ૧, પત્ર ૧૯)માની નીચે મુજબની પંક્તિનુ સ્મરણ કરાવે છે—

" सो य किर वासुदेवो वरिसारत्ते बहवे जीवा वहिज्जति त्ति ण णीति "

કૃષ્ણ વાસુદેવને અગે "ચોમાસામા થતી વિરાધનાની પરાકાષ્ઠાથી બચવા દરબાર ભરવાનો પ્રતિબંધ મૂક્યો" એમ જે પર્વ-દેશના (પૃ ૧૫)મા કહ્યુ છે તે આવસ્સયચુણ્ણિ (વદણ અજ્ઝયણ, ભા ૨, પત્ર ૧૯)માની ઉપર્યુક્ત પક્તિને આધારે રજૂ કરાયુ હોય એમ લાગે છે

વિશિષ્ટ લક્ષણો—શ્રીઆનંદસાગરસૂરિજીને દર્શનના તત્ત્વો એટલા બધા સ્પષ્ટપણે અને યથાર્થ સ્વરૂ સમજાયા છે કે એઓ એના તાત્ત્વિક છૂટા પાડીને એ જાણી શકે છે અને વળી તેમ કરતી વેળા પરિભાષાની જ ગૂંથણીનો આશ્રય ન લેતા એઓ સાદી અને સીધી, સાથે સાથે સચોટ ભાષામાં એ રજૂ કરે છે[1] ઉદાહરણાર્થે કેટલાક લક્ષણો નોંધીશ —

પૃ ૩ સમ્યક્ત્વ એટલે શુદ્ધ માન્યતા

„ ૮ મોક્ષ એટલે આ માનો છે યા વિસામો

„ મોક્ષ એટલે ન તો છે કર્મની ડખલગિરી તો છે પુદ્ગલની દરમ્યાનગિરી

પૃ ૧૩૭ આત્મીય સુખ એટલે મોક્ષ

„ ૧૨ દુનિયામાં જેને દંડ કે શિક્ષા કહેવામાં આ શાસ્ત્રકારે તે સ્થાને 'પ્રાયશ્ચિત્ત' રાખેલ છે

પૃ ૧૩ જીવની વિરાધનાથી ડરવું એ જ સમકિતીનું—લક્ષણ

પૃ ૧૩૭ જેના છેડે મોક્ષ જરૂર હોય તે ધર્મ

પૃ ૧૪૫ 'મોક્ષ છે' એટલું માને તે 'ભવ્ય' ગણાય

---

૧ દેશનકાર પાસે શબ્દનો ભંડાર છે એઓ સંસ્કૃતના વિશિષ્ટ છે પરંતુ બારોબાર સંસ્કૃત શબ્દ ન વાપરતા એઓ ઘરગથ્થુ લીક વાર તો આ નવયુગના નવયુવકોને અપરિચિત જણાય એવા અસરકારક શબ્દો વાપરે છે જેમકે પનરી=ખુશામત (પૃ ૮) =મમરાયેલ (પૃ ૫૭) કેડબગાડુ–કેડ-બગાડુ (પૃ ૮૧) કો તદ્દન કોરા (પૃ ૨૪૫ કટકા બુકટા–કટકા બટકા (પૃ ૨૮ )

પૃ ૨૨૫ કાલાંતરે બંધ પડેલા માર્ગને ફરી ચલાવે તે 'શ્રીતીર્થકરદેવ'-તે જ 'શ્રીપરમેશ્વર'

પૃ ૨૭૯ તે તરીકેનું (તારકદૃષ્ટિ ) અનુકરણ કરવું તે 'ભક્તિ'

**અવતરણો**—આ દેશનાકારનો શાસ્ત્રીય અભ્યાસ ઊંડો છે અને એની પ્રતીતિ એઓ જે પોતાના વક્તવ્યના સમર્થનમા પ્રાચીન અને પ્રૌઢ કૃતિઓમાથી અવતરણો આપે છે (જુઓ પૃ ૨૮૮) તેથી સહેજે થાય છે આ કૃતિઓની સૂચિ પૃ ૨૯૭-૨૯-મા અપાઈ છે

અવતરણરૂપે અપાયેલા તમામ પાઠો દેશનાકારે દેશના દરમ્યાન જ આપ્યા નથી, પરંતુ સંપાદક મહાશયે કેટલાક એમને પૂછીને, કેટલાક અન્ય મુનિવરોને પૂછીને અને કેટલાક પોતે સ્વતંત્રપણે વિચારીને રજૂ કર્યા છે એમ સંપાદક મહાશયનુ કહેવું છે પૃ ૨૩૧મા જે ત્રિષષ્ટિ૰માથી આમા ત૨ નહિ કરવા માટે અવતરણ અપાયુ છે તે આવસ્સય ચુણ્ણિ (ભા ૨, પત્ર ૧૬)માની નીચે મુજબની પંક્તિનુ સ્મરણ કરાવે છે —

" सो य गिर वासुदेवो वरिसारत्ते बहवे जीवा वहिज्जति त्ति ण णीति "

કૃષ્ણ વાસુદેવને અંગે "ચોમાસામા થતી વિરાધનાની પરાકાષ્ઠાથી બચવા દરબાર ભરવાનો પ્રતિબંધ મૂક્યો" એમ જે ૫૨-દેશના (પૃ ૧૫)મા કહ્યુ છે તે આવસ્સયચુણ્ણિ (વદણ અજ્ઝયણ, ભા ૨, પત્ર ૧૬)માની ઉપર્યુક્ત પંક્તિને આધારે રજૂ કરા[illegible]યુ એમ લાગે છે ।

વ્યાવહારિક બોધ—આ દેશનાક રનુ વ્યવહારુ જ્ઞાન પણ અસાધારણ છે ઘરના આગળે ઓરડી વાળવી નહિ એ વાતનો એમણે પૃ૦ ૨૫મા ઉલ્લેખ કર્યો છે

પૃ૦ ૫૨મા અમ્બરે આગ્રાથી અજમેર સુધીની સડક ઉપર માઈલે માઈલે બધાવેલા મિનારાઓની અને એના ઉપર ટાગેલા હરણના શીંગડાનો ઉલ્લેખ છે

„ ૬૬મા કહ્યુ છે કે દુનિયામા નિયમ છે કે નાત જમાડાય ત્યારે વસવૈયાને ખાસ સતોષવા જોઈએ

„ ૫૬ વાણિયો વાચ્દે છુતે

„ ૭૬ દુન્યવી વ્યવહારમા ખાતા ફેરવવાનો દિવસ એક જ હોય છે

„ ૮૪ મરણની ખબર તો કાગોતરીઓ જ દે, ગોર તો જન્મની વાત કરે

„ ૮૭ માયા ભગી એટલે સનામની ટળી

„ ૮૮ જશ બાપને, દોષનો ટોપલો માને શિર

„ ૧૦૧ જે શીગડે ખાડો અને પૂછડે ખાડો હોય તેને પકડવો ક્યાથી?

„ ૧૧૦ સ્ત્રીઓને ચારગણો કામ ભલે હોય છતા મુખે પ્રાર્થના સ્ત્રીને ન હોય

„ ૧૧૫ બીડામા પાણી પડે ને જેમ હલાવો તેમ ચીકાશ વધે

„ ૧૩૬ દેશાનરે

પૃ૦ ૧૩૭ જે કશા ય કામમા નથી આવતો છતા તેને 'મગળવાર' કહેવામા આવે છે

,, ૧૭૨ પીરને [1]ખોજા વખાણે છે

,, ૧૮૭ ગાયને વધારે જાડે ખીલે બાધવાથી વધારે દૂધ મળે

,, ૨૬૮ કાણા પાનને કચન કરના સાજા પાલવે ત્રાણેયા સારા

,, ૨૬૯ સોનૈયાના વરસા૦ના ભરોને તાળૈયા ન છોડાય

,, ૨૭૩ આરીસો ચોકખો કરીએ તો મોઢુ ચોકખુ દેખાય

વ્યવહારુ દૃષ્ટાંતો—તાત્ત્વિક મુદ્દાઓ સહેલાઈથી સમજાય તે માટે વ્યવહારુ દૃષ્ટાંતો આપવામા આ દેશનાકાર એક્કા છે માન્યતાના ભેદ બતાવવા માટે એમણે વકીલ અને અમીનનુ ઉદાહરણ રજૂ કર્યું છે અને એ દ્વારા જોખમદારી-જવાબદારી કોને શિરે છે તે દર્શાવ્યુ છે (જુઓ પૃ૦ ૪)

મોક્ષમા મીધો ભોગવટો છે એ સમજાવવા માટે એમણે કહ્યુ ઇન્દ્રિઓ અને પુદ્ગલ મેનેજર (manager) અને રીસીવર (receiver)છે ( પૃ૦ ૯)

બાવીસ તીર્થ કરના સાધુઓનો ધર્મ રોકડિયા વેપાર જેવો છે (પૃ૦ ૩૬)

લેણા પૈમાની વસુલાત કેવી રીતે થાય એ દર્શાવી કૈવલ્ય ગુણરૂપ લેણાની વસુલાત માટે મોહક્ષયરૂપી બેલીફ ( bailiff )ની જરૂર પડે એ વાત સમજાવાઇ છે (પૃ૦ ૧૮૯)

**કિસ્સા, કહાની, દૃષ્ટાંતો ઇત્યાદિ**—વ્યાખ્યાન રસમય બનાવવાની એક કળા તે એને કિસ્સા-કહાની ઈત્યાદિ

---

[1] આ દેશનાકારે અન્ય મતાવલમ્બીઓના સાક્ષણિક નામો યોજ્યા છે જેમકે પ્રતિમાના દુશ્મનો ( પૃ૦ ૩૮) ને દયાના દુશ્મનો (પૃ૦ ૪૦ ૨૫૯)

સભાર વડે અલકૃત કરવું તે છે આપણા ભારતવર્ષમા કથાઓની તો જાણે સરિતાઓ વહે છે જુદે જુદે સ્થળે પગે વિહાર કરનારને ઘણુ જોવાજાણવાનુ મળે તેમ છે આનો યથેષ્ટ લાભ લેનારા દેશનાકારે વાનગીરૂપે અહીં જે કથન કર્યું છે તેની નોધ લઉં છુ —

પૃ ૫–૭, ૨૪૫ જમાલિનુ દૃષ્ટાત
„ ૧૯–૨૦ મુસાફરની ઊંધી બુદ્ધિ
„ ૨૬–૨૬ બે શ્રોતાના આચરણ
„ ૪૩-૪૪ ચદનબાલા મૃગાવતીનુ દૃષ્ટાત.[1]
„ ૪૪–૪૫ ક્ષુલ્લક તથા કુભારના મિચ્છા મિ દુક્કડ
„ ૪ ૪૮ લક્ષ્મણા આદીનુ દૃષ્ટાન[2]
„ ૫૦–૫૧ વજસ્વામીનુ દૃષ્ટાત.
„ ૬૯–૭૦ કાલિયા કસાઈની કથા
„ ૭૫–૭૬ સાર્થવાહની વાત–મૂછના વાળની કિંમત
„ ૧૦૮–૧૨૭ ઉદાયન રાજર્ષિ, કુમારનદિ ને નાગિલના વૃત્તાન્ત
„ ૧૩૪–૧૩૫ શિક્ષકનુ રાજીનામુ
„ ૨૪૧–૨૪૩ વાણીના દોષમા શેઠનુ દૃષ્ટાત[3]
„ ૨૭૫–૨૭૬ આંધળા બાવાની ટોળી

**મનનીય વાક્યો**—પર્વ-દેશનામા મનનીય વાક્યો-હકીકતો ડગલે ને પગલે જોવાય છે એનો કઈક ખ્યાલ આવે તે માટે નીચે મુજબના વાક્યો ઉદ્ધૃત કરી આ ઉપક્રમ પૂર્ણ કરીશ

---

૧ આ કથા કના છે તેની સક્ષિપ્ત નોધ પૃ ૪૩મા અપાઇ છે
૨ આને માટે મહાનિસીહની સાક્ષી અપાઈ છે
૩ પૃ ૨૪૪મા સુનદ શેઠના દૃષ્ટાતનુ કેવળ સૂચન છે

પૃ૦ ૨૬ સાધુ ઉપાસ્ય તથા ઉપાસક બન્ને છે

„ ૩૧ અતિથિસંવિભાગમા જે દાન છે તે સાધુ થનારને આપવાનુ છે અતિથિસંવિભાગ વ્રત મુજબ દાન દેનારો સાધુપણાનો સોદો કરે છે

„ ૩૨ જે વસ્તુ જે અપેક્ષાએ જે રીતિએ રહેલી હોય તે વસ્તુને તે અપેક્ષાએ તે રીતિએ જોવી-કહેવી તેનુ નામ 'સ્યાદ્વાદ'

„ ૩૨ સર્વજ્ઞ ભગવાન્ સ્યાદ્વાદને યથાસ્વરૂપ કહી શકે

„ ૩૮ જૈન શાસનમા એકલા જ્ઞાનની, માત્ર વિદ્વત્તાની કે વક્તૃત્વની કિંમત નથી જૈન શાસનના પગથિયામા તો અમલની, આચરણની અને ચારિત્રની કિંમત છે

પૃ ૪૦ જૈનોમા ધર્મ કેવલ દયા ઉપર જ નિર્ભર છે

„ ૫૧ ગુજરાત, સૌરાષ્ટ્ર મારવાડ, મેવાડ, માળવા, કચ્છ વગેરેમા જે ધર્મની છાયા છે-જે દયાની છાયા છે જૈનેતરોમા પણ જે તે છાયા છે, માંસાહારપરિહાર જે દેખાય છે તે પ્રભાવ કુમારપાળ મહારાજાનો છે

પૃ ૫૭ શ્રદ્ધા-પ્રતીતિ કોઈ અજબ ચીજ છે

„ ૬૦ સાધુ એટલે વાણીઆના ગુરૂ! વાણીઓ દેતા ય લાભ મેળવે, લેતા ય લાભ મેળવે ખરીદીમા, વિક્રયમા બેયમા લાભે લોટે તે વાણીઓ!

પૃ ૬૩ વિષયલાલસાના કારણે રાજ્ય જાય એમા નવાઈ શી?

„ ૭૪ ગમે તે પ્રકારે પણ અમારિપડહો વગડાવવો જોઈએ

પૃ ૭૪ શાસનની શ્રદ્ધાવાળા માટે તો ચાહે પંચાંગીનુ કે ચાહે પ્રકરણનુ કે ચાહે ચરિત્રનુ વચન પણ માન્ય જ છે

પૃ૦ ૭૭ સાધુનો દીક્ષાપર્યાય જેટલા પર્યુષણપર્વ જાય તેટલા વર્ષનો ગણાય છે

„ ૮૨ દશ પ્રાણની ધામધૂમ ધન માટે છે

„ ૯૪ બોલીનો રિવાજ નવો નથી

„ ૧૦૦ પ્રતિમા વહન કર્યા વિના દીક્ષિત ન થઈ શકે તેવો નિયમ નથી

„ ૧૦૦ દેશવિરતિ વિના સર્વવિરતિ હોય નહિ એવો નિયમ કરાય નહિ

„ ૧૦૩ બેસણુ ખુદ પૌષધ છે

„ ૧૦૭ અનુમોદન કરવા લાયકમા બીજા દોષો છતા અનુમોદનીય પ્રવૃત્તિની અનુમોદના થાય છે

„ ૧૧૦-૧૧૧ શાસ્ત્રકારો કામને પડખે પણ ચઢવાની ના પાડે છે

„ ૧૩૨ ધર્મ માટે પૈસા પેદા કરવા એટલે તો જાણી જોઈને કચરામા પગ મૂકવો અને પછી પગ ધોવા બેસવુ તેના જેવુ છે

„ ૧૩૨ ધન ધર્મ માટે કમાવાનુ નથી ધર્મ પણ એમ કરવાની ના કહેછે

„ ૧૩૬ આ ચારેય ચીજ (કુટુબ, કચન, કાયા અને કામિની) નિકાશના પ્રતિબધવાળી છે

„ ૧૫૨ જૈન દર્શન દેવલોકને (સ્વર્ગને) પ્રાપ્ય માને છે સાધ્ય મોક્ષનેજ માને છે

„ ૧૬૫ જો કૈવલ્યપણાનુ ધ્યેય જ ન હોય તો પણ શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મ હોય તોયે શુ અને અશુ.

?

પૃ ૧૭૩ અનુભવપૂર્વકનુ જ્ઞાન એ દેખતાનો માર્ગ છે, જ્યારે અનુભવ વિનાનુ જ્ઞાન તે આધળાનો માર્ગ છે

પૃ ૧૭૪ ગણધર ભગવાનો, દશપૂર્વીઓ વગેરે સઘળા કેવળજ્ઞાનની અપેક્ષાએ આધળાની લાકડીએજ ચાલનારા છે

પૃ ૧૭૫ જ્ઞાન એ કોઈ દૃશ્ય થાય એવી વસ્તુ નથી, એ અરૂપી ચીજ છે

„ ૧૭૯ બીજાના જ્ઞાન કિંવા અજ્ઞાનને જાણવુ એ માત્ર સર્વજ્ઞનુ જ કામ છે

„ ૧૭૭ મન પર્યવજ્ઞાનમા આત્માનો સ્વભાવ જાણવાની શક્તિ રહેલી નથી

„ ૧૮૦ આત્માનો અપૂર્વ ગુણ—આત્માની અપૂર્વ સિદ્ધિ તે કેવલ્યજ્ઞાન છે

„ ૧૮૧ સમ્યગ્દર્શન એ આખો છે, અને એ આખોની જેને પ્રાપ્તિ થઈ છે તે જ આત્મા કેવલ્યજ્ઞાનને જોઈ શકે છે

પૃ ૧૮૨ જૈન શાસન એટલે વૈજ્ઞાનિક ધર્મ

„ ૧૮૫ ચારિત્ર કે દર્શનના પવો આવતા નથી

„ ૧૮૭ આત્માને ધર્મક્રિયાઓમા પરોવવો એ ગાયને જાડા ખીલા સાથે બાધવા બરાબરજ છે

„ ૧૯૭ જ્ઞાન એ વર છે અને ચદરવાપુઠિયા એ તેના જાનૈયા છે

„ ૨૦૧ જ્ઞાનના અશમાથી ચારિત્રના ચક્રની ઉત્પત્તિ થાય છે ચારિત્રના ચક્રમાથી જ્ઞાનના ચક્રની ઉત્પત્તિ થવા પામતી નથી.

પૃ ૨૦૪ જ્ઞાનની જે વિશુદ્ધ દશા છે તે ચારિત્ર દશા છે

„ ૨૦૯ એક દૃષ્ટિએ શ્રુતજ્ઞાન સઘળા જ્ઞાનમા સર્વોપરી જ્ઞાન છે

પૃ ૨૧૩ જ્ઞાનની આરાધના એટલે જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધનો એ ત્રણુની ભક્તિ

„ ૨૧૪ જ્ઞાન એ મોક્ષરૂપી મહાલયનો કીર્તિવતો શણુગાર છે

„ ૨૨૬-૭ ધર્મનુ રહસ્ય એ કે ત્યાગમા સુખ અને ભોગમા દુ ખ

„ ૨૨૮ ભોગજીવન અને ત્યાગજીવન એ ઉભય જીવનના શ્રીઋષભદેવજી ભગવાન્ પ્રથમ પ્રવર્તક છે

„ ૨૪૪ મુનિપણુ તે જ સમકિત

„ ૨૪૬ જૈન શાસનનો સિદ્ધાત રોકડિઓ છે

„ ૨૪૬ બધના પરિણામના સમય એ જ બધ થયાનો સમય તે જ સમયે નિર્જરા

„ ૨૪૬ બારીક જેટલા સમયમા આરભ તથા સમાપ્તિનો ભાગ જ નથી આરભકાળ તે જ નિષ્ઠાકાળ નિષ્ઠાકાળ તે જ આરભકાળ

„ ૨૪૮ વ્યવહાર વગરના નિશ્ચયવાળા પડેલા છે

„ ૨૪૯ અનતજ્ઞાનીઓએ ત્યાગને સ્વલિંગ ગણાવેલ છે

„ ૨૫૨ આરાધના શકિત ઉપર આધાર રાખે છે આરાધ્યતા શ્રદ્ધા ઉપર આધાર રાખે છે

„ ૨૫૭ મનુષ્યોનો વિચાર એ પ્રવૃત્તિની જડ છે, વિચારની જડ પરિવાર છે

„ ૨૯૮ આ દુષમકાળ એ ઓરમાન માતા જેવો જ

આષાઢ શુકલ ચતુર્દશી

વીર સવત્ ૨૪૭૪

જામનગર નિવાસી—

સ્વ૦ સંઘવી શેઠ ચુનીલાલ લક્ષ્મીચંદ



જેમના નિમિત્તે આ ગ્રન્થનું પ્રકાશન થયું છે

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર

શ્રીસિદ્ધચક્રાય નમ

# શ્રમણોપાસક પુણ્યચરિત્ર દાનવીર સઘપતિ સ્વર્ગસ્થ શેઠશ્રી– ચુનીલાલ લક્ષ્મીચદની જીવનરેખા

---

ધન્ય પુણ્ય એ શ્રાદ્ધવર્ય જે દેવગુરૂ ભક્તિ કરતા,
જિનવાણીનુ શ્રવણ કરી નિત્ય જીવન પુણ્ય રસે ભરતા
લક્ષ્મીચદ સુત પુણ્યલક્ષ્મીને સાતે ક્ષેત્રે વાપરતા,
સ્વર્ગ સિધાવ્યા શેઠ ચુનીભાઇ અરિહત પદ ઉચ્ચારતા. ॥૧॥

---

સૌરાષ્ટ્ર (કાઠીઆવાડ)ના હાલાર પ્રદેશનુ પેરિશ ગણાતુ જામનગર શહેર જગમશહૂર છે સિદ્ધગિરિજીની ટુક જેવા દેદીપ્યમાન અનેક ગગનચુમ્બી જિનાલયોથી શોભતુ અને પૂ૦ શ્રમણ ભગવતો અને શ્રમણીજી મહારાજોના પુનિત પાદ સ્પર્શથી અહર્નિશ પાવન રહેતુ પાત્રીશ હજારની વસ્તીવાળુ આ શહેર, આજે પણ ધર્મચુસ્ત જૈનોના બારસેહ ગૃહોથી ઓપી રહ્યુ છે જેમા શ્વે૦ મૂ૦ પૂ૦ જૈનોના નવ્વો ઘરો ગણાય છે

શ્રાવકના ઉચ્ચ સસ્કારોથી ઉન્નત જણાતા એવા અનેક ધનાઢ્ય જૈન કુટુબોનુ આ શહેરમા ડગલે ને પગલે દર્શન થાય છે એવા તવગર અને ધર્મવત્સલ કુટુબોમા પણ વર્ત-

માન જૈન જગતને ખૂણે ખૂણે પકાયેલુ—ઓસવાલ જ્ઞાતિના સુપ્રસિદ્ધ શેઠ શ્રીધારશીભાઈ દેવરાજ વહોરાનુ ધર્મનિષ્ઠ કુટુબ અગ્રગણ્ય છે

શેઠ શ્રીધારશીભાઈની પુણ્ય ઋદ્ધિના પ્રતિક સમા તેઓ શ્રીના કુલદીપક સુપુત્રો-શેઠ શ્રીપોપટલાલભાઈ (જેઓશ્રીને શ્રીમાન્ કદરદાન જામસાહેબે પરમ વાત્સલ્યતાથી 'ઓર્ડર ઓફ મેરીટ'-નગરશેઠના માનવતા ઈલ્કાબથી અલકૃત કર્યા છે) તથા સ્વર્ગસ્થ શેઠ શ્રીલક્ષ્મીચદભાઈએ પણ પોતાની ઉદાત્ત ધર્મપરાયણતાની સુવાસ જગતભરમા બહેકાવી છે

શેઠ શ્રીલક્ષ્મીચદભાઈના ઉદારદિલ સુપુત્ર (નગરશેઠ શ્રી પોપટલાલભાઈના ભત્રીજા) **સદ્ગત શ્રી ચુનીલાલભાઈની ધર્મ** પરાયણતા-દેવ, ગુરુ અને ધર્મ પ્રત્યેનો અવિહડનેહ-અસ્ખલિત સદાચારિતા દીર્ઘદષ્ટિતા-અને નાણાકી કડી તૂર્ત જ ભૂલી જઈને કોઈનો પણ ઉપકાર કરી છૂટવાની તન્મયતા વગેરે જગવિખ્યાત છે તેઓશ્રીની આ સતશીલતા, તેઓશ્રીના સુજ્ઞ પરિચિતોની સામે આજે-તેઓશ્રીના દુ ખદ વિરહે પણ જેવીને તેવી જ તાજી છે

મુબઈના શેરબજાર અને ચાદીબજાર જેવા વિશાળ વ્યાપારી ક્ષેત્રોમા તેઓ અગ્રગણ્ય કુશળ અને અટલ હિંમતવાન તરીકે મશહૂર હતા

**નગરશેઠ શ્રીપોપટલાલભાઈની** ઉદાર ધર્મસેવાઓ અનેક છે, અને તે જગતભરમા પ્રસિદ્ધ છે શેઠ શ્રીચુનીભાઈએ પણ એ જ પુનિત દિશામા પ્રયાણ કર્યું હતુ, અને ક્રમે પોતાનુ જીવન કાકાની એ ઉદાર ધર્મસેવાઓની હરોળમા લાવી મૂક્યુ હતુ એ જીવન કદાચિત્ તો કાકાની સેવાઓને પણ ટપી

જતુ ! કાકા, એ જોઇને ખુશી થતા કાકાની આ ખુશાલીના બદલામા એ ભત્રીજા પણ એવા સાગરદિલના કે-કાકાને મર્યાદા પિતા તુલ્ય માની પોતે બજાવેલા સ કાર્યમા કાકાનુ નામ આગળ કરે, અને તે બીનાની કાકા તેમજ અન્ય કોઇને ગધ પણ ન આવવા દે! તેઓ જેવા ગભીર ધર્મવીર હતા તેવાજ ગભીર દાનવીર હતા. સુપાત્રે અપાતા અઢળક દાનની અનેક વાતોને દુનીમા જ સ્થાન આપતા અનુ પા કર્યા વિના તે અત્ર આવે નહિ આ રીતે કરાતુ આ આલેખન અલકાર કે અતિશયોક્તિ નથી, પરતુ સત્ય બીના છે મઘવી ચુનીભાઇ પ્રસિદ્ધિમા આવવાની અરુચિવાળા, બહુ જ ઓછાબોલા અને કર્યું કામ નહિ ગાવાની ટેકવાળા હોવાને લીધે, તેઓમા રહેલા આ ગુણો ગુણીઓને તેમના અતિપરિચિતો પણ તથા પ્રકારની સૂક્ષ્મ બુદ્ધિના અભાવે સમસ્ત પ્રકારે સાભળવા કે જાણવા ન પામ્યા હોય તે બનવા જોગ છે

ધર્મી, જગતમા પણ વિવિધ પ્રકારના ધર્માત્માઓ જોવામા આવે છે ભગવતે કહેલ-'દાન શીલ, તપ અને ભાવ' એ ચાર ધર્મમાથી કોઇમા 'દાનધર્મ હોય તો શેષધર્મનો અસદ્ભાવ હોય છે' કોઇમા દાન અને ભાવધર્મ હોય તો શીલ અને તપધર્મનો અભાવ હોય છે! કોઇમા શીલ કે તપધર્મ હોય તો દાન કે ભાવધર્મનો અભાવ હોયછે! પરતુ પૂર્વોપાર્જિત પુણ્યના યોગે મઘવી ચુનીલાલભાઇમા એ ચારે ય ધર્મો સાથે જોવામા આવતા તેથી પીડિત બનીને રહ્યા હોય એમ જોતા અને સમજતા મળતુ પવિત્ર પણ છદ્મસ્થ પુરુષને આમા ય દોષો તો સુલભ છે, છતા અનેક પ્રસગોના વિ અપકો દ્વારા, પ્રાપ્ત સામગ્રી દ્વારા અને વ્યક્તિઅનુભવ દ્વારા

જીના જીવનમાથી જે પ્રશસ્યકવનો જડી આવે છે, તે તેઓમા અનુકરણીય એવા અહોળા ગુણોની હયાતી બતાવે છે ગુણોની બાહુલ્યતાવાળા પવિત્ર પુરુષોની જીવનઝરમર સ્વપરના ઉપકારને અર્થે નીવડે છે, એ બીના ધ્યાનમા રાખીને અહીં સઘવી શ્રીચુનીભાઈના સુવાસિત જીવનની આછી રૂપરેખા આલેખતા આનદ થાય છે

પ૦ પૂ૦ આગમોદ્ધારક આચાર્ય મહારાજશ્રીનો બહુમુલો આદેશ મેળવીને લાખોના સદ્વ્યયે કાઢેલ શ્રીગીરનારજી તથા શ્રીસિદ્ધગિરિજી તીર્થનો સઘ, શ્રીસિદ્ધગિરિરાજની તલેટીના અલકાર સમા શ્રીવર્દ્ધમાન જૈન આગમમદિરના મધ્યભાગમા લાખના સદ્વ્યયે રચાયેલુ પોણોસો ફુટની ઉચાઈ વાળુ મનોહર શિખરબધ વિશાળકાય ગગનચુબી ભવ્ય જિનાલય, એશી હજારના સદ્વ્યયે ઉજવેલ શ્રીસૌભાગ્યપચમી તપ તથા શ્રીનવપદજીની શાશ્વતી ઓળીના તપનુ અનુપમ ઉદ્યાપન, પાસઠ હજારના સદ્વ્યયે જામનગર મુકામે દેવવિમાન જેવો બધાવેલ શ્રીલક્ષ્મીઆશ્રમ (ઉપાશ્રય) અધેરી મુકામે હજારોના સદ્વ્યયે રચાવેલુ કાચના મીનાકારીથી આદર્શ જિન મદિર, શેઠ ધારશીભાઇ ભોજનાલય જામનગરમા આપેલ રૂપીઆ ત્રીશહજાર, શ્રીરળીયાતબાઇ વર્દ્ધમાન તપ આયબિલ ખાતુ જામનગરના આપેલ રૂપીઆ વીશ હજાર, માડવગઢ અને મક્ષીજી તીર્થની યાત્રા પ્રસગે જીર્ણોદ્ધાર તેમજ સાધારણ ખાતા આદિમા આપેના રૂપીઆ પદર હજાર, શ્રીનવપદ લક્ષ્મી નિવાસ ઉજ્જૈનમા આપેલ રૂપીઆ નવ હજાર વગેરે તો સઘવી ચુનીભાઇની જાહેર ઉદારતાના કીર્તિસ્થભ સમા સસ્મરણો છે

સઘવીજીના જીવનચરિત્રની આ આછી છાયા હોવાથી

આ આલેખન તેઓના પુણ્યજીવનને સંપૂર્ણતયા કહેવા સમર્થ થાય તેમ નથી અહીં માત્ર ગુણપિપાસુ જનોને સંતોષ આપવા બોધક અને અનુકરણીય એવા યાદગાર પ્રસંગોનું દિગ્દર્શન અપાયુ છે સિવાય તો એ **સુગાશાસન-સેવક સંઘવીજીએ** આગમગ્રંથો આદિ શાસ્ત્રોના મુદ્રણ કામ આદિમાં હજારો રૂપીઆનો છૂટે હાથે સદ્વ્યય કરી જ્ઞાનનો પણ સુંદર ફેલાવો કરવા વડે આત્માને કૃતકૃત્ય કર્યો છે અનેક વર્ષો સુધી માત મૈત્રો સતત પોષ્યા છે દર વર્ષે દેવદ્રવ્યની ઉપજ અર્થે બોલાતી હજારો રૂપીયાની ઘીની બોલી, દેવ-ગુરૂના ભવ્ય વરઘોડાઓ શાંતિસ્નાત્રાદિ ધર્માનુષ્ઠાનો, સાધર્મિક વાત્સલ્યો વગેરેમાં હજારોનો સદ્વ્યય અસ્ખલિત ચાલુ રહેતો પર્વતિથિ નિર્ણય નામના પુસ્તક પ્રકાશનમાં પણ સંઘવીજીનો પંદરસો રૂપીઆનો ફાળો ખરો જ! છૂટી છવાઈ આવી તો અનેક પ્રસિદ્ધ અને છુપી સખાવતો સાંભળવામાં અને જોવામાં આવતી, પરંતુ એ બધી જ વિગતો વિગતથી પૂરેપૂરી કોણ જણાવે? જેઓએ પોતાના હૈયાને સત્કાર્યની સીમામાં બાંધવા દીધી નથી, જેઓએ પોતાના હૈયાને ગુપ્ત કે જાહેર દાન અને સમાજસેવાદિ સત્કાર્યોની નોંધ રાખવા પ્રેર્યુ નથી, તે શ્રીચુનીભાઈની અપરિચિત સખાવતો તેમજ સામાજિક અને ધાર્મિક કાર્યોની હારમાળાઓથી મઘમઘતી સંપૂર્ણ જીવનરેખા કોણ જણાવે? અને એ સિવાય માનવની માફક પશુગણનું પણ ભાઈચારાના દાવાથી પોષણ કરનાર **શેઠશ્રી ચુનીભાઈની** સર્વાંગસાધક જીવનરેખાને આ આલેખનમાં સંપૂર્ણપણે રજુ પણ શા આધારે કરી શકાય?

પરમ પુણ્યોદયના યોગે આદર્શ તવંગર બન્યા છતાં **સંઘવીજીએ** જીવનભર એકધારી ધરાવેલ નિરભિમાનતા

સરળતા–ભદ્રિકતા–અને વડીલોની અખડપણે સાચવેલી શોભનીય સાદાઈ વગેરે મનનીય ગુણો, સામાન્ય ધનાઢયતામા પણ અક્કડ રહીને ફક્કડ ફરતા શ્રીમાનોને લજાવી મૂકતા હતા જો કે ગભીર પુરૂષોના આવા અદ્વિતીય આદર્શ અને અનુકરણીય ગુણોનો અનુભવ અતિપરિચયવાળા ગુણ દૃષ્ટિવાન જીવોને જ થવા પામે છે તો પણ રોમે રોમે સ્થાન જમાવી બેઠેલા તે ગુણો સામા ન્યતયા તો હર કોઈને વાતવાતમા ઝળકાટ આપતા હોય છે

મઘવીજી માનવસસ્કારની માતા સ્વરૂપ ભારતીય સસ્કૃતિના અન ય પ્રેમી હતા ધર્મશ્રદ્ધા અને માનવ સસ્કારને સીધો ફટકો મારનારી આધુનિક સસ્કૃતિના અશ ભાગને પણ પોતાના જીવનમા તેઓએ સ્થાન આપ્યુ ન હતુ ! આથી જ તેઓ શુદ્ધ દેવ-આગમોદ્ધારક મહાપુરૂપ જેવા શુદ્ધ પ્રરૂપક પ્રૌઢ ગુરુ અને અવિચ્છિન્ન પરપરાને ચુસ્તપણે સેવીને આજીવન આરાધક રહી શકયા હતા

લાખોની ઉથલપાથલવાળા મહાન્ વેપારો હાથ ધરતા ચડતી પડતીના આવી પડતા પ્રસગોને નિર્વિકારદશાએ પચાવી દેવાની સહિષ્ણુતાના અદ્ભૂત ગુણ વડે ગમે તે સજોગોમા પણ તેઓ એકાધાર જણાતા થનથનતી યુવાનીમા પણ તેઓએ વડીલોની એકાદ વખતે ય મર્યાદા લોપી હોવાની વડીલો પાસેથી મુખે વાત સાભળી નથી અને હૈયામા યાદી દીઠી નથી !

આકસ્મિક એવા કે–સામા ચલતા સર્વ કોઈને સફળ ન થાય તેવુ જણાતુ હોય પણ ખચકાયા વિના તેઓ ઝડપભેર હાથ ધરતા અને ઘણે ભાગે તેમા સફળ નીવડતા આ તેઓનો પ્રૌઢ અનુભવવાળો વિશાળ બુદ્ધિવૈભવ, તો દેખાવમા ધી। જણાતા

હતા છતા કાર્યમા ઝડપી અને અદમ્ય ઉત્સાહી હતા કોઈ પણ સાથેનો અલ્પ પણ વિરોધ તેઓને કટકની જેમ ખૂચતો

આમ તો તેઓની શાત અને ગભીર મુખમુદ્રા જ એમને શાતિપ્રિય દાતાર અને કલ્યાણકામી સદ્ગૃહસ્થ તરીકે સીધા જ ઓળખાવી આપતી ! અને તેથી તેઓની હયાતીમા તેઓની આ પ્રકારની ગુણ પ્રસિદ્ધિને જન્મ મળ્યો નહોતો પરતુ કમનશીબે સમાજના એ ધર્મનિષ્ઠ નરરત્ન તા ૩૦-૩-૪૬ ને શનિવારની રાત્રિના બે વાગે અધેરી મુકામના પોતાના બગલામાથી મૃત્યુએ અચાનક ઝડપી લીધુ, ત્યારથી એ શાત અને ગભીર-મુદ્રા આ જગતમાથી સદાને માટે અદૃશ્ય થવાથી **સઘવીજીના** ગુણદેહને સમાજમા જાળવી રાખવા તેઓની જીવનરેખાનુ આ આછુ આલેખન આવશ્યક બને છે

સબધીજનોની પણ દાક્ષિણ્યતા જાળવ્યા વિનાની મધ્યસ્થના-સમભાવિતા, સત્યપ્રિયતા સમાજ અને શાસનની હિતચિંતકતા, શાસન માટેની જીદગીભરની મુગી વફાદારિતા અને બાળ-યુવાન-વૃદ્ધ તમામ સાથે સમાન ભ્રાતૃભાવભરી મિલનસારિતા વિ. આ સર્વ ગુણો હજારો ગણનાપાત્ર સજ્જનો તેમજ સખ્યાબધ કોન્ફરન્સ્યાધીશો વચ્ચે પણ સઘવીજીનુ બાહ્યથી તેમજ અતરથી ઉચ્ચ સ્થાન હતુ કોઈ તેઓને શેઠ કે 'સઘવી' કહીને બોલાવે તેમા તેઓ જેટલા પ્રસન્ન નહોતા તેટલા જ કોઈ **ચુનીભાઈ** કહીને બોલાવે તેમા તેઓ પ્રસન્ન હતા !

સ્વભૂજે ઉપાર્જિત અઢળક સામગ્રી સપન્ન ઉન્નતકક્ષાની દશામા અને અનેક પ્રકારના વ્યાપારક્ષેત્રના બહોળા પ્રગતિશીલ વ્યવસાયવાળા વ્યવહારી જીવનમા પણ શેઠશ્રી **ચુનીભાઈ**, નિરતર

પ્રભુપૂજા-દર્શન, ગુરૂવંદન, ઉભયટંક પ્રતિક્રમણ, સામાયિક, વૈયાવચ્ચ-ભક્તિ, વ્યાખ્યાન-શ્રવણ, શ્રુતજ્ઞાનની સુંદર આરાધના, ઉપવાસ-આયંબિલ-એકાશન આદિ તપોનુષ્ઠાન વગેરે આત્મીય પ્રગતિ સાધી આપનારા ધર્માનુષ્ઠાનોને તો વ્યસન તરીકે નિયમિત આદરી શકતા! કારણ એક જ કે-તે તે ધર્માનુષ્ઠાનોને તેઓએ પોતાના આત્મા સાથે વણી લીધા હતા **શ્રીપાલીતાણા વર્દ્ધમાન જૈન આગમમંદિરમાં** આવેલા પોતાના મંદિરના (અંધેરી મુકામના પોતાના આલેશાન બંગલામાં) ઘેર બેઠા પણ નિત્ય દર્શન કરવાની તીવ્ર અભિલાષાને પોષવા **સંઘવીજીએ** પંદરસોના ખર્ચે સાદશ્ય ચિતાર ખડું કરતું એક સુંદર અને નાજુક પ્લાસ્ટર ઓફ પેરીસનું શાશ્વત દેવનાજ જિન પ્રાસાદ બનાવરાવેલું હતું જેનું નિત્ય દર્શન કરીને પોતે સાક્ષાત્ આગમમંદિરના દર્શન કર્યાનો આહ્લા અનુભવતા હતા. પુણ્ય આયુષ્યના અંતિમ ત્રણ માસમાં પ્રથમ ટાઈફોડ અને પછીથી કમળાના કરૂણ વ્યાધિમાં પણ આર્ત્તધ્યાનને નજીક નહિ આવવા દેવા **સંઘવીજીએ** આયુષ્યની અંતિમ પળ સુધી શુભચિંતન અને શુભધ્યાન જળવાઈ રહે એ મહાન્ આશયથી પોતાના ભવનિસ્તારક ગુરૂદેવ પાસેથી સોનેરી વાકયો મંગાવી લીધા! અને એ વચનામૃતોને સુંદર વસ્ત્રપટ પર મોટા અક્ષરે લખાવીને તે વસ્ત્રપટ્ટને પોતાની શય્યા સામેની મનોહર દિવાલ પર ચીટકાવી દેવડાવ્યા વ્યાધિ અસાધ્યરૂપે આગળ વધતા સડનપડન સ્વભાવી દેહ ક્ષીણ-ક્ષીણતર બની ગયો તો પણ પોઝ્પૂર સંચિત ધર્મના પ્રભાવે આત્મ-જાગૃતિ અવ્યાબાધ રહેવાથી આ ફાની દુનિયાની આળ-પાળ બધી જ વિસરી જઈને **સંઘવીજીએ** ચપળ મનને જીવનની અંત પળ સુધી એ સદ્‌ગુરૂ સમર્પિત સૂક્તોના અર્થ

ચિંતવનમા જ સ્થિત કરી દીધુ ! આવી અમાધરણ શાંતિ અને સમતા વચ્ચે ચોમેર ઘેરી વળેલા ધર્મનિષ્ઠ કુટુબીજનોના મુખથી કર્ણગોચર થતા નવકાર-મહામંત્રનુ મધવીજીએ અતિ સૌમ્યભાવે ઘટ-ઘટ પાન કરવા લાગ્યા ક્રમે અરિહંત ! અરિહંત ! ઉચ્ચારતા પરમ સમાધિપૂર્વક મધવીજી કાળ ધર્મ પામ્યા ! તેઓશ્રીના માનમા મુબઈ શેરબજાર અને ચાદી-સોનાના બજાર ઘોઘડ બધ થયા 'શેઠ ચુનીભાઈ વિના અધેરી સુની છે' એમ આજે પણ અધેરીના શ્રાવકો કહે છે

પૂ૦ ગુરુદેવના પસાએ શેઠ ચુનીભાઈ, પ્રાપ્ત થએલ ચલ લક્ષ્મીને 'સાતક્ષેત્ર વગેરેમા તાકીદે વાપરીને' અચલ બનાવી દેવાની આવડતના તો અખડ અભ્યાસી બની ચૂકયા હોવાથી, અસ્થિર લક્ષ્મીનો સદુપયોગ તો પોતાની ઈચ્છાનુસાર મોજશ્રી જ કરી, કનવી લેવા પામ્યા હતા તેઓશ્રીને ઈષ્ટ દરેક કાર્યોમા કાયાની છાયા માફક સદા સાથ દેનાર તેમના સદ્‌ગૃહિણી સુશ્રાવિકા ચચળબહેન પણ ધર્મભાવનામા મઘવીજીથી ઉતરતા તો નહોતા જ, પણ ચઢિયાતા રહેતા સંચિત-કાંચન તો સઘવીજીની ઉદાત્ત ભાવનાને ચચળબહેન સવાઈ બનાવી દેતા તપધર્માનુરક્ત, ક્રિયાકાંડપરાયણ, સ્વામીને વારવાર ધર્મ પથે પ્રેરણા આપે, વેગ આપે એવી શ્રાવકકુળ વિભૂષણ ચચળબહેન જેવા સુશીલ અને ધર્મપ્રાણ સઘવણ પ્રાપ્ત થાય એ પણ સઘવીજીના મહાન્ પુણ્યનુ પ્રતિક ગણાય

પચમી-એકાદશી-ચતુર્દશી-વીશસ્થાનક-શ્રીનવપદજીની ઓળી વગેરે અનેકવિધ તપાનુષ્ઠાનોનુ આસેવન સુશ્રાવિકા ચચળબેને વિધિવિધાન પુર્વક કર્યું છે, અને તે તે તપની પૂર્ણા

હુતિમા વિશાળ ખર્ચે તે તે તપનુ ભવ્ય ઉજમણુ કર્યુ છે

આ રીતે શ્રાવકોચિત દરેક ધર્મ કૃત્યોમા એ પુણ્ય દમ્પતી યુગલ અગ્રેસર પણ સહચર બની રહેલુ મઘવીજીની સ્વ ઇચ્છા સતોષ વ્રત આદિની શુભભાવનાને સુશ્રાવિકા ચચળ બહેને એકદમ વૃદ્ધિગત કરીને ચતુર્થવ્રતના સ્વીકારમા આણી હતી! એટલુ જ નહિ પણ પાલીતાણા (સિદ્ધક્ષેત્ર) શ્રીવર્દ્ધમાન જૈન આગમમદિરની અજનશલાકાના પુણ્ય દિવસે પૂ૦ આગમોદ્ધારક ગુરુદેવના પાવન હસ્તે એ ધર્મનિષ્ઠ યુગલે જનતાના ભાર ઉત્સવ વચ્ચે ચતુર્થવ્રતનો સ્વીકાર પણ કર્યો હતો શ્રાવક યુગલને દૈવ અચાનક પણે મસારીને તા ૦-૩-૪૬ ને શનિના રોજ વિખુટુ પાડી દીધુ એ વખતે સમાજમા અપાર ખેદ પ્રસર્યો હતો સુશ્રાવિકા ચચળ બહેનને આશ્વાસન આપવા નેકટા તારાની અને પત્રોની વર્ષા થઈ હતી આ રીતે દૈવયોગે અચાનક છત્ર વિધુર બની ગએલા ચચળ બહેને વજ્રનો ઘા અનુભવ્યો! વિજળીનો તીખો આચકો અનુભવ્યો. ઘણા મહિનાઓ શૂન્ય-મૂન્યપણે સમાર કર્યા અન્તે પૂ૦ ગુરુદેવના ધર્મચિન્તનથી અને આરાધિત ધર્મના બળથી હિમત લાવી, સસારની અસારતાનો અનુભવ પણ પામેલા ચચળબહેન દીવકાડુ કરીને પૂર્વની માફક ધર્મ કૃત્યોમા જોડાઈ ગયા અમાર લક્ષ્મીનો અનેક સ્થળે સદ્વ્યય કરવા લાગી જઈ સાર મેળવવા લાગ્યા આ અણમોલ પુસ્તક રત્નના જન્મદાતા પણ એ જ ધર્મપરાયણ સુશ્રાવિકા ચચળબહેન છે

# વિષયાનુક્રમ

૩૬૦ આદીશ્વર ભગવાને ચાર હજાર મુનિઓને ટકાવવા દાનનો ઉપદેશ કેમ ન આપ્યો? ૧૯૧

૩૬૧ કેવળજ્ઞાન પહેલા મૌનપણુ જ તીર્થંકર માટે શ્રેય કર છે ૧૯૨

૩૬૨ મેરુસિંચનનુ શ્રેયાંસનુ સ્વપ્ન ૧૯૩

૩૬૩ અભિષેક આદિ કાર્યોથી મેરુનુ મહત્ત્વ ૧૯૩

૩૬૪ મેરુ સોનાના હોવાથી પરમ કોટી મેરુને વ છે ૧૯૩

૩૬૫ સ્વપ્નના પ્રમા ૧૯૪

૩૬૬ શ્રેયાંસકુમારને આવેલુ મેરુસિંચનનુ સ્વપ્ન યોગ્ય જ હતુ ૧૯૫

૩૬૭ અમૃત સમા સિંચનથી મેરુની શ્યામતા જાય જ ૧૯૫

૩૬૮ સુપાત્ર દાન ધર્મનુ અસાધારણ કારણ છે ૧૯૬

૩૬૯ અક્ષયતૃતીયાનુ આરાધન અક્ષય સુખ માટે છે ૧૯

---

### પાંચ કલ્પવૃક્ષો

જગતમાં આ પાંચે પણ કલ્પવૃક્ષો છે જેમાંનુ એક કલ્પવૃક્ષ જ્ઞાન ભણેલ હોય છતાં વિનયી હોય બીજુ સૌભાગ્ય હોય છતાં શીલ યુક્ત હોય ત્રીજુ કોઈક ઉચ્ચ દરજ્જે હોય છતાં ન્યાયમાર્ગમાં પ્રવર્તેલ હોય ચોથુ પૈસાદાર હોય છતાં દાન આદિ કરવાથી ત્યાગી હોય અને પાંચમુ સત્તાધીશ હોય છતાં સમતાધારી હોય (કસ્તુરી પ્રકર)

# શુદ્ધિપત્રક

| પૃ | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧૫ | ૧૪ | પણવાતુ | પણ વાતુ |
| ૧૬ | ૮ | (રિંગવિજય)કૃત | કૃત |
| ૧૬ | ૧૭ | (જિયવિમલે) રચેલી | રચેની |
| ર૧ | ૧૮ | ગુણાઙ્ગમ્ ગુણળઉ | ગુણાઙ્ગમ્> ગુણગઉ |
| ૨૧ | ૧૯ | ગુળણુ> | ગુણ્ણુ |
| ૨૮ | ૧૬ | આવયશ્કતા | આવશ્યકતા |
| ૩૦ | ૬ | મિનારાઓની | મિનારાઆના |
| ૩૪ | ૨૪ | ે વ યપણાનુ | કેવલ્યપણાનુ |
| ૬ | ૧૪ | સમાજશે | સમજશે |
| ૯ | ૧૧ | જિ હા | જિહ્વા |
| ૧૪, ૧૫ | ૧૯, ૮ | અપચ્ચખાણી | અપચ્ચખાણી |
| ૨૮, ૨૯ | ૧, ૮, ૧ | અષ્ટાન્હિકા | અષ્ટાહ્નિકા |
| ૨૯ | ૫ | આરભ્ભ | આરભ |
| ૨૯ | ૧૮ | પચ્ચમ્સામિ | પચ્ચક્સામિ |
| ૩૪ | ૭ | ઙ્ણમેવ | ઙ્ણમેવ |
| ૩૪ | ૧૨ | ત્રણ એ | ત્રણે |
| ૩૫ | ૫ | ઉત્તરાધ્યનની | ઉત્તરાધ્યયનની |
| ૩૫ | ૭ | બીજા | બીયા |

| | | | |
|---|---|---|---|
| ૩૭ | ૨૬ | તીર્થ કારના | તીર્થ કરના |
| ૪૧ | ૨ | આગાગ | આગળ |
| ૪૫ | ૨૬ | પરિસુરઠથી | પરિસુરઢથી |
| ૪૬ | ૧ | એક નથી | એકે ન હતી |
| ૫૯ | ૨૩ | ઉપ ધ્યાજી | ઉપાધ્યાયજી |
| ૬૭ | ૨૩ | જિહ્વા | જિહ્વા |
| ૬૮ | ૨ | વાચજીએ | વાચકજીએ |
| ૭૫ | ૯ | ગગ | જીવા૦ |
| ૮ | ૫ ૧૫ | સુહુપત્તિ | મુહુપત્તિ |
| ૮૩ | ૨૧ | સાધિમક | સાધર્મિક |
| ૯૭ | ૧૬ | सुरुनसागर | सुद्दनसागर |
| ૧૦ | ૧૧ | पौषघ | पौषवा |
| ૧૨૧ | ૨૦ | તાપામ | તાનમ |
| ૧૨૯ | ૧૦ | सपलि अक्रनिसण्णे | सपलिअक्रनिसण्णे |
| ૧૩૯ | ૬ | નયામાદિ | નયમાદિ |
| ૧૫ | ૧૯ | રશ્મિયો | રશ્મિઓ |
| ૧૬૦ | ૧૮ | જ્ઞાનાવરણીકય ર્મની | જ્ઞાનાવરણીય કર્મની |
| ૧૬૧ | ૧૨ | રાકવાનો | ગકવાની |
| ૧૭ | ૧ | शून्येज्ञात | शून्यनातु |
| ૧૮૬ | ૧૭ | ગણુશે | ગણાશે |
| ૨૦૭ | ૧૯ | तन्क्षमाश्रित | तदक्षसमाश्रित |
| ૨૦૮ | ૨૨ | અર્હદ્ગદ્દી | પુષ્પદત |

नमोऽत्थु णं समणस्स भगवओ महावीरस्स

# પ ર્વ–દે શ ના

## આ ષા ઢી દે શ ના

[illegible]

वचनाद्यदनुष्ठानमविरुद्धाद्यथोदितं ।
मैत्र्यादिभावसंयुक्तं, तद्धर्म इति कीर्त्यते ॥

### અષાઢી પર્વની મહત્તા

---

**ધર્માદિવર્ગોનું નિરૂપણ**

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન્ શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજીમહારાજા, ભવ્ય જીવોના ઉપકારાર્થ ધર્મબિન્દુ નામના ગ્રંથની રચનામાં ફરમાવી ગયા છે તેમાં આપણે એ મહાત્માનું તે સૂચન જોઈ ગયા કે આ જગતમાં જીવો અનેક પ્રકારની ઇચ્છા, ધારણા, રુચિ કે મનોરથોવાળા છે

યદ્યપિ જગતમાં દરેક જીવની ઇચ્છા ભિન્નભિન્ન હોઈ, તમામ જીવોની ઇચ્છા ધારણા, રૂચિ, મનોરથો જૂદા જૂદા છે તથાપિ, જેમ રંગના દેખાવને અંગે, અનેક પ્રકારના રંગો છતા, તેનું વર્ગીકરણ કરીને જગતે કહ્યું કે રંગો પાંચ પ્રકારના છે તેમ આ ભિન્નભિન્ન ઇચ્છાઆદિના પણ વર્ગીકરણથી ચારવર્ગ બને છે એ ચારવર્ગમાં તમામ પ્રકારની ઇચ્છા, ધારણા વિગેરેનો સમાવેશ થઈ જાય છે એ ચારવર્ગના નામ-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ઇચ્છાઓ ગમે તેટના પ્રકારે ભિન્ન હોય છતા તે તમામ ઇચ્છાઓ આ ચારવર્ગમાં સમાઈ જાય છે કેટલીક ઇચ્છાઓ ધર્મવર્ગમાં, કેટલીક ઇચ્છાઓ અર્થવર્ગમાં, કટલીક ઇચ્છાઓ કામવર્ગમાં, તથા કેટલીક ઇચ્છાઓ મોક્ષ વર્ગમાં સમાઈ જાય છે અહીં પ્રશ્ન છે કે પુરૂષથી કરાતા છતા આ ચારને પુરૂષાર્થ નહિ કહેતા શાસ્ત્રકારે 'વર્ગ' શબ્દથી કેમ ઓળખાવ્યા? કલિકાલ સર્વજ્ઞ ભગવાન શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા યોગશાસ્ત્રમાં 'चतुर्वर्गऽग्रणीर्मोक्षो० (યોગ० શ્લો० ૧૫)' કહી, આ ચારને પુરૂષાર્થ તરીકે નહિ પણ વર્ગ તરીકે ગણાવે છે કલિકાળ સર્વજ્ઞ ભગવાન શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા તથા આચાર્ય ભગવાન્ શ્રીમાન હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ઘણાં ચારને, તે ચાર પ્રયત્નથી થનારા એટલા પૂરતા પુરૂષાર્થ માને છે, કિન્તુ વર્ગમાં ગણાવે છે કારણ કે તે ચારેને સાધ્ય તરીકે માનતા નથી આ ચારે સાધ્ય નથી

જ્યાં સુધી વિવેકની ખામી હોય, માયા જાતનું બંધન હોય આત્મતત્ત્વ ઓળખ્યું ન હોય કર્મની કે જોડની પ્રમત્તતા હોય ત્યાં સુધી અર્થ તથા કામ માંય લાગે છે, પરંતુ તાત્વિક દૃષ્ટિ ધરનાર આત્મા માટે તો તે મોક્ષ માટે ઇચ્છના

લાયક નથી તેથી તો ગામભાર મ જાગ્ર ૧એ સવ્વાઓ પરિગ્ગહાઓ વેરમણ, મજ્જાઓ મેહુણાઓ વેરમણ (ર જ ર) એવા શબ્દોની યોજનાપૂર્વક મહાવ્રતો રાખ્યા અથાત તથા પ્રકારે ન ર વ્રતોની યોજના ક રી

## આનાથી વિરમવાનું હોય, એની અનિષ્ટતા સ્પષ્ટ છે !

અર્થ, કામ વર્તમાનમા ભલે ઇષ્ટ લાગે તો પણ તેનું પરિણામ અનિષ્ટ હોવાથી તેમાથી વિરમવાનુ કહ્યુ વિવેકીઓ માટે અર્થ, કામ હમેશા સસર્ગ કરવા લાયક નથી અમુક કર્મોદયે, કે પુણ્યોદયે અર્થ, કામની પ્રાપ્તિ થાય, ભોગવવા પડે, ઇષ્ટ પણ લાગે, પણ વિવેકી આત્મા માટે તે કાયમ (કાયમ) ઉપાદેય નથી કા ણ કે તેનુ પરિણામ કટુ છે પરિ ગ્રહ વિરમણથી અર્થને તથા 'મેહુણાઓવિરમણ ી' કામને અનર્થકર કહ્યો જેનાથી વિરમવુ ત આત્માથી પર છે અને તવાથી વિરમવુ ત આત્માનો સ્વભાવ છે

## ચોકડીની ચર્ચા ! પહેલી ચોકડી સમ્યક્ત્વને રોકે છે

અનતાનુબધી, અપ્રત્યાખ્યાની પ્રત્યાખ્યાનાવરણીય તથા સજ્વલન એ રીતે કષાયની ચોકડી માનવામા આવી , શાસ્ત્રકારે નુ આ ચોકડી નકામી કહી ? નહિ ! ધ્યાન કરવામા આવે તો સ્વરૂપ સમ તવ તેમ છે

આ સ તાને શુદ્ધ કરનાર આ માના પરિણામને આવના ન દે ત કષાયની ચોકડીનો અનતાનુબધી નામનો પહેલા પ્રકાર છે શુદ્ધ થ યતા જે જેનો ી પારિભાષિક ભાષામા સમ્યક્ત્વ કહેવામા આવે છે, કષાયની અનતાનુબધી નામની પહેલી ચોકડી સમ્યક્ત્વરોકનાર ૧ છે

જ્યારે જીવાજીવાદિતત્ત્વોની શ્રદ્ધા થાય, શુદ્ધ મન્તવ્ય પ્રાપ્ત થાય, ત્યારે માનવું કે અનંતાનુબંધી ચોકડી તમે ઓળગી! એ ચોકડીનું ઉલ્લંઘન થાય એટલે મોક્ષ માર્ગની શુદ્ધ માન્યતા સાંપડે

અહીં એક વાત ધ્યાનમાં રાખજો કે આ વાત વકીલ તરીકેની નથી જિનેશ્વરદેવે આ રીતે જીવાજીવાદિતત્ત્વો કહ્યા છે, શાસ્ત્રકારના વકીલ તરીકે આ કથન નથી પણ જોખમદારી અને જવાબદારીના સ્વીકારપૂર્વકનું આ કથન છે

દુનિયાદારીમાં કોર્ટમાં કોને અંગે જોખમદાર કે જવાબદાર વકીલ કે અસીલ? કહો કે અસીલ. હુકમનામાનો માલીક પણ અસીલ અને દંડ કે સજાનો ભોક્તા પણ અસીલ વકીલને કાંઈએ લેવા દેવા નથી

અહીં પણ જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ, અને મોક્ષ તેના પ્રકારો સાથે માત્ર બોલી જવામાં આવે પણ આત્માને તેની અસર ન થાય તો તે બોલવું વકીલ તરીકે છે, પણ કર્મને આવવાના કારણો સમજાય, તેની ભયંકરતાનો ખ્યાલ આવે ત્યારે માનવું કે એ માન્યતા અસીલ તરીકેની છે પણ બોલનારની આગળ હું કિંમત ઘણી છું એમ ન માનતા, પણ આત્માને આશ્રવના ભયંકરપણાનો ખ્યાલ આવવો જોઈએ એ તમને કહેવા ઈચ્છું છું મિથ્યાત્વ, ઇંદ્રિયો (વિષયો), કષાયો, અવ્રત તથા યોગો। કર્મનું વળગણ વળગે છે એ સમજાય, એની ભયંકર સ્થિતિ ખ્યાલમાં આવે ત્યારે શ્રદ્ધા કે સમ્યક્ત્વની પ્રાપ્તિ મનાય

## કથન, નિરૂપણ અને શ્રદ્ધા વચ્ચે ફરક !

કથન, નિરૂપણ અને શ્રદ્ધા આ ત્રણમાં શું ફરક છે તે ખ્યાલમાં લેવા જેવો છે કથન, નિરૂપણ તો અભવ્ય પણ કરે પરંતુ પૂજાવાની ઇચ્છાએ, મનાવાના મનોરથે, કીર્તિની કામનાએ, દેવલોકની કે રાજા મહારાજાપણું કે ચક્રવર્તિપણું પ્રાપ્ત કરવાની ઇચ્છાએ અભવ્ય પણ શાસ્ત્રાનુસારી ઉપદેશ આપે જેવું કથન તથા નિરૂપણ ભવ્ય કરે તેવુંજ અભવ્ય પણ કરે ભવ્ય કે અભવ્યના કથન, નિરૂપણમાં ફરક હોયજ નહિ જેવું ભવ્ય નિરૂપણ કરે તેવું અભવ્ય કરે અને જેવું અભવ્ય કરે તેવું ભવ્ય કરે

તમને પ્રશ્ન થશે કે અભવ્ય છતાં એકજ મોક્ષતત્વને તે માનતો નથી છતાં મોક્ષની પ્રરૂપણા શા માટે કરે ? કર્મક્ષય માટે પ્રબલ એવું આ જૈનશાસન, એવું કોસમ છે કે તે ઘટાડા વધારાના અંગે, ફેરફારીના અંગે અભિપ્રાય ફેલાવવાના અંગે, તેમજ એક અક્ષરની પણ ફેરફારી સહન કરવા તૈયાર નથી સહન કરી શકતું નથી

જમાલિનું દૃષ્ટાંત વિચારશો તો આ મુદ્દો તમને બરાબર સમજાશે એક દૃષ્ટિએ જોઇએ તો જમાલિ ભગવાન્ મહાવીર મહારાજાથી ચઢિઆતા ગણાય ! તમે પૂછી શકો છો કે તે શી રીતે ? ભગવાને તો એકાકીપણે દીક્ષા લીધી હતી, ત્યારે જમાલિએ તો પાંચસેં રાજકુમારો સાથે દીક્ષા લીધી હતી જમાલિ કોણ ? ભગવાનનો ભાણેજ તથા જમાઈ જમાલિની સ્ત્રીએ (ભગવાનની પુત્રીએ) હજાર સ્ત્રીઓ સાથે દીક્ષા લીધી હતી વિચારો કે આ રીતિએ દીક્ષિત થનારની છાયા કેવી પડે ?

ज ज समय जीवो, जाविसइ जेण जेण भावेण। सो
तमि तमि समये, सुहासुह बधए कम्म ॥ गा० २६

જે સમયે જીવ શુભ, અશુભ પરિણામમા પ્રવેશ કરે તેજ સમયે તે પુણ્ય, પાપનો બધ કરે છે અથાત્ શુભ, અશુભ કર્મ બાધે છે જો ક્રિયાકાલ તથા નિષ્ઠાકાળ સાથે ન મનાય તો બધ, આશ્રવ, સવર, નિર્જરા, મોક્ષ વિગેરેની વ્યવસ્થા પડી ભાગશે સિધ્ધ છે કે જે સમયમા કારણ તેજ સમયમા કાર્ય ભગવાને તેથીજ कडेमाणे कडे (कज्जमाणे कडे) કહ્યુ

જમાલિએ જરાક ફેરફાર કરી કહ્યુ कडे कडे બસ આટલાજ ફરક માટે ભગવાનનો ભાણેજ તથા જમાઇ છતા, પાચસે રાજપુત્રો સાથે દીક્ષિત છતા, જેની સ્ત્રી હજાર સ્ત્રીઓ સાથે દીક્ષિત છતા પણ તેને, તેવાને આ શાસને બહાર ધકેલી દીધો એ ન જોઇએ! એક વચન પલટાવનારને પણ આ શાસનમા સ્થાન નથી તમે તો કહો છો ને કે 'એમા શુ?' પણ આ શાસનમ એવુ 'એમા શુ' ાથી ચાલતુ

હવે અભવ્ય પ્રરૂપણા સાચી શાથી કરે છે, ભવ્યની જેવી પ્રરૂપણા શાથી કરે છે? તે તમને સમજાશે અવળી પ્રરૂપણા કરનારને આ શાસન સઘરતુ નથી માટે શાસનની એવી જબ્બર નીતિ છે માટે, અભવ્ય ભલે અતરથી સયમને, મોક્ષ ને ન માને છતાય તે પ્રરૂપણા તો સાચીજ કરવી પડે પ્રરૂપણામા ભેદ પાડવાથી તેને જૈનશાસનમા સ્થાન ન હોવાથી, તેને સ્થાન ભ્રષ્ટ થવુ પડતુ હોવાથી, અભવ્યને પણ પ્રરૂપણા તો ન માને છતાયે નવે તત્વોની કરવીજ પડે ભવ્યની જેમજ અક્ષરશ નિરૂપણ કરે

અક્ષરત્ત, અભવ્ય નિરૂપણ વકીલ તરીકે કરે છે, શાસ્ત્રકાર 'આ રીતે મોક્ષવિગે' કહે છે' એમ કહે છે પણ એના પોતાના આત્માને એમા લેવા દેવા લેશ પણ નથી

**મોક્ષ એટલે શુ ?**

આત્માની ઉચામા ઉચી સ્થિતિ, આત્માની શાશ્વત્ સ્થિતિ, આત્માનો છેલ્લો વિસામો, જ્યા હમેશની સ્વતત્રતા છે તેવુ સ્થાન કર્મની કબ્જેગિરી તથા પુદ્ગલની દરમ્યાનગિરી જે વર્તમાનમા છે તે કશી ન હોય તેવુ સ્થાન એક મોક્ષજ છે

કેટલાકો કહે છે મોક્ષમા છે શુ ? નહિ ખાવુ, નહિ પીવુ, નહિ પહેરવુ ઓઢવુ, ત્યા સુખ કયુ ? ભલા આદમી, જરા વિચાર કે ખાવુ પીવુ વિગેરે તો કર્મ તથા પુદ્ગલના કારાગારમાજ છે ને ! મોક્ષ એટલે તો–ન તો છે કર્મની કબ્જેગિરી કે ન તો છે પુદ્ગલની દરમ્યાનગિરી

**આ જીવની હાલત કઈ છે**

છ ખડ, નવનિધાન, ચૌદરત્નના માલીક ચક્રવર્તીને ભાજી લાવવા માટે, પાઇ માટે કોઈની પાળશી કરવી પડે એ દશા કેવી ગણાય ? તેજ રીતિએ આ આત્મા કેવો છ ? લોકાલોકના સર્વકાળના સર્વ મેત્રાા, સર્વદ્રવ્યોના સર્વભાવને જાણવાનુ સામર્થ્ય ધરાવનારો છે પણ આજે કઇ દશા છે ?

જીવ સબધી વિચારો તો જીવને કોણ નથી માનતુ ? માત્ર જૈનોજ માને છે અને બીજા નથી માનતા ? શૈવો, વૈષ્ણવો, મુસ્લિમો, ક્રીશ્ચયનો પણ જીવને માને છે છતા જૈનો ના અને બીજાઓ શ્રદ્ધાવાળા નહિ તેનુ કારણ ?

જૈનોની જેમ જીવને કેવલજ્ઞાન સ્વરૂપ કોઈ પણ ઈતરો માનતા નથી કેવળજ્ઞાનાવરણીય કર્મો રોકાયાથી, નિર્જરાયાથી કેવળજ્ઞાન સ્વરૂપ એવો આ જીવ થાય છે તે રૂપે જૈનો વિના કોઈ પણ ઇતર દર્શનકારો માનતા નથી. સમ્યગ્દૃષ્ટિ આત્મા જીવને કેવળજ્ઞાન સ્વરૂપ માને છે કેવળજ્ઞાન સ્વરૂપ એવો જીવ આજે કઈ દશામા છે તે જરા તપાસો! ઇંદ્રિયવિષયકજ્ઞાન તો કેવલજ્ઞાનના હિસાબે કેટલામા ભાગે? પણ તેનુ જ્ઞાન પણ ગીધુ છે? નહિ સ્પર્શનુ જ્ઞાન સ્પર્શનેન્દ્રિયદ્વારા થાય છે, ગંધનુ જ્ઞાન નાસિકાદ્વારા થાય છે, શબ્દનુ જ્ઞાન કાનદ્વારા થાય છે, રસનુ જ્ઞાન જિવ્હાદ્વારા થાય છે, અને વર્ણનુ જ્ઞાન નેત્રદ્વારા થાય છે કેવલજ્ઞાન સ્વરૂપ જીવ આટલા જ્ઞાનનોય ગીધો માલીક છે ત્યારે તો એ ચક્રવર્તીને? ભાજી માટે જોઈતી પાઈ માટે બીજાની પળગી કરવી પડે એવુ નહિ તો બીજુ શુ? જ્ઞાનનો માલીક જીવ, ભોગવવાનો હક પોતાનો છતા ઈંદ્રિયો અને પુદ્ગલ મેનેજર અને રીસીવર છે એ અનુકૂલ હોય તોજ જીવ બોલો! કરી શકે મોક્ષમા તે નથી ત્યા કેવલ જ્ઞાનનો બોલ્યો ગાંધો છે ત્યા કેવલજ્ઞાન કાયમ એક સરખુ છે, ફેરફાર વગરનુ, ન્યૂનતા વગરનુ અને ન પલટાય તેવુ છે તેવુજ ત્યા કેવલદર્શન, વીતરાગપણુ તથા અવ્યાબાધસુખ છે મોક્ષમા શુ છે? મોક્ષમા આ છે મોક્ષનુ સ્વરૂપ આ છે

અભવ્ય મોક્ષ માનતો નથી છતા પ્રરૂપણા તો મોક્ષની તથા મોક્ષના સ્વરૂપની કરે છે માન્યતાને પ્રરૂપણામા ફરક છે તે સમજો માન્યતા પોતાના જોખમે છે પ્રરૂપણા શાસ્ત્રકારના નામે છે

આશ્રવ ભયકર છે, સવર સુદર છે, બધ દુખદ છે,

પુણ્ય સુખ આપે છે, સદ્દગતિમા લઈ જાય છે પાપ દુર્ગતિ આપે છે, નિર્જરા કર્મરહિત કરે છે, અને મોક્ષમા શાશ્વત સુખ છે, મોક્ષજ આત્માનુ ધામ છે આ તમામ જ્યારે આત્મામા પરિણમે ત્યારે શ્રદ્ધા થઇ સમ્યકત્વ સાપડયુ એમ સમજવુ અને ત્યારે માનવુ કે તમારી અનતાનુબંધીની ચોકડી નષ્ટ-અતમ-થઈ

## મોક્ષમાર્ગની સડકમાના ચાર ખીલાઓ

આશ્રવને રોકવા યોગ્ય ગણી અરે પણ રોકવા તૈયાર થાઓ ત્યારે માનવુ કે અપ્રત્યાખ્યાનીકષાયના બીજી ચોકડી ખસી એ બીજી ચોકડી ખસે ત્યારે એવી બુદ્ધિ જાગે સર્વ આશ્રવોને રોકવા તૈયાર થાઓ ત્યારે માનો કે પ્રત્યાખ્યાના વરણીયકષાયની ચોકડી નાઠી અને જ્યારે પરિણામ મેરુ જેવા અવિચળ બને, ગમે તેવા પરિષહ કે ઉપસર્ગમા, ગમે તેવા હર્ષમા કે શોકમા, મનથી લેશ પણ અથાત્ રૂવાડે પણ અસર થાય નહિ, ત્યારે માનો કે સજ્વલન નામની ચોકડી દૂર થઇ પ્રથમ અનતાનુબધીની ચોકડી માટે તો પ્રથમજ જોઈ ગયા કે તે શુધ્ધ મન્તવ્યને, સમ્યકત્વને રોકે છે સમ્યકત્વ, શ્રદ્ધા, શુધ્ધમન્તવ્ય પ્રાપ્ત થાય એટલે માનો કે અનતાનુબધીની ચોકડી ગઈ

મોક્ષમાર્ગની સડકમા આ ચાર ખીલા છે આ ખીલાઓ પરિસ્થિતિની માહિતગારી આપે છે અનતાનુબ[illegible] ના ખીલાની હદનુ ઉલ્લઘન કરો એટલે શુધ્ધ [illegible] મ મનાય, અપ્રત્યાખ્યાની ચોકડીના [illegible] દેશવિરતિની પ્રાપ્તિ [illegible]

ખીલાની હદનુ ઉલ્લંઘન કરે એટલે સર્વવિરતિની પ્રાપ્તિ થાય અને સજ્વલન ચોકડીના ખીલાની હદનુ ઉલ્લંઘન કરે એટલે પરિણામ મેરૂ જેવા અડગ બને. આ ખીલાઓ તે હદના ઉલ્લંઘનથી તે પરિસ્થિતિ જાહેર કરે છે

હવે મૂળ વિષય પર આવો. સર્વથા વિષયોનો ત્યાગ કરવા, પરિગ્રહ ત્યાગ કરવા આત્મા તૈયાર થાય ત્યારે પચ્ચખ્ખાણ પ્રાપ્ત થાય પ્રત્યાખ્યાનાવરણીયકષાય જાય ત્યારે તેનો લાભ થાય કારણ કાર્ય સબધ સમજી લ્યો.

## સવત્સરીઆદિ પર્વનો હેતુ તથા પર્વ સામુદાયિક શા માટે?

હવે ચોકડીની ઓળખાણ સ્થિતિથી સમજો અનતાનુબધીકષાય યાવજ્જીવ રહે, પણ જો એ ચોકડી ખસી હોય તો થયેલા કષાય વર્ષથી વધારે ટકે નહિ હવે સાવત્સરિકપ્રતિક્રમણનો હેતુ સમજશો અનતાનુબધીમા ન જવાય માટે આ પ્રતિક્રમણ છે પ્રશ્ન થશે કે તો પછી બધાને માટે એકજ દિવસ નક્કી કેમ રાખ્યો? દરેક મનુષ્ય જેમ પોતપોતાની જન્મગાઠ જુદે જુદે દિવસે ઉજવે છે, તેમ પ્રતિક્રમણમા કેમ ન રાખ્યુ? સમાધાન એજ છે કે વ્યક્તિગત દિવસ જુદો જુદો રહી શકે પણ સમુદાય માટે તો એકજ દિવસ હોય ત્યાસુધી કહેવામા આવેલુ છે કે જો આ દિવસે તે ન કરે તેને કોહેલા પાનની જેમ કાઢી મૂકવો. માનો કે સઘે સજાનો દિવસ નક્કી કર્યો છે अज्जेव पव्वसवे०(कल्प० सामा० सू० ५९)

પર્યુષણાથી, બાર મહિના આગલના જૂના કલેશ તે દિવસે ખનેડવા. મર્યાદાનો છેલ્લો દિવસ સામુદાયિક તે નક્કી (સવત્સરી)

કરવામાં આવ્યો અનંતાનુબંધી ચોકડીથી બચવા માટે સંવત્સરી પર્વ છે

સંવત્સરીપર્વ માત્ર કષાયની શાંતિ માટેજ એમ નહિ પરંતુ તદુપરાંત અઠ્ઠમ તપ, કલ્પસૂત્ર શ્રવણ, ચૈત્યપરિપાટી, ખામણા વિગેરે આવશ્યકો પણ કરવાના છે તે સામુદાયિક સુદર બને કે એકાકી તે સમજી શકાય તેમ છે

એજ રીતિએ હવે ચોમાસીપર્વ માટે પણ સમજવું ચાર મહિનાથી વધારે કષાયો ન ટકે, એ સ્થિતિ અપ્રત્યાખ્યાની ચોકડી ગયાથી થાય ફરી તેમાં ન પેસાય માટે ચાતુર્માસિક પ્રતિક્રમણ ખમાનવુ વિગેરે છે

નમ્બો કષાયોની રીતિએ તે દિવસે સ્વાધ્યાય નહિ કરનાર પ્રાયશ્ચિતને પાત્ર છે દુનિયામાં જેને ફડ ક શિક્ષા કહેવામાં આવે છ, શાસ્ત્રકારે તે સ્થાને પ્રાયશ્ચિત્ત નાખેલ છે શાસ્ત્રકાર ગુરૂએ પ્રાયશ્ચિત્ત દેવાનું તથા ધર્માએ આચરવાનું કહ્યુ છ

ચોમાસી ત્રણ છ કાર્તિકી, ફાલ્ગુની, તથા આષાઢી ત્રણેય ચાતુર્માસિક પર્વ આત્માને અપ્રત્યાખ્યાની કષાયથી બચવા માટે છે પ્રત્યાખ્યાનીકષાયથી રોકવા પક્ખીપ્રતિક્રમણની યોજના તથા સંજ્વલનથી રોકવા દેવસિક-રાઈ પ્રતિક્રમણની યોજના સમજી લેવી

## આષાઢી ચાતુર્માસિકપર્વમાં વિશેષતા કઈ?

જ્યારે કાર્તિકી, ફાલ્ગુની તથા આષાઢી ત્રણેય ચોમાસી પર્વ, એકજ હેતુ માટે એટલે કે અપ્રત્યાખ્યાની ચોકડીથી બચાવવા છે તો આષાઢી ચોમાસીનું મહત્ત્વ વધારે કેમ તે સમજો જૈનશાસ્ત્રકારોએ કાળનો વ્યવહાર ચોમાસીથીજ નાખ્યો

છે એ તો પ્રતિવર્ષ કલ્પસૂત્ર શ્રવણ કરનારના ખ્યાનમાં હશેજ

એમ તો ઋતુ છ છે અયન બે છે શાસ્ત્રકારે વાર્ષિક (સાંવત્સરિક) પ્રતિક્રમણ પછી આયનિક (ષાણ્માસિક), પછી છ ઋતુના હિસાબે ઋતુ સંબંધી દ્વિમાસિક, એમ પ્રતિક્રમણ ન રાખતા ચાતુર્માસિક પ્રતિક્રમણ કેમ ગણ્યા? કારણ કે શીયાળો, ઉનાળો, ચોમાસુ એવા ત્રણ વિભાગનીજ શાસ્ત્રકારની યોજના છે સવત્સરીપર્વ પ્રસંગે જેમ તપમા અઠમનું વિધાન છે તેમજ ચાતુર્માસિક પ્રસંગે છઠ્ઠનું વિધાન છે અને તે ન કરે તેને માટે પ્રાયશ્ચિત્ત છે

હવે આષાઢી ચોમાસીનું મહત્ત્વ શાથી એ વિચારીએ જૈન હમેશા વિરાધનાથી ડરે, સમ્યક્ત્વ પામ્યો કે એ આત્મા પ્રથમજ વિરાધનાથી ડરતો થાય જીવની હિંસાથી જીવની વિરાધનાથી ડરવુ એજ સમકિતીનુ, એજ જૈનનુ લક્ષણ મહાવ્રતો તો પાચેય સરખા છે છતા પ્રથમ મહાવ્રત અહિંસાનુ છે धम्मो मंगलमुक्किट्ठं० (दशवै० गा० १) ની ગાથામા પણ वयाणि संजमो तवो ન કહેતા अहिंसा संजमो तवो કહ્યુ છે પક્ખીસૂત્રમા વિરતિના લક્ષણમા અહિંસાને જણાવી સમ્યક્ત્વના લક્ષણમા અનુકંપા છે આથી સમજાશે કે જૈનોનુ ધ્યેયજ અહિંસા છે જીવની વિરાધનાનો ડર એજ પ્રથમ સ્થાને છે જીવવિરાધનાનો ત્યાગ મુખ્ય છે એ જીવવિરાધના આષાઢી ચોમાસામા કેવી અને કેટલા પ્રમાણમાં, સાચવવી મુશ્કેલ થાય તે સમજાય તેમ છે અન્ય ઋતુમા પણ સામાયિક બે ઘડીનુ અને આ ઋતુમા પણ બે ઘડીનુ તેજ રીતે પૌષધાદિ, તેમા સમય

મર્યાદામાં ફરક નથી પણ એટલાજ સમયમાં આ કાલમાં, આ ચોમાસામાં કેટલી વિરાધનાથી બચાય તે પોતેજ વિચારી લ્યો! જ્યાં જોશો ત્યાં લીલ ફુલ, અનતકાય, અનતીજીવાત આ બધાની વિરાધનાથી, આ પર્વમાં વધારે બચવા યોગ્ય છે અને અ ય પર્વની ( અન્ય ચોમાસીની ) ક્રિયા, એજ ક્રિયા, વિરાધનાથી વધારે પ્રમાણમાં બચાવે છે

કર્મોદયે જે વ્રત ન લઈ શકે તે પણ વિરાધનાથી તો ડરે ને! જીવવિરાધનાથી ન ડરે તે જૈન શાનો? અને આ ચોમાસામાં તો વિરાધના પાર વિનાની થાય તેમ છે માટે આ ચોમાસીપર્વની મહત્તા વિરાધનાથી કઈ ગુણી વધારે બચાવવામાં છે

## દેવ પોઢયા એટલે શુ ?

શ્રી કૃષ્ણજી માટે જૈન દર્શન શુ કહે છે? એ વાસુદેવ હતા અવિરતિ, અપચ્ચખ્ખાણી હતા એમને માટે જેઓ એમને પરમાત્મા માને છે એવા ઇતરો પણ શુ કહે છે તે સમજો એટલે આ ચોમાસીપર્વનુ ધ્યેય આપોઆપ સમજાશે એમણે (ઇતરોએ) કોઈ કૃષ્ણજીને અવિરતિવિગેરે તરીકે ઓળખાવ્યા નથી. વિરતિ, અવિરતિ અપચ્ચખાણી વિગેરે શબ્દો તો જૈનોની પરિભાષાના છે ઇતરો તો કૃષ્ણજીને લીલાવાળા માને છે, મનાવે છે લીલામાજ લીન ગણાવે છે કોઈ ગોસાઇજી કાન કરે તો તેઓ શુ કહે છે? ત્યાગ વિસ્તારી ગયા કહે છે? ના! હોય તો ને! ત્યારે કહે છે કે 'લીલા વિસ્તારી ગયા' આષાઢ શુદી અગીયારસને ઇતરો દેવપોઢી એકાદશી કહે છે તેનુ રહસ્ય સમજો

ભવે શ્રીકૃષ્ણજી અવિરતિ હતા, અપચ્ચખ્ખાણી હતા છતા પણ વિરાધનાથી ડરનારા તો હતાજ તેથી આ ચોમાસાના ચાર માસ માટે તેમણે એક નિયમ રાખેલો કે 'દરબાર ભરવો નહિ!' બોલામા પાંચ ને ચૂનામા માથોવાળી આજની વ્યક્તિ પોતાની ઉપાધિને પારાવાર ગણાવે છે તો ત્રણ ખંડના સ્વામી, સોળ હજાર મુકુટબદ્ધ રાજાના અધિપતિને ઉપાધિનો પાર કેટલો? છતા આ ચોમાસામા થતી વિરાધનાની પરાકાષ્ઠાથી બચવા, દરબાર ભરવાનો પ્રતિબંધ મૂક્યો આ વાતને આડકતરી રીતે ઇતરોએ કબૂલીજ છે કે "દેવ પોઢી ગયા!" શુ ચાર માસ સુધી પોઢવાનુ હોય? પણ લીલા'મા માનનારથી બીજુ બોલાય તેમ નથી એટલે 'દેવ પોઢયા' કહી દીધુ જેઓને રાજસ્થાનનો પરિચય હશે તેઓને માલૂમ હશે કે, ભરાયેલા દરબારમા ૯ના વાગે કે અમુક વાગે (નિયત સમયે) રાજા રાણીવાસમા જાય એટલે દરબાર પોઢી ગયા એમજ કહેવાય ભાષાનો પ્રયોગ એમજ થાય, આથી દરબાર કાંઇ તરત સૂતેલા કે ઊંઘેલા હોતા નથી દરબાર ભલે રાત્રિના બે વાગ્યા પર્યંત જાગતા હોય પણ દરબારમાથી ઉઠીને રાણીવાસમા એટલે કે જનાનામા પેઠા કે 'દરબાર પોઢયા' એમજ કહેવાય અને ઉઠવાના ટાઇમે, ભલે ન પણ ઉઠયા હોય તોયે, 'ઉઠયા' કહેવાય સવારે ચોઘડીઆ વાગે એટલે 'ઉઠયા!' કૃષ્ણજી માટે પણ એજ રીતિએ અષાડ શુદી ૧૧ ના દીવસે 'દેવ પોઢી ગયા' કહેવામા આવે છે અને કારતક શુદ ૧૧ના દિને 'દેવ ઉઠયા' કહેવામા આવે છે વિચારશો તો સમજાશે કે વિરાધનાના ડરથી શ્રીકૃષ્ણજીએ દરબાર પર મૂકેલા ચાતુર્માસિક પ્રતિબંધને આડકતરી રીતિએ, ' [illegible] ' પણ કબૂલે છે

## સભામાથી પ્રશ્ન ચૌદશને બદલે અગ્યારશ કેમ?

આપણે જોઇ ગયા - કૃષ્ણજીએ અવિરતિ, અપચ્ચખ્ખાણી હતા નિયમ ન હતો છતા પણ વિરાધનાનો ડર હતો ત્રણ દિવસ પહેલા વિરાધના વર્જવાનો હેતુ તેમ યાતાગમન શાસનપ્રભાવનાદિ કાર્યમા પ્રવૃત્તિઆદિનો હેતુ પણ હોય

આપણો મુદ્દો એ છે કે શ્રીકૃષ્ણજી વાસુદેવ હતા, ખાતાવાર ઉપાધિથી યુક્ત હતા. અવિરતિ, અપચ્ચખ્ખાણી હતા છતા વિરાધનાના ડરથી ડરતા જરૂર અને આ ચોમાસામા અનિવાર્ય પારાવાર વિરાધનાથી બચવા, ચારે માસ દરબાર ભરવાનુ એમે મોકુફ રાખ્યુ હતુ આપણે કરી શકીએ છતા વ્રતપચ્ચક્ખાણ ન કરીએ, નિયત કાર્યો ન કરીએ, વિરાધનાથી ન અટકીએ તો આપણી સ્થિતિ કઇ?

## આષાઢી ચોમાસીનો મુખ્ય હેતુ 'વિરાધના પરિહાર'

वासावासाणं० ( कल्प० सामा सू० १ ) विगेरे કહીને શાસ્ત્રકારોએ આષાઢી ચતુર્દશીને મ ત્ત્વ આપ્યુ છે સાધુ માટે શાસ્ત્રકારે માસક પ, અપ્રતિબદ્ધ વિહારી કહ્યા છે છતા આપાઢી ચૌદશ પછી તમને ગમે પણ ચાર માસ માટે કપનાસાદિ તપયુક્ત રહીને એકજ સ્થળે રહેવાનો નિયમ કેવળ વિરાધનાના પરિહાર માટે છે સાધુઓ તો જેમ વિહાર કરે તેમ તે અધિક ધર્મોદ્યોત કરે છતા વિહાર છોડીને ધર્મોદ્યોતના લાભે પણ માસકલ્પ છોડી ચાર માસ એકજ સ્થળે નિયત છે એનો મુખ્ય હેતુ વિરાધનાના પરિહારનોજ છે જ્યારે સાધુ માટે આ નિયમ તો તમારે માટે શુ? તમારે અધર્મને છોડવા તૈયાર થવુ કે નહિ? વિરાધનાના પરિહાર માટેજ આ આષાઢી ચાતુ

માંસિકપર્વનુ મહત્ત્વ વિશેષ છે

सामायिकावश्यकपौषधानि, देवार्चनस्नात्रविलेपनानि ।
ब्रह्मक्रियादानतपं मुखानि, भव्याश्चतुर्मासिकमङ्गलानि ॥

સામાયિક, પ્રતિક્રમણ, પર્વતિથિએ પૌષધ, શ્રીજિનેશ્વરદેવનુ નિત્ય પૂજન, વિલેપન, બ્રહ્મચર્ય, દાન, શીલ, તપ વિગેરે ધાર્મિક-ક્રિયાઓ ચાતુર્માસમા કરવાથી, વિરાધનાથી થતા બચાવના પ્રમાણમા અધિક લાભ આપે છે એજ રીતિએ વિષય કષાયનો ત્યાગ એ પણ કર્ત્તવ્ય છે અપ્રત્યાખ્યાની ચોકડીમાથી બચવા માટે ચાતુર્માસિકપર્વની આરાધના છે અને તેમા વિશેષત વિરાધનાથી બચવા માટે અષાઢી ચાતુર્માસિકપર્વની આરાધના છે

## અર્થ કામ ત્યાજ્ય, મોક્ષ સાધ્ય!, ધર્મ સાધ્ય કે સાધન?

આત્મા જ્યા સુધી અપ્રત્યાખ્યાનાવરણીયચોકડીના ઉદય વાળો છે, ત્યાસુધી અર્થ, કામની જપમાળા જપ્યાજ કરે છે દુન્યવી બોલીમા કહીએ તો રમા, રામાનોજ જાપ જપ્યા કરે છે એ ચોકડી ખસે, પ્રત્યાખ્યાનાવરણીય ખસે, પછી એ જાપ ન હોય, હવે જ્યાસુધી રમાગમાને માને ત્યાસુધી તે મેળવવા, તેની વૃદ્ધિ કરવા પુરૂષાર્થ કરે માટે દુનિઆદારીને માન નારાઓ તેને પુરૂષાર્થ કહે છે અર્થ, કામ, ધર્મ અને મોક્ષને કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ શ્રીહેમચદ્રસૂરીશ્વરજીમહારાજા પુરૂષાર્થ નહિ ગણાવતા વર્ગમા ગણાવે છે તે આપણે જોઈ ગયા–અર્થ કામ કર્મવિકારના ઘરના છે વિભાવ દશા છે ધર્મ, અને મોક્ષ આત્માના છે—સ્વભાવ દશાના છે તેથી ધર્મ, મોક્ષ તેજ ઉ–

હેય છે કદી વિવેકીએ નહિ તજવા યોગ્ય છે

કલિકાલ સર્વજ્ઞ ભગવાને યોગશાસ્ત્રમા चतुर्वर्गेऽपि કહ્યુ છે चतुरर्थेऽपि નથી કહ્યુ આ ચાર વર્ગમા સાધ્ય મોક્ષ છે પ્રશ્ન થશે કે 'ધર્મ' સાધ્ય કેમ નહિ? 'અર્થ' તથા 'કામ' તો કર્મના વિપાકને આપનાર હોઈ, વિભાવ દશારૂપે હોઈ, સાધ્ય નહિ તે બરાબર પણ 'ધર્મ' કેમ સાધ્ય નહિ? આગલ સભામા કહે વામા આવ્યુ છે કે-ધર્મ-ત્રણ પ્રકારે છે ૧ સ્વરૂપ ધર્મ ૨ અનુષ્ઠાન ધર્મ ૩ વિચાર ધર્મ. અનુષ્ઠાન ધર્મ તથા વિચાર ધર્મ સાધન રૂપે છે હોડી, નાવડી, ગાડીનો ખપ કયા સુધી? ગામ કે વારવા સ્થળે પહોચાય ત્યા સુધી ત્યા પહોચ્યા પછી હોડી, નાવડી કે ગાડીને કોઈ ખભે તગાવે ખરો? નહિ જ ત્યાર તે સાધન છે સાધ્ય નથી સાધ્ય મોક્ષ, માટે અનુષ્ઠાન ધર્મ તથા વિચાર ધર્મ સાધન છે ચારવર્ગમા સાધ્ય વર્ગ માત્ર મોક્ષ જ છે

સ્વરૂપ ધર્મ તો ખુદ (સ્વય) ઉપાદાન છે ઘડામા, મુકુટમા, કુડલમા સુવર્ણ એકજ સ્વરૂપવાળુ છે સ્વરૂપ ધર્મ એટલે આત્માની નિર્મળતા

શ્રીઉમાસ્વાતિ વાચકજી કહે છે કે—

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः (तत्त्वा सू० १)

મોક્ષમાર્ગના સાધન તરીકે, મોક્ષે જવાના માર્ગ તરીકે, સમ્યક દર્શન, જ્ઞાન, ચારિત્ર ને સાધન જણાવ્યા છે

**ધર્મની બુદ્ધિ છતા, આચરવામા આવતો ધર્મ, ધર્મ ન હોય તો વિધાનક છે!**

કોઈ દર્શન એવુ નથી, કોઈ મત એવો નથી, કોઈ શાસન એવુ નથી, કોઈ ધર્મ એવો નથી કે જેમા અનુષ્ઠાન ધર્મ તથા વિચાર ધર્મ ન હોય-તેને સ્થાન ન હોય અર્થાત્ આ દર્શનમા તો એજ વાત મુખ્ય છે કે-

मा कार्षीत् कोऽपि पापानि, मा च भूत् कोऽपि दुःखित (योग० शा० प्र ४, श्लो० ११८) કોઈ જીવ પાપ ન કરો, સર્વ જીવ મોક્ષ પામો. તાત્પર્ય કે અનુષ્ઠાન ધર્મ તથા વિચાર ધર્મ તો તમામ મતોમા છે તે વિના તો મત કે સપ્રદાય ચાલે શી રીતે? પણ સમજવાનુ જરૂરી છે કે શ્રીહરિભદ્રસૂરિજી મહારાજા ફરમાવે છે કે सूक्ष्मबुद्ध्या सदा ज्ञेयो धर्मो धर्मार्थिभि नंर । अन्यथा धर्मबुद्ध्यैव तद्विघात प्रसज्यते ॥ (अष्ट २१ श्लो० १)

બુદ્ધિ માત્ર ધર્મની હોવાથી ધર્મ થતો નથી બુદ્ધિ ધર્મની છતા, તે ધર્મ ન હોય, અધર્મ હોય ને ધર્મ માની આચરણ થાય તો ત પણ વિઘાતક છે એ વસ્તુ સમજવા નીચેનુ દૃષ્ટાન્ત ઉપયોગી છે—

એક રાજા જગલમા ફરવા ગયો છે ત્યા તેણે કુવામા એક ભૂખ્યા પડેલા અધ મુસાફરને પડેલો જોયો કે જે ભૂખ તથા તરસથી પીડાતો હતો રાજાએ ઉપકાર કરવા માટે તેને કુવામાથી બહાર કાઢયો તે ભૂખ્યો હોવાથી તેને ખાના આપ્યુ ત તરસ્યો હોવાથી તેને જળ આપ્યુ, ઔષધિના યોગે તેને દેખતો કર્યો અને માર્ગ પણ બતાવ્યો હવે પેલો મુસાફર મનના વિચાર કે ક લમ હજુ ઓળખાણ વગર આ રાજાએ મારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે તેનો બદલો ન વાળુ તો હુ મનુષ્યજન્મી શી રીતે ગણાઉ? જૈન હ અને જૈનેતરનો લોક

બીજો ફુંક સમજવા જેવો છે જૈનેતરો વાતવાતમા ભગવાનના ઘેર ધામા નાખે છે દુ ખ આવે તેયે કહે "ભગવાને આપ્યુ" કાઇ ઇચ્છા હોય તોય 'હે ભગવન! તુ આપ!' જૈનો એ રીતિએ ભગવાનને વળગતા નથી જૈનો તો ભગવાનને મોક્ષ માટે માને છે સુખ દુ ખની પ્રાપ્તિમા તો કારણભૂત કર્મજ છે પેલા અધ મુસાફરે પણ આ ન્યાયે ભગવાનને પ્રાર્થના કરી કે "હે ભગવન! મારે ઉપકારનો બદલો વાળવાનો છે માટે એ રાજાને તુ અધ બનાવ, ભૂલો પાડ કુવામા પાડ, ભૂખ્યો અને તરસ્યો રાખ અને પછી મને ત્યા પહોચાડ એટલે હુ ત્યા પહોચી ઉપકારનો બદલો વાળુ અને તેને દેખતો બનાવી શકુ, તેને અન્ન, જલ આપી શકુ તથા માર્ગે ચગાવી શકુ તે સ્થિતિવાળો હે ભગવન્! મને બનાવી દે!' વિચારો કે આ મુસાફરની બુદ્ધિ ઉપમા ની જ છે પણ પરિણામ કયુ? अंगेष्वेव जायातु॰ (अष्टक॰ २१)

કોઈ વૃદ્ધ યુવાને કરેલા ઉપકારનો બદલો વાળવા એમ ઇચ્છે કે- 'તુ વૃદ્ધ થા! નબળો થા! તો મને તારા ઉપકારનો બદલો વાળવાની તક મળે" ઉપકારની આવી ભાવનાનુ પરિણામ કયુ?

એજ રીતે બુદ્ધિ ધર્મની હોય કરાતા આચરણમા બુદ્ધિ ધર્મની હોય એટલે કે અનુષ્ઠાન ધર્મ તથા વિચાર ધર્મ હોય પણ તેમા જો સ્વરૂપે ધર્મ ન હોય તો તે ધર્મ વિઘાતક છે બુદ્ધિ તો ધર્મનીજ હોવા છતા ત્યા ધર્મનો નાશ છે ત્યા મોક્ષ મનાય નહિ ત્યા અનુષ્ઠાન, વિચારાદિધ્યેય અલગ હોઇ ઓગ છે, ઘાતક છ માટે ધર્મ ની વિચારણામા સાવચેતીની

આવશ્યકતા છે

## આર્ય અનાર્યનુ સામાન્ય લક્ષણ

જગતમા 'ધર્મ' એક એવો શબ્દ છે કે જેને તમામ આર્ય પ્રજા ઇચ્છે છે આર્ય ગણાતી તમામ પ્રજા ધર્મનેજ ઇષ્ટ ગણે છે આર્ય પ્રજાને 'ધર્મ' માટે ઉપદેશની જરૂર હોતીજ નથી આ વ્યવહારને ઉદ્દેશીને તો શ્રીનિર્યુક્તિકારે અનાર્યનુ લક્ષણ જણાવતા કહ્યુ કે 'જેને સ્વપ્ને પણ 'ધર્મ' એવો અક્ષ કાને પડ્યો ન હોય તે અનાર્ય! પન્નવણાજીમા, અને તત્ત્વાર્થમા આર્યઅનાર્યનુ લક્ષણ ક્ષેત્રની, કુળની, શિલ્પની, ભાષાની, જ્ઞાનદર્શનચારિત્રની, શાસ્ત્રીય આચારવિચારની અપેક્ષાએ કહ્યા પણ નિર્યુક્તિકાર શ્રીભદ્રબાહુસ્વામીજીએ તો ઉપરોક્ત વ્યવહારને અનુલક્ષીને અનાર્યનુ લક્ષણ જણાવી દીધુ કે-'જેને સ્વપ્ને પણ 'ધમ' એવો અક્ષર કાને પડ્યો ન હોય તે અનાર્ય' આર્યપણુ ધમને અગે છે અનાર્યપણુ ધર્મના અભાવને અગે છે

આપણે ધારણા વગર અજાણપણે ટુકા અક્ષરોમા પર ભાષાનુ આંધળીઉ અનુકરણ કર્યુ છે અ વ ક ઙ એ શુ છે? A એ, B બી, C સી, D ડી ના આધારેજ ને! નહિ તો અ, આ, ઇ, ઈ, એમ કહેવાય પ્રસગે આખુ કહ્યા પછી મૂળ મુદ્દે આવો માત્ર 'આ' એમ ટુકે ન પતાવી આર્ય કેમ કહ્યુ? શ્રીહરિભદ્રસૂરીશ્વ જીમહારાજ ફરમાવે છે નામનિમિત્ત તત્ત્વ૦ (પૃ૦ ૧૨ શ્લો૦ ૮) મનુષ્યો વિચારપૂર્વક જે નામ સ્થાપે તેમા નામ [illegible] પૂરત છે

**શ્રાવક એટલે? શ્રવણ પણ સદુપયોગે ફળે, દુરૂપયોગે તો દુર્ગતિ મળે!**

શાસ્ત્રકારેજ પ્રશ્ન કર્યો છે કે શ્રાવક એટલે? અને તેમણેજ સ્વય ઉત્તર આપ્યો કે 'शृणोतीति श्रावक' સાભળે, શ્રવણ કરે તે શ્રાવક આ અર્થ વ્યુત્પત્ત્યર્થ છે નિર્યુક્તિકારે તો કહ્યુ કે, શ્રદ્ધા વિવેક અને ક્રિયાવાળો તે શ્રાવક વ્યુત્પત્તિથી અર્થ– 'સાભળે તે શ્રાવક' ત્યારે શુ સાધુઓ બહેરા છે? તેઓ સાભળતા નથી? ઢોર ઢાખર, અન્ય પચેન્દ્રિય પ્રાણીઓ સાભળતા નથી? જેને જેને કાન તે બધાય સાભળે છે તો એના ખુલાસામા જણાવાયુ કે–

'परलोयहिय सम्म जो जिणवयण सुणेइ उवउत्तो ।
अइतिव्वकम्मविगमा सुक्कोसो सावगो एत्थ' ॥ પચાશક ગા૦ ૨ ॥

'માત્ર સાભળે તે શ્રાવક એમ નહિ પણ શ્રીજિનેશ્વરદેવના વચનને ઉપયોગ પૂર્વક સાભળે 'શ્રવણ કરે તે શ્રાવક' શ્રવણ કરનારાય પ્રકાર હોય અનેક પ્રકાર શ્રવણ થાય શ્રોતા અનેક પ્રકારના હોય છે એ દર્શાવનાર એક દષ્ટાન્ત

એક કવ્વીમહારાજા પાસે બે ગોઠીઆ (મિત્રો) આવ્યા બેય ધર્મી હતા જે કોઈ આસ્તિક ધર્મ પણ હોય તે એટલુ તો સમજે કે જન્મ, જરા, મૃત્યુ, રોગ, શોક, આધિ, વ્યાધિ ઉપાધિ એ તમામ જ્યા ન હોય એવુ સ્થાન ચૌદ રાજલોકમા માત્ર એકજ છે અને તે માત્ર મોક્ષજ! તેથી સમકિતીમાત્રનુ સાધ્ય શુ હોય? મોક્ષજ!

દર્શન સૂત્રકારે કહ્યુ न मोक्ख (વિ૦ વિં૦ ૫, ગા૦ ૧૧)

મોક્ષ વિના બીજા કશા માટે સમકિતી ની પ્રાર્થના ન હોય

કેમકે બીજે તો સર્વત્ર જન્મ, જરા, મૃત્યુ, આધિ, વ્યાધિ, ઉપાધિ, દર્પ, શોક, રોગ, બધુ છે જ ! એટલે સમકિતીની પ્રાર્થના મોક્ષનીજ હોય કેમકે તેનુ મન મોક્ષમાજ રમતુ હોય અથાત્ એના મનમા મોક્ષનોજ જાપ હોય

દુનિયામા કહેવત છે કે– 'સુથારનુ મન બાવળીએ !' સુથાર રસ્તે ચાલ્યો જતો હોય, તે વૃક્ષ જોઈ તરત ચિંતવે કે 'આનો પાટડો સારો થાય, આનો થાભલો મારો થાય' વિગેરે યદ્યપિ તે તે ખેતરના કે વૃક્ષનો કે કાષ્ઠનો માલીક નથી તથાપિ તેની ચિતવના તેના મનમા રમી રહેલી વસ્તુના આધારેજ છે પેલા વૃક્ષનુ તો શુ થશે, ખેતરનો માલીક તો શુ યે કરશે પણ સુથાર તો એજ ચિંતવેને ! તેમજ મોક્ષ યદ્યપિ દૂર છે, તથાપિ સમકિતીનો મનોરથ બીજો ક્યા હોય ?

આ બેય મિત્રો હતા સમકિતી હતા, ધર્મી હતા એટલે એમનો પ્રશ્ન પણ બીજો કયો હોય ? અમે મોક્ષે ક્યારે જઈશુ' જેમ મિત્રોનો આ એકજ પ્રશ્ન હતો અતીદ્રિય દર્શનીય પાસ અન્ય પ્રશ્ન કરો હોય ? મેળવવાનુ અતીંદ્રિયજ્ઞાન અથાત્ મોક્ષ મેળવવાનુ જ્ઞાન માટે આ પ્રશ્ન કર્યો કે–"અમારી મુક્તિ કયારે થશે ?"

કેવલી ભગવાને એ ને કહ્યુ કે–'તારો મોક્ષ સાતમાભવે થશે આ ને કહ્યુ 'તારો મોક્ષ અસખ્યાતભવે થશે બન્ને ઘેર ગયા

હવે બનાવર લક્ષ દઈ સાભળો અને તત્ત્વ વિચારો ! પેલા સાતભવવાળ [illegible] કે–"યદ્યપિ મેરૂગિરિ ચલાયમાન થાય, સૂર્ય પશ્ચિ [illegible] માથી અગ્નિ ઝરે, આ બધુ ન

વાનુ ભવે અને તથાપિ કેવલીભગવાનના વચન પલટાતા નથી, માટે હવે મારા કાંઈ સાત ભવના આઠ ભવ થવાના નથી તેમ છ પણ થવાના નથી હું ભલેને ગમે તેવુ પાપ કરૂ તોયે ભવ તો સાતજ છે ગમે તેવો ધર્મ કરૂ તોયે ભવ તો સાતજને! તો પછી શુ કામ ભોગવગે ન કરવો! પેલો ધર્મી, શ્રવણના આના ઉપયોગથી પડ્યો રસ્તે ચાલતા પડે તેનો પગ છોલાય કે મચકોડાય પણ મેરૂથી પડે તેનુ તો માથુ ફૂટે એ રીતે ધર્મી જ્યારે પતિત થાય ત્યારે અધર્મીને પણ વટલાવે તેવો થાય સામાન્ય માણસ સામાન્ય પ્રકારે પતિત થાય-તેતો એવો પડ્યો, તેણે એવી પ્રવૃત્તિ કરી કે સાતમીનુ આયુષ્ય બાધ્યુ મરીને સાતમી નરકે ગયો સાતમીનુ ઉત્કૃષ્ટ આયુષ્ય કેટલું? ૩૩ સાગરોપમનુ કેવળીભગવાનના વચન સાભળવા છતા તેનો દુરુપયોગ કરવાનુ ફળ આ! જેવુ કેવળીએ 'સાતજ ભવ કહ્યા છે' એમ વિચાર્યું તેમ 'ધર્મથીજ સુખ, કલ્યાણ, સુગતિ છે' એ પણ કેવળીનાજ વચન છે એ કેમ ન વિચાર્યું?

પેલા આએ વિચાર્યુ કે 'મેરૂ ચલે, સૂર્ય પશ્ચિમે ઉગે ચદ્ર અગ્નિ વરસાવે તો પણ કેવળીના વચન અન્યથા ન થાય માટે મારા અસખ્યાતભવ થવાના એ તો નક્કી પણ સાથે તેણે એ પણ વિચાર્યું કે- 'ધર્મથી સુખ, કલ્યાણ, સુગતિ અધર્મથી દુખ, દુર્ગતિ' એ પણ કેવળીમહારાજનાજ વચન છે અને તે પણ અન્યથા નથીજને! પેલા સાતભવવાળા એ આ વિચાર ન કર્યો ધર્મની દૃષ્ટિ સીધી જોઈએ આ તો આ વ્રતધારી બન્યો, સલેખણા કરી, છેવ્ટે અનશન લીધુ છેવટે બન્યુ શુ? ખુબ તરસ લાગી તે વખતે બાજુમાના ઓરડી

વૃક્ષની ડાળી પરના પાકા લાલચોળ બોર પર નજર ગઈ દુનિયામા પણ ઘરના આગળ કુશ્વાનના કરડવાની શકાએ તથા ચોર ગણાઈ મરાવાની શકાએ બોરડી વાવવાની મનાઈ છે બોરડીમા પાઘડી ભરાય એ દરવથી શ્વાન ભને કરડે, લોકો ચોર માની માર તેથી બોરડી આગળ વાવવી નહિ એવી વાત જગતમા પણ પ્રચલિત છે એજ બોરડી અહીં પણ, પેના અનશન ધારીને પણ નડી તૃષાથી પીડાતા તેને એમ થયુ કે-"આ બોર જો કોઇ મારા મોમા મૂક તો, એવુ સરસ છે કે તરસ છીપે !" આ ભાવના સાથે મૃત્યુ પામીને, મરીને તરત તે આ નો જીવ બારવ્રતધારી છતા, નલેખણધારી છતા, અનશનઆદરેતુ છતા તેજ બોરમા કીડો થયો

કહ્યુ છે કે અંતે યા મતિ 'સા'ગતિ ॥ જેવી મતિ તેવી ગતિ એ કીડો થયો ત્યાથી ગબડયો એકેદ્રિય થયો નિગોદમા ગયો

મે એક વખત જણાવ્યુ તે ધ્યાનમા રાખો સન્નિપાત સમયે વિદ્વાન્ અને મૂર્ખ બન્ને સરખા પણ સન્નિપાત ખસ્યો એટલે વિદ્વાન્ તે વિદ્વાન અને મૂર્ખ તે મૂર્ખ ! તેજ રીતિએ ધર્મ પામ્યા વગરનો જીવ નિગોદમા હોય તે તથા ધર્મ પામીને પતિત થઈ નિગોદે ગયેલો જીવ બન્ને નિગોદમા સ ખા પણ બહાર નીકળ્યા પછી ધર્મ પામીને પતિત થઈ નિગોદીઓ થયેલો જીવ નીકળીને તરત ધર્મ પામે જ્યા પેલાને ધર્મ પામવામા મુશ્કેલી !

પેલો આ નિગોદમાથી નીકળી, ધર્મ પામી, ચારિત્ર લઇ, કેવળજ્ઞાન મોક્ષે ગયો અસખ્યાના ભવ વગાવી રખડી

જ્યારે પેલો બ ને તો હજુ તે દરમ્યાન સાત ભવમાંનો પહેલો ભવ સાતમી નારકીના ૩૩ સાગરોપમનો તે આયુષ્યમાંના પહેલા સાગરોપમમાંનો પહેલો પલ્યોપમ હજી પૂરો થયો નથી.

આથી માત્ર સાભળે તે શ્રાવક એમ નહિ, માત્ર જિનવચન સાભળે તે શ્રાવક એમ નહિ પણ આગળ વધીને કહ્યું કે પરલોકહિત પરલોકના હિતની બુદ્ધિએ શ્રીજિનેશ્વરદેવનું વચન સાભળે તે શ્રાવક-ફરી પ્રશ્ન થશે કે સાધુઓ પણ પરલોકહિતની બુદ્ધિએજ શ્રવણ કરે છે ચૂર્ણિકારભગવાને તેનું પણ સમાધાન કર્યું કે સાધુમા શ્રોતૃત્વની સાથે વક્તૃત્વ પણ છે શ્રાવકને શ્રમણોપાસક કહ્યા છે શું સાધુ સાધુની (શ્રમણની) સેવા ઉપાસના નથી કરતા? કરે છે, પણ સાધુ ઉપાસ્ય તથા ઉપાસક બ ને છે સાધુમા ઉપાસકપણું તથા ઉપાસ્યપણું ઉભય રહ્યું છે તેથી સાધુમા શ્રમણોપાસકશબ્દનો કે શ્રાવકશબ્દનો વ્યવહાર થઈ શકે નહિ નામનિમિત્ત તત્ત્વ એટલે જે નામ તે પ્રકારની બુદ્ધિથી સ્થપાયું છે તે નામ તરીકે સમજવું

**આર્ય એટલે શું?**

લાજ કાઢવાથી આડબરથી નથી શું ઓછી લાજ કાઢનારી સ્ત્રી કરતા બીજી વધુ લાજ કાઢનારી સ્ત્રીઓ વધુ લાજવાળી વધુ લજ્જાળુ માનવી? કુલની મર્યાદાની લાજ અને સ્વરૂપે લાજમા ફરક છે એજ રીતિએ આર્ય શબ્દ માટે પણ સમજવું

'આરાત્ હેયધર્મેભ્યો યાતા -પ્રાપ્તા ઉપાદેયધર્મૈરિત્યાર્યા' (પ્રજ્ઞા૰ પૃ૰ ૫૬) ત્યાજ્ય ધર્મોથી જીતરિનોલેથી, દૂરથી, અને

દૂર રહે તે આર્ય તેવા રીતરિવાજ, કે રૂઢીની છાયા પણ આર્ય લે નહિ શાસ્ત્રકાર આગળ આવ તથા અનાર્યનું લક્ષણ આ રીતે બાંધ્યુ અનાર્યને સ્વપ્ને પણ ધર્મ શબ્દ હોય નહિ 'धम्मोत्ति अक्खराइं जेसु ण णज्जति सुविणेऽवि' (सूर्य अ० ५ उ० १, टी० पृ० १२३) આર્યને તો ધર્મ પર પ્રીતિ રહેવીજ છે માટે અભિધેય ધર્મનુંજ રાખ્યુ આર્યને ધર્મનુ પ્રયોજન જણાવવાનુ રહેતુ નથી કેમ કે તે ધર્મને ઇષ્ટજ ગણે છે



# — અષ્ટાન્હિકા માહાત્મ્ય —

## પ્રથમ-દિન-દેશના

अथ सामायिकप्रमुखशिक्षाव्रतमूर्द्धिनुन षड्गह्निकापर्वाण्य मेत्या नीत्याह—

**છેલ્લા ચારવ્રતોને શિક્ષાવ્રત શાથી કહ્યા?**

પરમ ઉપકારી શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન્ વિજયલક્ષ્મી સૂરીશ્વરજીમહારાજા ભવ્ય જીવોના ઉપકારને માટે અષ્ટાન્હિકાવ્યાખ્યાનની રચના કરતા થકા તેનો સંબંધ જણાવે છે પૂર્વાચાર્યોનો એ નિયમ કે કોઈ પણ ગ્રંથની રચના કરતા પહેલા, કારણ તથા સંબંધ હોય જરૂર જણાવવા જોઈએ એ નિયમાનુસાર અહીં પણ પ્રથમ સંબંધ જણાવે છે, કારણ આગળ જણાવવાના છે, કારણ જણાવવાના પહેલા સંબંધ જણાવે છે પ્રથમના અધિકારમાં સામાયિકથી ચારશિક્ષાવ્રતનો જણાવવામાં આવ્યા છે તેની સાથે હવેના વ્યાખ્યાનનો સંબંધ છે સામાયિક, દેશાવગાશિક, પૌષધ તથા અતિથિસંવિભાગવ્રત એ ચાર શિક્ષાવ્રતો છે એ ચારવ્રતોને શિક્ષાવ્રતો કહેવામાં આવ્યા છે એ ચારને શિક્ષાવ્રત શાથી કહ્યા તે સમજવાનું છે દુનિયામાં કારીગર જેમ જેમ કારીગરી કરતો જાય તેમ તેમ તે સિદ્ધહસ્ત થતો જાય છે છોકરો પ્રથમ તો એકડો વાંકાચૂંકો કરે છે પણ અભ્યાસે તેજ છોકરો સીધો એકડો કરી શકે છે સામાયિકાદિને શિક્ષાવ્રતો અભ્યાસ માટે કહ્યા કે એ વ્રતો

શિક્ષાથી વારંવાર અભ્યાસથી, ટેવથી સાધી શકાય તેવા છે. शिक्षा नाम यथा शैक्षक पुन पुनर्विद्यामभ्यमति एवमिमाणि चत्तारि सिक्खावयाणि पुणो पुणो अब्भसिज्जंति (आव चू पृ ८९८, भा २) ગૃહસ્થ આરંભ, સમારંભ, પરિગ્રહમા ચોવિશે કલાક એનો તો ભરેલો માથે નો છે, એનો તો તલ્લીન છે કે એ પહેલવહેલુ સામાયિક કરે ત્યારે શરીર તો સામાયિક કરે પણ ચિત્ત તો બીજે દોડયા કરે છે અહીં શાસ્ત્રકાર ફરમાવે છે કે દોડતા ચિત્તને રોકવાનો ઉદ્યમ કરવો પણ તેટલા માત્રથી દોડતા ચિત્તને કારણે તમારે તનથી દોડી ભાગવુ નહિ 'મારૂ મન ઠેકાણે રહેતુ નથી' એમ કહી સામાયિક છોડવુ નહિ

**સામાયિકાદિ વ્રતો શિક્ષાથીજ, ટેવથીજ સાધ્ય છે**

આચાર્ય શ્રીદેવેન્દ્રસૂરિજીમહારાજ સામાયિકના છ પચ્ચક્ખાણ જણાવે છે કે 'मनसा न करोमीत्यादिषट् प्रत्याख्यानानि (श्राद्धदिन० પૃ૦ ૧૧૬) મનથી કરવુ નહિ, મનથી કરાવવુ નહિ, વચનથી કરવુ કરાવવુ નહિ, કાયાથી કરવુ નહિ, કાયાથી કરાવવુ નહિ

मणेवयणकाएहि पच्चक्खामि એમ એકજ વિભક્તિથી ન જણાવતા मणेण વગેરે શબ્દ પ્રયોગ ભિન્ન ભિન્ન વિભક્તિઓ દ્વારા કેમ વિધાન કર્યુ ? પચ્ચક્ખાણ છ છે, તે છ પ્રકાર જણાવવા માટે એ રીતે કહેવામા આવ્યું એમ કરવાથી કાંઇ લાભ છે? તેમા ગ્રંથકારનો આશય એ છે કે છ પ્રકારના પચ્ચક્ખાણમા ચિત્ત દૂર ગયુ તો પણ બાકીના પાંચ પ્રકારના પચ્ચક્ખાણ તો રહ્યા ને! મન વશ ન રહે એ ખરૂ પણ મનને વશ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ મન વશ ન રહે એવા બિક્ષુથી ક્રિયા ... આશય નહિ શિક્ષાવ્રતનો અર્થજ એ છે ...

ધીમે અભ્યાસથી એટલે શિક્ષાથી એ વ્રતો સાધ્ય છે છોકરો એકડો ઘૂંટે કે તરત હોશીઆર થાય ખરો? વર્ષો સુધી શિખણ લ્યે ત્યારે તે હોશીયાર થાય છે અહીં જો આ નિયમ છે તો અનાદિકાલના મોહને ખસેડવો શું રહેલો છે? તેમા કેટલો સમય જોઇએ? માટે એ ચારે વ્રતોને અંગે ઉંચી કોટિમા આવવા વારવાર તે વ્રતો લાબાકાળ સુધી કરવા જોઇએ. દુનિયામા પણ જેવો રોગ તેવી દવાના સમયની મર્યાદા છે રોગ મહિનાનો બે મહિનાનો, વર્ષનો જૂનો હોય તો કાઈ એક બે દિવસની દવાથી ચાલ્યો જાય? વૈદ્ય, ડાકટરો કે હકીમ, ગમે તેવો નિષ્ણાત હોય પણ કહીજ દે કે રોગ જૂનો છે માટે અમુક સમય સુધી તો દવા લેવી પડશે આ જીવને પણ અનાદિકાલથી અવિરતિનો રોગ લાગુ થયો છે તે સહજમાત્રથી દૂર થાય? એ અનાદિ કાળના રોગને ટાળવા માટે વારવાર સામાયિકાદિ શિક્ષાવ્રતો કરવા જોઇએ એમ ઉપકારી શાસ્ત્રકારો જણાવે છે जत्थ वा बीसमति अच्छति वा णिव्वावारो सव्वत्थ करेति सव्वं ' (आव० पू० पृ० २०२ भाग ४), एएण कारणण बहुसो सामाइय कुज्जा (आव० नि० गा० ८०१) એમા જેમ જેમ પરોવાઓ, એનુ રટણ થાય તેમ તેમ તેમા સરસતા પ્રાપ્ત થાય ગૃહસ્થ જ્યારે પ્રથમ પૌષધ કરે ત્યારે તેને વેપાર વગેરેના વિચારો આવે પણ તમે જોયો કે બે, ચાર પૌષધ થયા પછી એ વિચારો ઘટતા જાય છે, બધ થાય છે પૌષધની ટેવ, પેલા વિચારોની ટેવને ટાળે છે આ વ્રતો ટેવથી, આદતથી, અભ્યાસથી સાધ્ય છે માટેજ એનુ નામ શિક્ષાવ્રત છે

હવે અહીં કોઇને એમ પ્રશ્ન થાય કે, સામાયિક, દેશાવ કાશિક તથા પૌષધમા તો શિક્ષાની જરૂરિયાત માની પણ અતિથિ

સવિભાગવ્રતમા શિક્ષાની શી જરૂર ? એમા તો રોટલી, રોટલીનો ટુકડો કે પાણીની ટોયલી આપવાની છે ને ! એમાય શિક્ષાની આવશ્યકતા ગણી ? અતિથિસવિભાગવ્રતમા છે તો દાન એ દાનધર્મ તો મૂલનો છે, સમ્યકત્વથીયે પહેલા પ્રાપ્ત થનારો છે દાનધર્મ તો મિથ્યાત્વીમા પણ છે ને ! છતા એ વ્રતને છેક છેલ્લે કેમ ગણ્યુ ? આ વાત સમજવા લગીર ઉંડા ઉતરવુ પડશે. દાન બે પ્રકારે છે ૧ સાધુ જાણીને આપવુ, ૨ સાધુ થવાને આપવુ બીજા બધા દાનો સાધુ જાણીને આપવાના છે પણ અતિથિ સવિભાગવ્રતના જે દાન છે તે સાધુ થવાને આપવાનુ છે આ વાત સમજશો તો શ્રીભગવતીજીમા કહેલી એક વાત બરાબર સમજશો. તેમા પ્રશ્ન છે કે ' દાન દેનાર શુ કરે છે ? શુ છોડે છે ?" ઉત્તરમા જણાવાયુ છે કે "ગોયમા ! जीवियं चयति दुच्चय चयति दुक्कर करेति० ' (ભગ૦ સૂ૦ ૨૬૨) દાન દેનાર દુષ્કર કરે છે દુસ્ત્યજ તજે છે" આમા પ્રશ્ન થશે કે રોટલીનો ટુકડો દેવામા દુષ્કર શુ અને એ લા ત્યાગમા દુસ્ત્યજ શુ ? એ સમજવા દુન્યવી દૃષ્ટાત વિચારવુ પડશે. દસ્તાવેજની નીચે સહી કરતા કેટલો વિચાર કરો છો ? શા માટે ? કલમ કેટલીક ઘસાવાની છે ? શાહી કેટલીક વપરાવાની છે ? ત્યા કિંમત, જવાબદારી શાહી કે કલમ નથી પણ દસ્તાવેજ આખાની છે, દસ્તાવેજમા સમાયેલી હકીકતની છે અતિથિસવિભાગવ્રત મુજબ દાન દેનારો, સાધુપણાનો સોદો કરે છે, સાધુ થવાને આપે છે તેની ભાવના એવી છે કે "સાધુપણા વિના આ જીવનો મોક્ષ નથી, નથી, તે નથીજ હુ જો કે સાધુપણુ લઇ શકતો નથી, તો પણ સાધુપણાનો ઉમેદવાર છુ, તેથી આ દાનથી સ - ો (સોદો) કરૂ છુ કે મને ભવાત મા

પણ પ્રાપ્ત થાઓ" પુણ્ય માટે, સામાન્ય દાન માટે, સંયમીને સહાય માટે દાન એ વાત અલગ પણ સાધુપણાના નાતાની દૃષ્ટિએ જે દાન દેવાય તે અતિથિસંવિભાગવ્રત એવી પરિસ્થિતિ કેટલી મુશ્કેલ છે? આથી સમજાશે કે એનું સ્થાન છેલ્લે શાથી છે

## સ્યાદ્વાદની વ્યાખ્યા

શિક્ષાવ્રતોનો આગલો સંબંધ જણાવી શાસ્ત્રકાર મહારાજ હવે અષ્ટાહ્નિકા સંબંધી વિવેચન કરે છે જેઓ શિક્ષાવ્રતોને ધારણ કરનારા હોય તેઓએ અઠ્ઠાઈના છ પર્વો જરૂર આરાધના કરવા યોગ્ય છે જે મનુષ્ય સર્વવિરતિ આચરવા તૈયાર હોય તે મનુષ્ય આવા પર્વોની આરાધના કેમ છોડે? ત્યારે એ અઠ્ઠાઈ કેટલી, કઈ, વગેરેનું વર્ણન ગ્રંથકાર કરે છે

अष्टाह्निका षडेवोक्ता, स्याद्वादमयदर्शने ।

तत्स्वरूप समाकर्ण्य, हासेव्या परमार्हते. ॥ १ ॥

સ્યાદ્વાદની આજના આપણા કેટલાક તરફથી થતી વ્યાખ્યા તદ્દન મૂર્ખાઈ ભરેલી છે, અજ્ઞાનમય છે એ કઈ વ્યાખ્યા જણાવવામાં આવે છે? "હા તેની ના, અને ના તેની હા એટલે સ્યાદ્વાદ!" "ધર્મ કરવો તે નિશ્ચય અને દુનિયા જાળવવી તે વ્યવહાર એ સ્યાદ્વાદ!" આનો અર્થ અજ્ઞાનના ભર્યો છે સ્યાદ્વાદનો અર્થ એવો નથી જે વસ્તુ જે અપેક્ષાએ જે રીતિએ રહેલી હોય તે વસ્તુને તે અપેક્ષાએ તે રીતિએ લેવી, કહેવી તેનું નામ સ્યાદ્વાદ તે સ્યાદ્વાદની આ-વ્યાખ્યા ત્રણ આંગળી ઉંચી કરેલી છે એમાંની આજુબાજુની બે આંગળીની વચ્ચે રહેલી આ આંગળી ન્હાની કે મ્હોટી? આ આંગળી એકાન્તે ન્હાની પણ નથી, એકાન્તે મ્હોટી પણ નથી ન્હાની પણ છે, મ્હોટી પણ

છે ન્હાની આગળીથી તે મ્હોટી છે અને મ્હોટી આગળીથી તે ન્હાની છે તેનામા ન્હાનાપણુ તથા મ્હોટાપણુ બન્ને રહેલા છે

## સ્યાદ્વાદની વ્યાખ્યા સ્યાદ્વાદીજ કરી શકે ?

સ્યાદ્વાદ કોણ કહી શકે ? સ્યાદ્વાદની વ્યાખ્યા કોણ કરી શકે ? આ સમજવા જરા ઉંડે જવુ પડશે જેઓ અનતકાલ અનતક્ષેત્ર અનતદ્રવ્ય અને અનતભાવને દેખી શકે, તેમજ પરિણામ, તેના પલટા થયેલા, થતા અને થવાના જોઈ શકે, દ્રવ્ય પર્યાય તેનુ ભેદાભેદપણુ વગેરે જાણી શકે તેજ સપૂર્ણતયા સ્યાદ્વાદને જાણી શકે, તેજ કહી શકે અને તેજ વ્યાખ્યા કરી શકે સીધી આગળીને વાકી કરાય ત્યારે શુ થયુ ? આગળીનાનુ સીધાપણુ દૂર થયુ, વાકાપણુ દેખાયુ ફરી સીધી કરી ત્યારે વાકાપણુ દૂર થયુ, સીધાપણુ દેખાયુ સીધાપણામા તથા વાકાપણામા, ઉભય પરિસ્થિતિમા આગળી તો તેની તેજ કાયમ છે અવસ્થા કરે, ફરતી જાય પણ વસ્તુ ટકે સર્વદ્રવ્યના, સર્વકાલના, સર્વપર્યાયવ્યાપકપણે ભેદાભેદ સાથે જાણી શકે તેજ તેને કહી શકે કોઈપણ અવસ્થામા દ્રવ્ય જુદુ નથી આનો સ્યાદ્વાદ કહેવાને હકદાર આવુ જ્ઞાન ધરાવનાર સ્યાદ્વાદી છે આવુ કોણ જાણી શકે ? સર્વજ્ઞ ! સર્વજ્ઞ ભગવાન્ સ્યાદ્વાદને યથાસ્વરૂપ કહી શકે જૈનશાસનમા એકલા જ્ઞાનની, માત્ર વિદ્વતાની કે વકતૃત્વની કિંમત નથી દુન્યવી વ્યવહારમા ભલે એ કિંમતી હોય જૈનશાસનના પગથિયામા તો સમ્યક્ત્વની, આચરણની અને ચારિત્રની કિંમત છે, અને એજ સયમનુ મૂલ્ય છે તેને જે જાણે, જે નિરૂપણ કરે, જે આચરે તે સ્યાદ્વાદી કહેવાય

**જૈનના ત્રણ નિશ્ચય!**

છ કાયના જીવોને કાયમી અભયદાન દેનારા શ્રીજિનેશ્વર દેવોએ આ છ અટ્ઠાઈ કહી છે શ્રાવકપણુ સમજનારામા શ્રીજિનેશ્વરદેવની માન્યતા સુદઢ હોય શ્રીજિનેશ્વરદેવના શાસનને અંગેજ જૈનમા ત્રણ નિશ્ચય આવ્યા હોય, સુ'ઢ થયા હોય તે ત્રણ નિશ્ચય કયા? इणमेव निग्गथ० ( उपा० पृ० २ ) આ નિગથપ્રવચન એજ અર્થ, એજ પરમાર્થ એટલુજ નહિ પણ આગળ વધીને એના વિનાના તમામ બીજા પદાર્થો અનર્થજ છે આ ત્રણ નિશ્ચયવાળોજ જૈન હોય જૈનને આ ત્રણ નિશ્ચય હોયજ પ્રાચીનકાળમા ગુરૂ પાસે વ્રત લે, ગણધર પાસે વ્રત લે કે તીર્થંકર પાસે વ્રત લે ત્યારે આ ત્રણ એ કરાર કરવામા આવતા (૧) નિગ્રથપ્રવચનની શ્રધ્ધા કરૂ છુ (૨) નિગ્રથપ્રવચનની પ્રતીતિ કરૂ છુ અને (૩) નિગથપ્રવચનની રૂચિ કરૂ છુ

**અટ્ઠાઈનુ વર્ણન**

આવા ત્રણ નિશ્ચયવાળા પરમાર્હતોએ, પરમશ્રાવકોએ, પરમ-જૈનોએ આ અટ્ઠાઈઓ આસેવ્ય છે અહીં 'સેવ્ય' નહિ કહેતા आसेव्य કેમ કહ્યુ? સેવવુ એટલે તો 'એક પણ સેવવુ, ઝાઝા પણુ' એવો અર્થ થાય પણ અહીં એ અર્થ સમર્થ નથી અહીં 'आसेव्य' દરેક વખતે સેવવાના અર્થમા છે પ્રતિવર્ષ છએ અટ્ઠાઈઓ આરાધવી જોઈએ તે અટ્ઠાઇ છ છે - (૧) ચૈત્રમાસની (૨) આષાઢમાસની (૩) પર્યુષણાપર્વની (૪) આસોમાસની (૫) કાર્તિકમાસની અને (૬) ફાગુનમાસની ત્રણ અટ્ઠાઈ ચાર

ચૈત્ર તથા આસોની બે અઠ્ઠાઈ શાશ્વતી છે, બાકીની ચાર અઠ્ઠાઈ અશાશ્વતી છે પ્રશ્ન થશે કે આરાધવાનુ તો સરખીરીતિએ કહ્યુ છતા શાશ્વતી, અશાશ્વતીનો ભેદ શાથી ? ગ્રંથકાર કહે છે કે એ ભેદ અમે નથી કહેતા પણ શ્રીઉત્તરાધ્યયનની બૃહદ્‌વૃત્તિમા કહેલુ છે કે दो सासयजत्ताओ, तत्थेगा होइ चित्तमासंमि । अट्ठाइ आइमहिमा, बीआ पुण अस्सिणे मासे ॥ १ ॥ અહીં 'यात्रा' શબ્દનો પ્રયોગ કેમ કરવામા આવ્યો ? ચૈત્રની તથા આસોની ઓળીની અઠ્ઠાઇ દેવતાઓ પણ આરાધે છે અને તે પણ દેવલોકે રહીને નહિ પરંતુ નન્દીશ્વર દ્વીપે જઈને તેઓ ત્યા રહેલા જિનચૈત્યોમા મહોત્સવો પૂર્વક આ ઓળી ઉજવે છે આથી 'यात्रा' શબ્દનો પ્રયોગ સમુચિત છે ચૈત્ર તથા આસોની અઠ્ઠાઇમા ચૈત્રની ઓળીની ગણના પ્રથમ એટલા માટે છે કે એ અઠ્ઠાઈનુ આરાધન ક્ષેત્રાન્તર જઈને સર્વસંઘ, સર્વક્ષેત્રની જનતા કરી શકે આસો માસની ઓળીમા તો પ્રાય પોતપોતાના ક્ષેત્રમા આરાધન થાય ચૈત્રમાસ યાત્રાને અનુકૂલ છે એ અનુકૂલતા આસો માસમા નથી ચાતુર્માસમા આશ્રય (સ્થાન)મા શ્રાવકને રહેવાનુ હોય ને બહાર જવાનો પ્રતિબંધ હોય તેથી ગામ બહાર જાય નહિ તો પછી યાત્રા શી રીતે શક્ય બને ? સર્વ શ્રદ્ધાલુઓ સ્થાનાન્તરે જઈને આરાધી શકે માટે ચૈત્રમાસની ઓળીની ગણના પ્રથમ રાખવામા આવી છે 'यात्रा' એટલે યાત્રાએ જવુ એટલે પર્યુ એમ નહિ, પણ સ્થાનાન્તર તીર્થક્ષેત્રે જઈને અષ્ટાહ્નિકામહોત્સવપૂર્વક અઠ્ઠાઈનો મહિમા કરવો एआओ दोवि सासय जत्ताओ करेंति सव्वदेवावि । नंदीसरम्मि खयरा नरा य निअएसु

રો), મનુષ્યો પોતાના સ્થાનમા બેય અઠ્ઠાઇની આરાધના કરે છે આરાધના છએ અઠ્ઠાઇની તેમા બે શાશ્વતીના વર્ણનમા તેની વાત કહી

## અઠ્ઠાઇ બે શાશ્વતી, ચાર અશાશ્વતી એ શી રીતે ?

આ બે અઠ્ઠાઇ દેવતાઓ પણ ઉજવે છે, નદીશ્વરદ્વીપે જઇને ઉજવાય છે, કાયમ ઉજવાય છે હવે આ લોકની દૃષ્ટિએ જોઇએ પર્યુષણમા પ્રતિવર્ષ કલ્પસૂત્ર સાભળો છો, એ શ્રવણ ધ્યાનપૂર્વકનુ હોય તો લક્ષ્યમા હશે કે બાવીશ તીર્થંકરના શાસનમા પાક્ષિક, ચાતુર્માસિક તથા સાવત્સરિક પ્રતિક્રમણ હોતુ નથી માત્ર દેવસિ તથા રાઈ બેજ પ્રતિક્રમણ હોય છે પહેલા તથા છેલ્લા જિનેશ્વરના શાસનમાજ પાચ પ્રતિક્રમણ હોય છે હવે જ્યા ચાતુર્માસિક તથા સાવત્સરિક પ્રતિક્રમણજ ન હોય ત્યા અઠ્ઠાઇઓ શાની હોય ? આ રીતે સિદ્ધ છે કે ચાર અઠ્ઠાઇઓ અનિયમિત છે, આયબિલની ઓળીની બે અઠ્ઠાઇ તો ચોવિશે જિનેશ્વરદેવોના શાસનમા હોય છેજ, આરાધાય છેજ

## અનુકૂલ વેપાર રોકડિયો કે ઉધારિયો ?

કોઇને એમ થાય કે ત્યારે તો બાવીસ તીર્થંકરના શાસનમા ધર્મ સ્હેલો અને આજે મુશ્કેલ પણ જરા ઉડા ઉતરો તો સમજાય કે એ શાસનના ધર્મ મુશ્કેલ, આ શાસનમા સ્હેલો છે દુનિયામા રોકડિયો વ્યાપાર અનુકૂલ કે લેવડદેવડનો ઉધારિયો ? કેવલ રોકડાથીજ ધધો ચાલતો હોય તો તેટલો ન ચાલે કે જેટલો લેવડદેવડની યોજનાથી ( ઉધારિયાથી ) ચાલે બાવીશ તીર્થંકરના સાધુઓનો ધર્મ રોકડિયા વેપાર જેવો છે એમને માટે રાઇ અને દેવસિપ્રતિક્રમણ

વખત બે પ્રતિક્રમણુ એમ નહિ દિવસના મધ્ય ભાગથી રાત્રિના મધ્ય ભાગ સુધી દેવસિ અને રાત્રિના મધ્ય ભાગથી દિવસના મધ્યભાગ સુધી રાઈ, એમ ખરૂ પણ જ્યારે જ્યારે દોષ લાગે, દોષ લાગ્યો દેખાય કે તન્ત તેજ વખતે તે કાલને લગતુ દેવસિ કે રાઇપ્રતિક્રમણુ કરીજ લે એનો વાયદો નહિ એકવાર પ્રતિક્રમણુ કર્યું, વળી ઘડી પછી દોષ લાગે તો ઘડી પછી પણુ પ્રતિક્રમણુ કરે જેટલીવાર દોષ લાગ્યા દેખાય તેટલી વાર પ્રતિક્રમણુ કરે પ્રથમ તથા ચરમ જિનેશ્વરના સાધુઓ તો ગમે તેટલી વખત દોષ લાગે પણુ સવારે તથા સાજેજ પ્રતિ ક્રમણુ કરે, એટલે એમનો વેપાર ઉધારિયા જેવો અનુકૂળ, વળી પહર દિવસના દોષોના અંગે પાક્ષિક તેમજ ચાતુ માસિક દોષ અંગે ચાતુર્માસિક તથા વર્ષના દોષ અંગે સાવત્સરિક બાવીશ તીર્થંકરના સાધુઓ એવા પ્રાજ્ઞ તથા સરળ કે દોષ તરત સમજી જાય, દોષનુ પ્રમાણુ તરત લક્ષ્યમા લે, તરત પ્રતિક્રમણુ કરે, તરત ગુરૂ પાસે આવે અને આલોવે તેથી એમના માટે પાક્ષિક, ચાતુમાસિક, સાવત્સરિક પ્રતિક્રમણુની જરૂર રહેતી નથી આપણી હાલત કઈ? આપણે તો પ્રમાદના પોટલા છીએ પોંઘધવાળાને માત્રુ કરવા જવુ પડે ત્યાર આવીને તેણે ઇરિયાવહિ કરવી જોઈએ હવે જેને પાચ સાત વાર માત્રુ જવુ પડે તેને પૂછી જૂઓ કે તે કેટલો કટાળે છે! ત્યારે આ સાધુઓ દોષ દેખે કે તરત પ્રતિક્રમણુ કરે! તરત આલોવે! કયુ આકરૂ?

પ્રશ્ન-એ સાધુઓને દોષ ન લાગે તો?

દોષ ન લાગે એ કેમ બને? દોષ તો લાગ્યા કરે પ્રમાદ તો ત્યાંર પણુ ખરો કારણુ કે બાવીશ તીર્થંકરના સાધુઓ

માટે ય પ્રમત્ત, અપ્રમત્ત બેય ગુણસ્થાનક રહેલા છે

પ્રશ્ન–આ પ્રતિક્રમણનો નિયમ સાધુઓ માટે કે શ્રાવકો માટે પણ ખરો?

શ્રાવકોને તો પાચજ પ્રતિક્રમણ બાવીશ તીર્થ કરના શાસનમા મહાવ્રતો ચાર એ નિયમ પણ સાધુઓ માટે છે પરતુ શ્રાવકો માટે તો અણુવ્રત પાચજ છે

આપણો મુદ્દો એ છે કે બાવીશ તીર્થ કરના વખતમા સાધુઓને પાક્ષિક, ચાતુર્માસિક અને સાવત્સરિકપ્રતિક્રમણ ન હોવાથી એ અઠ્ઠાઇઓ અનિયમિત કહી ચૈત્ર, આસોની અઠ્ઠાઈ દરેક કાળે, દરેક તીર્થ કરના શાસનમા ઉજવાય છે માટે શાશ્વતી કહે છે શ્રાવકોમા દરેક કાળે, આ બે અઠ્ઠાઈઓ તો હોયજ, ઉજવાયજ બાવીશ તીર્થ કરના શાસનમા નિયમિત છે શ્રીજિનેશ્વર-મહારાજાના જન્મ, દીક્ષા કેવલજ્ઞાન, તથા મોક્ષને અગે પણ આ અઠ્ઠાઈઓ અનિયમિત છે ચૈત્ર તથા આસોની અઠ્ઠાઇ તો દેવો અને મનુષ્યો પણ ઉજવે છે

तह चउमासिअनिअगा, पज्जोसवणा य तहय इअ छक ।
जिणजम्मदिक्खकेवल–निव्वाणाइसु असासइआ ॥२॥

સૂતરમા છે ?

ચૈત્ર તથા આસોમા દેવતાઓ પણ નંદીશ્વરદ્વીપે જઇને જિનાલયોમા મહોત્સવપૂર્વક પૂજા, નાટકપૂજા કરી એ અષ્ટાહ્નિકા ઉજવે છે એ સાભળીને પ્રતિમાના દુશ્મનો વચમા પડશે તેનાઓ કહે છે કે "સૂતરમા કયા છે?" જિનાઓને

તો લાવો' એમ કહેનારાઓને, અહીં જણાવી દેવામા આવે છે કે આ વાત 'जिवाभिगम' સૂત્રમા છે

## જીવાભિગમ સૂત્રમા શુ કહે છે ?

જીવાભિગમ મૂલસૂત્રમા નદીશ્વરદ્વીપના અધિકારમા શાસ્ત્રકાર, જણાવે છે કે ત્રણ ચાતુર્માસિક, પર્યુષણની, ચૈત્ર તથા આસોની લગતી અઠ્ઠાઈના દિવસોમા, પવિત્ર તહેવા રોમા ઘણા ચારે પ્રકારના દેવોભવનપતિઓ, વ્યતરો, જ્યોતિષીઓ, અને વૈમાનિકો નદીશ્વરદ્વીપે જઈને ત્યાના જિનચૈત્યોમા મહાન્ ઉત્સવપૂર્વક જિનબિબનુ પૂજન કરે છે મહાપૂજા કરે છે, ગીતનૃત્યાદિ ઉત્સવ કરે છે 'तत्थ ण बहवे भव णवइवाणमतर०' (પૃ૦ ૩૫૭)

## ચૈત્ર, આસોની અઠ્ઠાઈને અગે

ચૈત્ર તથા આસોની અઠ્ઠાઈ શાશ્વતી છે એ અઠ્ઠાઈમા શ્રી સિદ્ધચક્રનુ આરાધન થાય છે આયબિલતપ વડે એ અઠ્ઠાઈની આરાધના થાય છે એ અઠ્ઠાઈમા જિનચૈત્યોમા પૂજા, મહાપૂજા, અગરચના વિગેરે મહોત્સવો કરવાના છે પ્રથમ જોઇ ગયા કે ચૈત્રમા મિત્રાન્તરે (તીર્થે) જઈને ઉજવાય છે યાને એ અઠ્ઠાઈ યાત્રાપૂર્વક ઉજવાય છે તે અઠ્ઠાઈમા શ્રીપાલમહારાજ તથા મયણાસુદરીની જેમ શ્રીસિદ્ધચક્રયત્રનુ આરાધન કરવુ આવશ્યક છે માત્ર બાહ્યથી એમ નહિ પરન્તુ લલાટ વગેરે દશસ્થળોએ આકૃતિથી સ્થાપી ધ્યાન ધરવાનુ છે

## છ અઠ્ઠાઇ બારેનુ વિધાન

ચૈત્ર તથા આસોની અઠ્ઠાઈને અગે આટનુ જણાવ્યા પછી

હવે શ્રીવિજયલક્ષ્મીસૂરીશ્વરજીમહારાજા છ અઠ્ઠાઈને અંગે સામાન્યથી શુ કરવુ જોઈએ તે જણાવે છે અમારિપડહો વગડાવવો, વિસ્તારથી પ્રત્યેક જિનમંદિરે અઠ્ઠાઈ મહોત્સવ કરવો તથા ખાંડવુ, પીસવુ દળવુ, ન્હાવુ, ધોવુ, આરંભ, સમારંભ વિષય, કષાય અને મૈથુનાદિનો પોતાએ ત્યાગ કરવો, અને બીજા પાસે તે કરાવવુ નહિ, આ ક્રિયાઓનો નિષેધ થવો જોઈએ

## પર્યુષણાની અઠ્ઠાઈમા આરાધનાનુ વિધાન

પર્યુષણા એ પર્વાધિરાજ છે સર્વપર્વમા શિરોમણિ છે એ પર્વ અંગેની અઠ્ઠાઈ પાંચ પ્રકારે આરાધવી જોઈએ

સર્વત્ર અમારિપડહો વગડાવવો (૨) સાધર્મિકવાત્સલ્ય કરવુ (૩) પરસ્પરક્ષામણા કરવા (૪) અઠ્ઠમતપ કરવો અને (૫) ચૈત્યપરિપાટી કરવી

આ પાંચ પ્રકારે પર્યુષણાપર્વની અઠ્ઠાઈમા આરાધના કરવાની છે

## અમારિપટહ

(૧) સર્વત્ર અમારિપટહ વગડાવો યાદ રાખો કે જૈનોમા ધર્મ કેવલ દયા ઉપરજ નિર્ભર છે છ કાયના જીવોની દયા અને એકલી પોતેજ કરવી એમ નહિ, બીજાઓ પાસે પણ કરાવવી તેનુ નામ અમારિપડહ-અમારિ ઉદ્‌ઘોષણા જ્યાના દુશ્મનોને અમારિની ઉદ્‌ઘોષણાની વાત પણ ખટકશે પણ ખાસ ઉપાસક દશાંગમા પણ શ્રેણિકમહારાજાએ કેટલીય વાર અમારીની ઉદ્‌ઘોષણા કર્યાના ઉલ્લેખો છે

## સાધર્મિકવાત્સલ્ય

બીજુ કૃત્ય સાધર્મિકવાત્સલ્ય અમારિપડહને અંગે આચાર્ય ભગવાન્ શ્રીહીરવિજયસૂરીશ્વરજીમહારાજા કહ્યા, તેમની

પ્રવૃત્તિ આગળ જણાવવામા આવશે હવે સાધર્મિકવાત્સલ્ય કૃત્યને અગે 'અર્ચન' શબ્દનો પ્રયોગ છે સાધર્મિકની ભક્તિ માત્ર નહિ પણ પૂજન કરવાનુ અત્ર લખે છે બધા સાધર્મિકોનુ પૂજન કરવુ જોઇએ. બધાનુ ન બને તો કેટલાકોનુ પણ પુજન આવશ્યકકાર્ય છે આ કૃત્ય ઉપર ગ્રથકારે કેટલો ભાર મૂકયો એ લક્ષ્યમા લ્યો! જરા વિચારો તો ખ્હેજે સમજાય કે ધર્મ પામ્યા કોના પ્રતાપે? સાધર્મિકનો સસર્ગ ન હોય તો ધર્મ પમાય કયાથી? સધાય કયાથી? સાધર્મિકની વસ્તિમા, સહવાસમા રહેતા હો તો ધર્મનુ, આવા વિચારનુ ભાન થાય સાધુમહાત્માઓ આવે, ત્યા દર્શને જવાય, વ્યાખ્યાન વાણી સજઝાય અને તેથી સ્હેજે ધર્મ પમાય, સધાય, સાધી શકાય સાધર્મિકની વસ્તિમા ન રહેતા હો, અરે જગલમા રહેતા હો, એકાકી રહેતા હો તો ગુરૂનો જોગ મળે? પર્વદિવસે કેમ ભાઈ, પૌષધ કરતો છે? સામાયિક કર્યુ, પ્રતિક્રમણ કર્યુ, પૂજા કરી વગેરે સાધર્મિક વિના કોણ પૂછે? અન્ય કોણ યાદ આપે? કોણ પ્રેરણા કરે? ધર્મવ્યવસાયમા પ્રચ્છક, પ્રેરક સાધર્મિકજ છે સમાનધર્મી એટલે સાધર્મિક તેનો સબધ સાપડવો ઘણોજ મુશ્કેલ છે

सर्वे सर्वैमिथ सर्व सम्बन्धा लब्धपूर्विण ।
साधर्मिकादिसम्बन्धलब्धारस्तु मिता क्वचित् ॥१॥

જગતમા સર્વજીવોએ સર્વજીવોની સાથે સર્વપ્રકારના સબધ અનતી વખત મેળવ્યા છે પિતા, પુત્ર, ભાઈ ભગિનીઆદિ સબધો સધાયામા બાકી રહી નથી પણ સાધર્મિકપણાનો સબધ તો પ્રમાણોપેતજ હોય છે એ સબધ મર્યાદિત, અલ્પજ સાપડે છે સાધર્મિકનો સમાગમ મોટા પુણ્યે મળે છે દૂર બગલાના

રહેતો માણસ, પર્વદિવને હેલી સવારે મ્હોમાં સાતણનો ઘોદો ઘાલે તો એને ગરમ આવે? નહિ, કેમકે પાસે સાધર્મિક નથી સાધર્મિકની શેરીમાં રહેતા હો તો હરગીજ એ ન બને અધર્મથી બચાવનાર, પ્રતિકારકરનાર સાધર્મિક છે, સાધર્મિકનો સસર્ગ છે સાધર્મિકનો સમાગમ પુણ્યોદયે, મોટા પુણ્યે મળે તો પછી એની સેવા, એની અનુકૂલ સેવા, પૂજા મહાપુણ્યોદયથીજ મળે એમા આશ્ચર્ય શુ? 'एगत्थ सव्वधम्मा साहम्मिअवच्छल्ल तु एगत्थ। बुद्धितुलाए तुलिया दोवि अतुलाइ भणिआइ ॥१॥ બુદ્ધિના ત્રાજવાના એકપલ્લામા સર્વધર્મ મૂકાય, બીજાપલ્લામા સાધર્મિકવાત્સલ્ય મૂકાય તો બે સરખા નથી સાધર્મિકવાત્સલ્ય કર્યાને અગે શ્રીભરતમહારાજા નરદેવ, દડવીર્ય, કુમારપાલમહારાજાના વૃત્તાતો (દૃષ્ટાતો) પ્રસિદ્ધ છે

**પરસ્પર ખામણા**

ત્રીજુ આવશ્યકકૃત્ય પરસ્પર ખામણા છે પર્યુષણામા જો પરસ્પર ખામણા ન થાય તો અનતાનુબધિની હદમા જવાય કે જે સમ્યક્ત્વગુણનાશક છે ચડપ્રદ્યોતનરાજાને જેમ ઉદાયનરાજાએ ખમાવ્યા તેમ કરીને પરસ્પર ક્ષમા, ક્ષમાપના કરવા જોઇએ એક ખમે અને સામો ન ખમે તો? શાસ્ત્રકાર કહે છે કે- जो उवसमइ तस्स अत्थि आराहणा, जो न उवसमइ तस्स नत्थि आराहणा, तम्हा अप्पणा चेव उवसमियव्व' से किमाहु भते ?, उवसमसार खु सामण्ण ॥ (क०१० सू० ५९) સામો ન ખમે ન ખમાવે તો પણ ખમાવનાર પોતે તો આરાધકજ છે જો એમ ન માનીએ તો સાધુનુ સાધુપણુ નહિ મનાય ?

સાધુ થાય છે, તેને અંગે મસારીઓની મનોવૃત્તિ કેવી હોય છે તેથી શુ તે સાધુનો મોક્ષ અટકે છે ? બીજાઓ ખમે કે ન ખમે, ખમાવે કે ન ખમાવે પણ મોક્ષે જનાર તો મોક્ષે જાયજ છે કોઈ વખત ક્ષામણાની ક્રિયાથી પોતાનુ તેમ સામાનુ, ઉભ યનુ હિત થાય છે તે ઉપર દ્રષ્ટાત–

## ચદનબાલા મૃગાવતીનુ દ્દષ્ટાત

(ठा० पृ० ५२४ महा० च० गुण० पृ० २७५, गा० ७ थी १८, पत्र १० स० ८ श्लोक २३१ थी २४९ )

એક વખત શ્રીમહાવીરદેવ કૌશાબીનગરીમા સમવસર્યા આમ તો જ્યારે સૂર્યચદ્ર વદન કરવા આવે છે ત્યારે વિકુર્વેલા વિમાનમા આવે પણ આ જે પ્રસગની વાત છે તે પ્રસગે તેઓ વિકુર્વેલા વિમાનને ત્યા રાખી મૂલવિમાને વદના કરવા આવ્યા ચદનસાધ્વી તો ડાહી છે, અનુભવી છે જ્ઞાનના અનુભવથી સમયની જાણ છે (ચદનાસાધ્વી તે મૃગાવતી સાધ્વીના ગુરૂણીજી ) તેથી તેઓ તો જવાનો સમય જાણીને ઉપાશ્રયે ગયા મૃગાવતી પણ આવશે એમ તો સ્હેજે ધરાય-જને ! મૂલવિમાનના પ્રકાશના સબબે મૃગાવતીને સમયનો ખ્યાલ ન રહ્યો જ્યારે સૂર્યચદ્ર ગયા ત્યારે એકદમ અધકાર વ્યાપી ગયો તે જોઇ મૃગાવતી ભય પામી અને દોડાદોડ ઉપાશ્રયે આવી, ઇર્યાવહિ કરી, પોતાની ગુરૂણીને કહ્યુ મારો અપરાધ ક્ષમા કરો' તે વખતે સામાન્ય કહેવાય તે રીતિએ ચદનાસાધ્વીએ કહ્યુ " હે ભદ્રે ! તુ તો કુલીન છે વખતનુ ભાન રાખવુ જોઇએ વગેરે" મૃગાવતીએ પણ કહ્યુ " ગુરૂણીજી ! ફરીથી હુ એવી ભૂલ નહિ કરૂ.

ક્ષમા કરો !" એટલામાં ચંદનાસાધ્વીને નિદ્રા આવી ગઈ મૃગાવતી આવ્યા ત્યારેજ તેઓએ નિદ્રા લેવાને શયન તો કર્યુંજ હતું હવે ચંદનાગુરૂણીજી નિદ્રાધીન થયા એટલે મૃગાવતીએ માન્યું કે "ગુરૂણીજી અપરાધની ક્ષમા આપે નહિ ત્યાંસુધી કેમ ચાલે ?" એમ્ વે તેણીએ તો વારવાર ખમાવ્યાજ કર્યું વારવાર ક્ષમાપનાના કાર્ય રૂપ પશ્ચાત્તાપઆદિથી તેમને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું એ વખતે એક સર્પ ત્યાંથી પસાર થતો હતો. મૃગાવતીએ ચંદનાગુરૂણીજીનો હાથ તે સર્પથી બચાવવા ઉંચો કર્યો, આથી ગુરૂણીજી ચંદના જાગી ગયા અને હાથ ઉંચકવાનું કારણ પૂછ્યું મૃગાવતીએ જણાવ્યું "અહીંથી સર્પ જતો હતો માટે મેં તમારો હાથ ઉંચો કર્યો" ચંદનાસાધ્વી "આવા ગાઢ અંધકારમાં ને સર્પ જોયો શી રીતે ?" મૃગાવતી -"જ્ઞાનથી ?" ચંદના- 'જ્ઞાનથી ? પ્રતિપાતિજ્ઞાનથી કે અપ્રતિપાતી ?' મૃગાવતી - 'અપ્રતિપાતિજ્ઞાનથી આ જાણીને ચંદનાસાધ્વીએ પણ મૃગાવતીકેવલિને ખમાવવા માંડ્યું ચંદનબાલાને પણ કેવળજ્ઞાન પ્રાપ્ત થયું ક્ષમાપના આવી જોઇએ ક્ષામણા આવા જોઈએ મિચ્છામિદુક્કડં આવો જોઇએ

## ક્ષુલ્લક તથા કુંભારના મિચ્છામિદુક્કડ જેવો મિચ્છામિદુક્કડ નકામો છે

કોઇ એક ક્ષુલ્લકસાધુ એક વખત કુંભારની શાલામાં છે કુંભારના ઘડાઓને કાંકરીઓથી કાણા કરતો હતો કુંભાર જ્યારે ઠપકો આપતો ત્યારે તે 'મિચ્છામિદુક્કડં' કહેતો પણ ફરીને એજ આચરણ કરતો. કુંભારે વિચાર્યું, આ 'મિચ્છામિદુક્કડં' કેવો ? તેણે પણ કાંકરીઓ લઈને તે ચેતકના કાન

મોકલા માકયા કાકરીઓના સ્પર્શપૂર્વક કાન મરોડવાથી થતી ઈજાથી તે બુમ પાડતો જાય અને પેલો કુમાર પણ 'મિચ્છા મિદુક્કડ' બોલતો જાય અને કાન મરોડતો જાય તાત્પર્ય કે આવો મિચ્છામિદુક્કડ નિષ્ફળ છે, મિચ્છામિદુક્કડ કહો, ક્ષામણા કહો ક્ષમાક્ષમાપના કહો, જે કહો તે હૃદયથી હોવું જોઇએ

અઠ્ઠમતપ

ચોથુ આવશ્યકકૃત્ય અઠ્ઠમની તપશ્ચર્યાનું છે પક્ખીને અગે એક ઉપવાસ, ચાતુર્માસિકને અગે છઠ્ઠ તથા સાંવત્સરિકપર્વને અગે અઠ્ઠમતપનુ વિધાન શ્રીજિનેશ્વરદેવોએ કહ્યુ છે થાય તેણે અઠ્ઠમ અવશ્યકરવો જોઇએ. જેનાથી એકી સાથે અઠ્ઠમ ન થઈ શકે તેણે તે તપ આ રીતે પૂર્ણ કરી આપવો જોઈએ અઠ્ઠમ ન થાય તો તે ૭ આયબિલ અગર નવ નીવી અગર બાર એકાસણા અગર ચોવીશ બેસણા કરે અગર ૬ હજાર સ્વાધ્યાય કરે અગર સાઠ નવકારવાળી ગણે આ પ્રમાણે જે ન કરે તેને શ્રીજિનેશ્વરદેવની આજ્ઞાના ઉલ્લંઘનનો દોષ લાગે છે

તપના ફલ

પ્રથમ શાસ્ત્રકાર તપના ફળ જણાવે છે કે એકસોવર્ષ સુધી નારકીના જીવો અકામનિર્જરા વડે કરીને જેટલા પાપકર્મો ખપાવે છે તેટલા પાપવીજ ... ન થયેલા કર્મો નવકારશીના પચ્ચક્ખાણથી દૂર થાય છે, પા સિના પચ્ચક્ખાણથી એકહજારવર્ષ, સાર્ધપોરસિથી દશહજારવર્ષ, પુરિમુડ્ઢથી એકલાખવર્ષ, અચિત્તજલના એકાસણાથી દશલાખવર્ષ, નીવીથી એકકોડવર્ષ, એકલઠાણાથી દશક્રોડવર્ષ,

ચોય છે, એ જો ઉપાલભ ન આપે તો અન્ય કોણ આપે? અને મ્હારાથી ગુન્હો થયો છે માટે હુ સાભળવા યોગ્ય છુ, મ્હારે સાભળવુજ જોઈએ," આવુ વિચારી તેણીએ ગુરૂ પાસે જવા ગમન આદર્યું થયુ ત્યાં ? ઓચિંતો પગમા કાટો વાગ્યો તેથી આ અપશુકન થયા એમ માન્યુ અને ક્ષોભ પામી પણ ગુરૂ પાસે ગઈ પણ તેણીએ આલોયણ બીજાના નામે પૂછી કે "હે ભગવન્ ! જે આવો ખરાબ વિચાર કરે તેને શી આલોયણા આવે ?" ગુરૂએ તો રીતિ અનુસાર આલોયણા કહી દીધી લક્ષ્મણાએ પણ તેનો અમલ પણ કર્યો આલોયણામા તપશ્ચર્યા સામાન્ય નહોતી એમ બેવર્ષ નહિ પણ પચાશવર્ષસુધી તીવ્ર તપશ્ચર્યા કરી 'छट्ठट्ठमदसमदुवालसेहिं तिन्निगइएहिं दस वरिसे। तह्य खमणेहिं दुन्नि अ, दो चेव य भुज्जिएहिं च ॥१॥ मासक्खमणेहिं सोलस, वीसं वासाइ अबिलेहिं च। रक्खण जत्ता एव, कुणइ तव वरिस पन्नासं ॥२॥ દશવર્ષસુધી છઠ્ઠ અઠ્ઠમ, દશમ, દુવાલસ કર્યા વીશવર્ષ આયબિલ કર્યા, સોળવર્ષ માસક્ષમણ કર્યા, પારણે કાઇ અભિગ્રહો કર્યા, અતરે બે વર્ષ એકાસણ, બેવર્ષ ભોજનાદિવગેરે અન્ય તપશ્ચર્યાઓ કરી એવી રીતે પચાશવર્ષ સુધી તીવ્ર તપ કર્યા છતા શલ્ય હોવાથી, દુશ્ચરિત્ર જાહેર ન કરવાથી અને ગુરૂ પાસે આલોયણા બીજાના નામે લેવાથી તે લક્ષ્મણાસાધ્વી આત્માની શુદ્ધિને મેળવી શકી નહિ છે તે પણ આર્તધ્યાને મરણ પામી, દુર્ગતિએ ગઈ આવતી ચોવીશીના પ્રથમ તીર્થેશ શ્રીપદ્મનાભજીના શાસનમા તેણીનો આત્મા મોક્ષે જશે તપ નિઃશલ્ય જોઈએ એ તાત્પર્ય છે જો તપથી કર્મનો નાશ થતો હોય તો લક્ષ્મણાસાધ્વીના કર્મોનો

નાશ કેમ ન થયો? પ્રાયશ્ચિત્ત લેવાથી કર્મોનો નાશ થાય છે એ સર્વજ્ઞનુ વચન છે સર્વજ્ઞવચનાનુસાર આલોયણા આપનાર, પ્રાયશ્ચિત્તદેનાર ગુરૂમહારાજ છે પાપોનુ પ્રાયશ્ચિત્ત ગુરૂ પાસે લેવુ જોઈએ શલ્યવાળુ તપ તેનુ ફલ ન દે કહ્યુ છે કે 'सगलो जइवि कट्ठुग, घोर वीर तव चरे। दिव्व वाससहस्सं तु, तओ त तस्स निप्फल ॥ १ ॥ શલ્યવાળો મનુષ્ય ઉગ્ર કષ્ટવાળી એવી દેવતાઈ હજાર વર્ષ સુધી તપશ્ચર્યા કરે છતા તે શુદ્ધ ન થાય કેમકે તે પોતાનુ પાપ ગુરૂ પાસે ખુલ્લુ કરતો નથી એથી એ શલ્યતાવાળોજ છે અને તેથી તેનુ તે તપ નિષ્ફળ જાય છે (લક્ષ્મણા આર્યાઅધિકાર મહાનિશીથ અ० ૬ ગા० ૨૧૧થી)

કાયોત્સર્ગ ફલ

निन्नेव सया हवति पक्खमि। पच य चाउम्मासे अट्ठस हस्स च वारिसए॥ १२२७ पयसमा उसासा काउस्सगमाणेण हुति नायव्वा। एय काउस्समाण उस्सग्गो ग तु नयव्व १६३६ (आव नि०)

સવત્સરિપ્રતિક્રમણમા એક હજારઆઠ શ્વાસોશ્વાસનો કાયોત્સર્ગ આવે છે ચદેસુ નિમ્મલયરાસુધી પચીશ શ્વાસોશ્વાસ થાય એમ નિર્યુક્તિકાર જણાવે છે અને તે શ્વાસોશ્વાસ ૫૬ નીક ગણવો ચાતુર્માસિકપ્રતિક્રમણમા પાચસે શ્વાસોશ્વાસનો, પાક્ષિકમા ત્રણસે શ્વાસોશ્વાસનો કાઉસ્સગ્ગ આવે છે હવે તે પ્રસગને અનુસરીને કાયોત્સર્ગથી શ્વાસોશ્વાસના હિસાબે દેવતાનુ આયુષ્ય કેટલુ બધાય છે તે શાસ્ત્રકાર જણાવે છે 'लक्खदुगसत्सपणचत्तचउसया अट्ठ चेव पलियाइ। किंचूणा चउभागा सुराउबधो इगुस्सासे ॥ १ ॥ ૨૪૫૪૦૮ (બે લાખ પીસ્તાલીસ હજાર ચારસે આઠ) પલ્યોપમ

+ (ઉપરાંત) ૪ ચાર નવમારા પલ્યોપમ (એક પલ્યોપમના નવ ભાગ કરાય તેમાંથી ચાર ભાગ) જેટલું દેવાયુષ્ય એક શ્વાસોશ્વાસના કાઉસ્સગ્ગથી બંધાય છે સમન્ત નવકારના એટલે આઠ શ્વાસોશ્વાસના કાઉસ્સગ્ગથી ૧૯૬૨૭ ૭ (ઓગણીસ લાખ ત્રેસઠ હજાર બને સત્તાવીસ) પલ્યોપમનું દેવાયુષ્ય બંધાય છે પચીસ શ્વાસોશ્વાસના લોગસ્સના કાઉસ્સગ્ગથી ૬૧૩૫૨૧૦ (એકસઠ લાખ પાંત્રીસહજાર અને દશ) પલ્યોપમનું દેવાયુષ્ય બંધાય છે અહીં પ્રશ્ન થશે કે શું દરેક કાયોત્સર્ગે આટલું આટલું આયુષ્ય બંધાય? ના, એમ નહિ પણ જો કાયોત્સર્ગ વખતે આયુષ્ય બંધાય તો અહીં જણાવેલું આયુષ્ય જો દેવલોકનું હોય, ત્યાં તે ઉત્પન્ન થાય આખી જિંદગીના સરવૈયે આ વાત છે

**ચૈત્યપરિપાટી શાસનોન્નતિને અંગે વજ્રસ્વામીનું દૃષ્ટાંત**

પાંચમું આવશ્યકૃત્ય ચૈત્યપરિપાટી છે દરેક ચૈત્યમાં પૂજા કરવી, કરાવવી અને એ રીતે શાસનોન્નતિ કરવી વજ્રસ્વામીનું નામ જૈન જગતમાં સુપ્રસિદ્ધ છે દુષ્કાળના સમયમાં તેઓ આખા સંઘને પટ ઉપર બેસાડી, આકાશગામિનીવિદ્યા વડે સુકાળવાળા સ્થળે લઈ ગયા છે ત્યાંનો રાજા બૌદ્ધ છે તે રાજાએ માન્યતાના હઠે જિનચૈત્યોને પુષ્પો ચઢાવતાં નહિ આપવાનો હુકમ કર્યો આથી જૈનોએ પોતાના ઘર આવતાં પુષ્પો જિનાલયના માટે વાપરવા માંડ્યાં રાજાએ પોતાના ફરમાનથી જૈનોને ઘર માટે પણ ફૂલો આપવા બંધ કર્યાં કેવી હઠ જાગ્રત! પર્યુષણાપર્વ આવ્યું તેથી શ્રીમાન્ વજ્રસ્વામીને શ્રીજિનેશ્વરદેવની અંગપૂજાને અંગે કેવી નબળી પરિસ્થિતિ જણાવી, ઘણુંજ કરગરી વિનંતિ કરી વજ્રસ્વામીજી વિદ્યાના જ્ઞાતા છે એ તો શ્રીસંઘનના અનુભવની વાત તો હતીજ શ્રીવજ્રસ્વામીજી

આકાશગામિનીવિદ્યાના યોગે માહેશ્વરીનગરીએ ગયા, ત્યા દુન્યવી સબધે પોતાના પિતાનો મિત્ર બાગવાન રહેતો હતો ત્યા જઇને ફૂલો તૈયાર કરવાનુ જણાવ્યુ ત્યાથી પોતે હિમવાન્ પર્વતે શ્રીદેવી પાસે ગયા શ્રીદેવીએ પોતાની પૂજા માટે તોડેલુ મોટુ ફૂલ એમની આગળ ધર્યું ત્યાથી તે ફૂલ લઇ, પાછા માહેશ્વરી આવી ત્યાથી ફૂલો લઇને જૃભકદેવકૃત વિમાનમા પાછા આવી, શ્રીસઘને ફૂલો આપ્યા અને જિનાલયોમા ભારે અગપૂજાપૂર્વક મહોત્સવો થયા સુન્દર અગ રચના થઈ શાસનની પ્રભાવના થઇ, ઉન્નતિ થઈ આ જોઇને રાજા પણ પ્રતિબોધ પામીને શ્રાવક થયો

## અમારિપડહ! શ્રીવિજયહીરસૂરીશ્વરજીના ઉપદેશથી અકબર બાદશાહનો હૃદય પલટો!

આપણે જોઈ ગયા કે પર્યુષણા પર્વમા પાચ કૃત્યો આવશ્યક કહ્યા (૧) અમારિપડહો, (૨) સાધર્મિક વાત્સલ્ય (૩) પરસ્પર ક્ષામણા (૪) અટ્ઠમતપ અને (૫) ચૈત્યપરિપાટી અમારિપડહો અટ્ઠાઈપર્વઆદિ પ્રસગે શ્રીકુમારપાલમહારાજાએ, સપ્રતિ મહારાજાએ વગડાવ્યો છે યાદ રાખજો કે ગુજરાત, સૌરાષ્ટ્ર, મારવાડ, મેવાડ, માળવા, કચ્છ વગેરેમા જે ધર્મની છાયા છે જે દયાની છાયા છે, જૈનેતરોમા પણ જે તે છાયા છે, માસાહારપરિહાર જે દેખાય છે તે પ્રભાવ કુમારપાલમહારાજાનો છે આગળ કહેવામા આવ્યુ હતુ કે અમારિપડહને અગે શ્રી વિજયહીરસૂરીશ્વરજીએ શુ કર્યું, બાદશાહ પાસે કેવી રીતે, કેટલા સમયનો અમારિપડહ પળાવ્યો વગેરે વૃત્તાત આગળ કહેવામા આવશે એમ જે કહ્યુ હતુ તે વૃત્તાત હવે કહેવામા આવે છે

નયકાર શ્રી[illegible] સૂરીશ્વરજી કહે છે કે વર્તમાન[illegible]

શ્રીહીરવિજયસૂરીશ્વરજીમ રાજે અકબરબાદશાહને પ્રતિબોધી, તેના આખા દેશમા છ માસ સુધીનો અમારિપટહ કાયમી બનાવ્યો હતો, અર્થાત્ કાયમને માટે પ્રતિવર્ષ છ માસ અમારી પળાવવાના ફરમાનો મેળવ્યા હતા ગ્રથકાર કહે છે કે આ ચરિત્ર તો મોટુ છે પણ અમારી તરત પૂરતુ અત્ર કહેવામા આવે છે સ્વપ્રધાનો પાસે શ્રીહીરવિજયસૂરિજીની પ્રશસા શ્રવણ કરી, દિલ્હીપતિ યવનશાહ, મોગલવશનો બાદશાહ તે મહાત્માના દર્શન કરવા ઉદ્યમવત થાય છે અને તરત પોતાનો રૂક્કો મોકલી બાદશાહ નિમત્રણ મોકલે છે બહુમાનપૂર્વક બાદશાહ આમ ત્રણ આપે છે મના, પાલખી બધુ મહાત્માને આપવાનો પોતાના અધિકારીઓને હુકમ કરે છે પણ આ ત્યાગીઓને એવુ કયા કલ્પે છ આચાર્યશ્રી ગધા મ રથી વિહાર કરતા કરતા દિલ્હીનગર નવનુ (વિક્રમાર્ક) ૧ ૮ ના જેઠવદી ૧૦ (તેરશે) આવી પહોચે છે બાદશાહે અપૂર્વ મ કાન કર્યો સૂરિજી બાદશાહને મળ્યા બાદશાહના મનોરથ ફળ્યા સૂરિજીનો તેમના સાધુઓનો સયમ જોઇ બાદશાહ તો આશ્ચર્યમા ગરકાવ થઈ ગયો હવે અકબરની ઓળખ આપવામા આવે છે દુન્યવી ઓળખ તો જગતના ઇતિહાસ આપી છે કે તે મોગલવશનો મહાન્ બાદશાહ હતો આ ગ્રથકાર તેની આત્મપરિણતિની ઓળખ એજ દુન્યવી ઇતિહાસના આધારે આપે છે એની હિંસકવૃત્તિ તથા પ્રવૃત્તિની આથી પીછાણ થાય છે આગ્રાથી અજમેર સુધી તેણે જે સરક કરી હતી ત્યા એક એક ગાઉએ એક એક માઇલે એક એક મોટો મિનારો બનાવેલો હતો અને તે તમામ મિનારા ઉપર હરણિઆના પોતે શીકાર કરેલા શીંગડા ગાગ્યા હતા દુનિયાને પોતાનુ શીકારીપણુ જણાવવા માટે આ

દેખાવ હતો આજનુ જગત્ પણ પોતાને શીકારી મનાવવામા બહાદુરી માને છે ને! વિચારો હિંસાની કઈ હદ સુધીની પરિણતિમા તે લીન હતો! આચાર્યશ્રીએ તેના હૃદયને આખુય પલટાવી નાખ્યુ બાદશાહને દયાદ્ર બુદ્ધિવાળો બનાવી દીધો આચાર્યશ્રીએ એવો ઉપદેશ આપ્યો કે એ બાદશાહની ઉજિજ બ ના઼ઈ ગઈ

બાદશાહ પાસે સૂરિજીએ શુ માગ્યુ ?

બાદશાહે સૂરિજીને કહ્યુ "મહાત્મા! મહારાજ!! દુનિયામા તો એવો નિયમ છે કે યાત્રિક પોતે ચાલી ચલાવીને ગગા-યમુનાના તીર જાય છે પણ ને તો તેથી ઉલટી આજ્ઞા કરી છે આપના દર્શનનો ઉમેદવાર હુ હતો, મારે આપ હો ત્યા આવવુ જોઇએ તેને બદલે મે આપને અહીં બોલાવ્યા દર્શનનો હેતુ મને હતો અને મુસાફરીનો પરિશ્રમ આપને આપ્યો! આટલુ છતા મહાત્મન! તમે તો જબરા ત્યાગી છો, મારી પાસેથી કાઈ લેતા પણ નથી આજ કાઇ પણ માગો એવી મારી ઉમેદ છે સૂરિજીએ કહ્યુ—સાધુઓ સર્વથા પરિગ્રહથી વિરમેલા છે મનવાળા માગે શુ ? દિલ્હીનો બાદશાહ જ્યારે આગ્રહપૂર્વક વિનવે છે ત્યાં આચાર્યશ્રી કહે છે "હે શાહ! બાદશાહ! તમારી ઇચ્છાજ છે તો મારી માગણી છે કે તમારા અખિલ રાજ્યમા દરેક પર્યુષણાપર્વના આઠ દિવસોમા અમારિપટહથી અમારી પળાવો હે બાદશાહ! આ પવિત્ર દિવસોમા તમારા ફરમાનથી જીવોને અભયદાન મળો બદીવાનોને પણ છોડી મૂકો" બાદશાહ આચાર્યની આવી માગણીથી એકદમ ખુશ થયો આમા આચાર્યે પોતા માટે તો કાઈ માગ્યુ જ નહોતુ બાદશાહના હૃદયમ થયુ 'યે મહાપુરુષ અપને લીયે તો કુછ બાતાહી કરતે નહિ

યે ભી જો બોલે વો ઓરાહ! કે લીયે! બાદશાહે પ્રસન્ન થઇને હાથ જોડી કબૂલી લીધુ બદીવાન્ એટલે શુ ગુનેગાર એને છોડાય? છોડાવાય? હા? છોડાય, છોડાવાય બાદશાહે તરત કેઈ બદીવા નોને છોડવાનો હુકમ કરી દીધો દાબરસરોવર પર પોતે ભેગા કરેલા તથા ભેટણામા આવેના દેશદેશાન ના આવેલા પક્ષીઓ કે જે પીંજરામા હતા તે બધાને મુક્ત કર્યા, ઉડાવી દીધા પોતે જાતે જઇને તે કર્યુ બદીવાનો છોડવા, છોડાવવા, પક્ષીઓ છોડવા છોડાવવા વગેરે દયાની વાતો દયાના દુશ્મનોને ખટકે પણ જેને બચાવવાના તે બચીને શુ કરશે એ દયા કરનારાએ જોવાનુ નથી જો એમ મનાય તો સાધુ થાય, કોઈ મનુષ્ય પ્રવ્રજ્યા અગીકાર કરે તેનો તમામ લાભ તેના Cપાક માતાપિતાને થવો જોઈએ થાય છે? દયાના દુશ્મનો એ લાભ માને છે? ના! ના! શ્રીતીર્થકરમહારાજા પ્રવ્રજ્યા લે છે, કે વે તીર્થસ્થાપે છે એ બધાનો લાભ માતાપિતાને મળે એમ કેમ માનતા નથી! દયાના દુશ્મનોએ સીધી દૃષ્ટિએ જોવુ નથી, માત્ર જેમ આવે તેમ બકવુ છે!

**બાદશાહે કરેલો અમલ!**

અમારી પાનનને અગે, અમારિ ડડના ફ માનને અગે બાદશાહે કેનો અમન કર્યો? તેણે વિચાર્યું કે દુનિયામા પણ એવો નિયમ છે કે કોઈનો કાઈ વ્યવહાર આવે, ન પેતર આવે તો તેમા કાઈક ઉમેરીને પાછુ વળાય છે તો આ તો પરમાર્થ (પોતાના લેશ પણ સ્વાર્થ વિનાની) મહારાજશ્રીની માગણી અને હુ બાદશાહ એટલે મારે એમની ઈચ્છાને માન આપવા ઉપરાત કાઈક કરવુ એજ સમુચિત છે તેણે તેજ વખત મહારાજશ્રીને કહ્યુ 'આપના આઠ દિવસ તથા મારા ચાર

દિવસ એમ બાર દિવસ હું આપને અમારિપડહના આપુ છુ શ્રાવણવદી દશમથી ભાદરવાશુદી છઠ્ઠસુધી (બાદશાહના ચાર દિવસમા જે દિવસ માગવ, એ દિવસ પાછળ તેણે રાખ્યા) અમારિપડહપૂર્વક અમારી પાલનનુ ફરમાન આપણા રાજ્યમા ફરમાન કરૂ છુ" બાદશાહે પોતાની મહીવાળા છ ફરમાનપત્રો તયાર કરીને ગુરૂશ્રીને આપ્યા અને પ્રાતનાર સૂબાઓને પણ મોકલી અપાયા છ ફરમાનપત્રો જે સૂરિજીને સપાયા તે આ મુજબ(૧) ગુજરાત પ્રાતનુ (૨) માળવાનુ (૩) અજમેર (મારવાડ)નુ (૪) દિલ્હી ફત્તેહપુર(રજપુતાના)નુ (૫) લાહોર-મુલતાનનુ (પંજાબનુ), ( ) સામાન્ય કે જેમા પાચે પ્રાતોનો હુકમ હોય તેવુ

## વાચક શ્રીશાતિચદ્રજીના ચમત્કારો

### (૧) મોતી શી રીતે મળ્યા?

સૂરિજીના સમાગમથી બાદશાહને તો ધર્મશ્રવણનો રસ લાગ્યો વિહારનો સમય નજીક આવતા બાદશાહે વિનતિ કરી 'મહારાજ! આપને વિહાર કરતા તો હુ રોકી શકુ નહિ પરન્તુ અમને ધર્મ સભળાવવા માટે આપ અત્રે એક સમર્થ શિષ્યને મૂકી જવાની કૃપા કરો બાદશાહની પ્રાર્થનાથી સૂરિજીએ પોતે વિહાર કર્યો ત્યારે બાદશાહને ધર્મ સભળાવવા જબૂદ્વીપ પ્રજ્ઞપ્તિના ટીકાકાર તથા પશ્ચિમદિશાના માલીક વરૂણદેવે જેમને વરદાન આપ્યુ છે એવા સમર્થ વિદ્વાન, ગીતાર્થ ધર્મોપદેશક વાચક શ્રીશાતિચદ્રજીને ત્યા રાખ્યા મા બાદશાહને શ્રાવક કરવાના વાચકજી સદાકાળ ગીત અતિ કૃપા કરવાની રચના કરી બાદશાહના હૃદયમા શ્રીહીરવિજયસૂરિજીએ વાવેલી ... વેલડીને શ્રીકૃપા વાચકજી શાતિચદ્રજી મહારાજે નવપલ્લ-

કહ્યુ "પૃજય ! અમને પણ કાંઈ ચમ કાર બતાવવાની કૃપ
કરો, કૃપાનાથ !" વિચારો, એક ચમત્કાર બતાવ્યો તો બીજે
બતાવવાનો પ્રસ ગ ઉભો થયો. એ પણ ખ્યાલ રાખવાનુ છે
ગીતાર્થ ઘટતુ બધુય કરે ગીતાર્થનો દાખલો સામાન્ય
લેવાય નહિ પૂર્વાચાર્યોએ જૈન શાસ્ત્રમાથી જ્યોતિષ, વૈદક વગે
રેને કેમ વિદાય કર્યા તે આથી સમજાશે જે એ રાખ્યુ હો
તો તમારા ઘેરા, છોકરા માટે ટીપણા રાખવા પડત અને દવાએ
રાખવા પેટી પગાર રાખવા પડત સાધુ એટલે વાણીઆના ગુરૂ
વાણીઓ દેતાય લાભ મેળવે, લેતાય લાભ મેળવે ખરીદીમા, વિક્
યમા બેયમા લાભે લોટે તે વાણીઓ ! ઉપાધ્યાયજીથી બાદશાહ્ને
ના કહેવાય ? ભવે થઈ જાય ! લાભ દ્રષ્ટિની દોરી તો પોતાના
હાથમાજ છે ને ! પોતે ગીતાર્થ છે ! બાદશાહને કહ્યુ "
એવીજ ઇચ્છા હોય તો કાલે ધર્મચર્ચાનો પ્રસગ ગુલાબબાગમા
રાખવો સવારે ગુલાબબાગમા આવવુ ' બીજે દિવસે સવા
ઉપાધ્યાયજી ગુલાબબાગે પધાર્યા બાદશાહ પણ પરિવાર સા
ત્યા ગયેલ છે આજે ચમ કાર જોવાનો છે એ વાત કેલા
સાથેના પરિવારમા કાઈ કમીના હોય ? નગરલોકની મેદનીને
પણ પાર નથી ઉપાધ્યાયજી તથા બાદશાહ પરસ્પર ધર્મચ
કરી રહ્યા છે એટલામા આ શાહી નોબતની ગર્જના થઇ આ
શાહી નોબત બેજ પ્રકારે, બેજ પ્રસગે વાગે કા તો શા
હુકમથી વાગે, કાતો શત્રુને ડરાવી વગાડે ત્યારે વાગે બાદશા
વગાડવાનુ ફરમાન તો કર્યુ નથી એવો કોઈ ખાસ પ્રસ
નથી કે તેવુ ફરમાન હોય "અમારી અ ના વિના બાગ
ગાઉમા આવો ડકો વગાડવાનો કોઈને હુકમ નથી તો
કોણે નોબતનો ગડગડાટ કર્યો ?" બાદશાહે "જા ધાધન

પછી બાદશાહે જ્યારે સાથે આવનારની નામાવલિ તપાસી ત્યારે છેવ્વે ઉપાધ્યાયજીનુ નામ પણ જોયુ તે વખતે તેને ખ્યાલ આવ્યો કે "જેઓ વાહનમા બેસતા નથી તેમણે આવુ મોટુ પ્રયાણ શી રીતે કર્યુ હશે! એ મહાત્માને મ્હોટુ દુખ થયુ હશે પોતાના સિપાઈને ઉપાધ્યાજી પાસે, ખબર પૂછવા તથા "બાદશાહ બોલાવે છે" એમ કહેવા મોકલ્યો ઉપાધ્યાયજીની પગનુ પણ ન ભરી શકાવાની હાલતની એને કલ્પનાય હોય તો આમ સિપાઈને મોકલે? સિપાઈએ આવીને શુ જોયુ? પગ સૂઝીને થાભના થઈ ગયા છે, ઉષ્ણ જલથી શિષ્યો સિંચન કરી રહ્યા છે, ગળામા પણ પાણી સીધુ જતુ નથી પી શકાતુ નથી, ભીના વસ્ત્રને ગળે તથા છાતીએ મૂનાઈ રહેલ છે, બે શિષ્યો ખડેપગે વૈયાવચ્ચ કરી રહ્યા છે આવી શિષ્યોની ગુરૂ ભક્તિ જોઈ સિપાઈએ પણ મસ્તક ઝુકાવ્યુ, બાદશાહની વતી ખબર પૂછી, 'હજૂર બુલાતા હય' એવો સદેશો કહ્યો શિષ્યોએ હાલત કહી, જે હાલત નજરોનજર નિહાળાતી હતી સિપાઈએ આવીને બાદશાહને હાલત કહી બતાવી બાદશાહે મેનો મોકલ્યો ઉપાધ્યાજીએ હવે જવાનુ નક્કી કર્યુ પણ વાહનમા બેસવુ નથી એક લાકડાની વળી મગાવી વચ્ચે પોતે બેઠા અને બે છેડેથી બે શિષ્યોએ વહન કર્યુ તમને આ રીતે આવતા જોઈ જ્યારે નજરે પડયા ત્યારે બાદશાહ સામે આવ્યો અને નમી પડ્યો, ક્ષમા માગી બાદશાહના દીનમા થયુ "કેવી ગુરૂભક્તિ! શિષ્યો વળી ઉપર બેસાડીને લાવે એ તો પ્રત્યક્ષ છેજ પરતુ ઉપાધ્યાજી સ્યમ આ કષ્ટ સહન કરે છે મ્હારી
આવવુ, તેને અંગે સહન કરવુ પરતુ સહન કરવુ એ

પણ પોતાના ગુરૂના આદેશપાલન ખાતરજ છે એ મહાત્માને કયો સ્વાર્થ છે? કયા પૈસા, ટકા લેવા છે? બાદશાહે કહ્યુ "મહારાજ! આપને અતિકષ્ટ થયુ ક્ષમા કરો, આપે આવુ ઉતાવળે આવવાની જરૂર નથી, આવા પ્રસગે ધીમે ધીમે આવો એજ ઇચ્છવા યોગ્ય છે' ક્રમસર પ્રયાણે લશ્કર અટક જઇ પહોચ્યુ ત્યાના રાજાએ નગરના દ્વાર બધ કર્યા કિલ્લો મજબુત હતો બાદશાહે કિલ્લાને ઘેરો ઘાલ્યો એ ઘેરો બાર વર્ષ રહ્યો બાર બાર વર્ષ પચાર થયા છતા પાસા પોબાર પડતા નથી અર્થાત્ કિલ્લો સર થતો નથી

આજકાલ જૈનેતરો જૈનોને હલકા પાડવા કહે છે કે, જૈનોના અમલમા રાજ્ય ગયુ પણ એ સદતર ખોટુ છે કુમારપાલ મહારાજા જૈન હતા, તેમના સમયમા રાજ્ય વધ્યુ કે ઘટ્યુ? કહો કે વધ્યુ! અપ્રતિમ રાજા જૈન હતા, તેમના સમયમા રાજ્ય વધ્યુ કે ઘટ્યુ! કહો કે વધ્યુ! હિંદુસ્તાનનુ રાજ્ય કોના હાથમાથી ગયુ? કયારે ગયુ? દિલ્લીની ગાદી મુસ્લિમોને હસ્તગત કયારે થઈ? કયા રાજાએ ખોઈ? પૃથ્વીરાજ ચૌહાણ તથા જયચદ રાઠોડ એ બેજ હિંદના રાજ્યના પતનના નિમિત્ત મુખ્ય કારણો છે એ જૈન કે ઇતર? શા કારણે રાજ્ય ગયુ? અહિંસાના કારણેજને? વિષયવાસનાના કારણે રાજ્ય જાય એમા નવાઈ શી? કારણ વિષયાગ્નિ, દોષ વિષયના લાલચુઓનો અને એ દોષ ગાળનો જૈનોને માથે?

હવે અ ગલના પ્રસગમા રાજ્ય જાય છે કે શુ થાય છે તે જૂઓ બાદશાહને ધર્મદ્વેષી મુસલમાનો કહેવા લાગ્યા "હે શાહ! જ્યારથી આપની પાસે આ શ્વેતાબર સેવડા

છે ત્યા સુધી હ્હારા હાથમા કિલ્લો નહિ આવે હ્હને કોઈની નોબત ન જડી તે આની જડી ? તારા બાપે, દાદાએ કોઈએ આવાની નોબત કરી હતી ?" ધર્મદ્વેષીઓ કાયમ ધર્મપ્રેમી ઓના દીલમા આ રીતેજ અવળુ ભૂત ભરાવે છે

## બાદશાહનો અડગ વિશ્વાસ

બાદશાહનુ ધૈર્ય પણ કેવુ ! બાર બાર વર્ષ વીતવા છતા ધર્મદ્વેષીઓના આવા પ્રયત્નો છતા ઉપાધ્યાયજી પરત્વે અડગ વિશ્વાસ ! કાયમ ધર્મશ્રવણ ! બાદશાહ સરલપણુ કવો બન્યો છે ! એક વખત ધર્મશ્રવણ પ્રસગે તેણે ઉપાધ્યાયજીને કહ્યુ "પૂજ્ય ! ધર્મહીન મનુષ્યો, સ્વેચ્છિત પ્રજાપવાદથી આ રીતે જેમ તેમ ગોની કદર્થના કરે છે કિલ્લો સર પણ થતો નથી, પાછા પણ વળાય કેમ ?

## ઉપાધ્યાયજીની તાકાત

ઉપાધ્યાયજીની પણ કેવી સમતા ! પોતે ધારે ત્યારે જે કાર્ય કરવા સમર્થ હતા છતા પ્રસગ વિના બાર બાર વર્ષ મૌનજ ધારી રહ્યા ! જ્યા પ્રસગે બાદશાહે આ પ્રમાણ કહ્યુ ત્યારે તેમણે કહ્યુ "હે મોમાન ! જે દિવસે હારી ઈચ્છા હોય તે દિવસે કહેજે, કિલ્લો ઈચ્છા માત્રમા સર થઈ જશે !" હે ! બાદશાહ તો ખુશ થયો ચમત્કારનો તો અનુભવ હતોજ પોતે ઉપાધ્યાયજી ને બીજા પરમેશ્વરતો માનતોજ હતો

## કાર્ય કરનારનુ ધ્યેય

'न गणम्याग्रतो गच्छेत् सिद्ध कार्य सम फल।
यदि कार्यविपत्ति स्यात् मुखरस्तत्र हन्यते ॥ १ ॥

એક નિયમ છે કે ટોળાના આગેવાન બનવુ નહિ, કારણ કે જો વિજય થાય, યશ મળે તો મૂછે હાથ ટોળુ દે, અને અપયશ, પરાજય થાય તો દોષ કોને? આગેવાનને! ઉપાધ્યાજી જો આગેવાન (ટોળાના) થાય તો વિજયમા મૂછે હાથ મુસલમાનો દે અને પરાજયમા વાક શેવડાનો!

બાદશાહે અરજ કરી કહ્યુ કે "પૂજ્ય! એમા ઢીલ શા માટે?

ઉપાધ્યાયજીએ પોતાની શરત રજુ કરી અકબરની શ્રદ્ધા કેવી છે તે વિચારવા યોગ્ય છે ઉપાધ્યાયજીની શરત – "આખી છાવણીએ અહીંજ રહેવુ, કિલ્લે તમારે તથા મારે, બેજ વ્યક્તિએ જવાનુ, નગરમા કે છાવણીમા કોઇએ કોઇને મારવો નહિ, કોઇએ કોઇ પણ પ્રાણીની હિંસા કરવી નહિ" ઉપાધ્યાયજીએ અહિંસા પણ પ્રથમ કબૂલ કરાવી અહિંસાનો અધિષ્ઠાતા એજ કરે! બાદશાહે તેવી ઢેલ છાવણીમા ફેરવી અર્થાત્ તેનો હુકમ કર્યો બીજે દિવસે બાદશાહ તથા ઉપાધ્યાયજી બન્ને સાથે, એકલા કિલ્લા પાસે આવ્યા તે વખતે પોતા ઝિદ્રગવેષી, ધર્મદ્વેષી મ્લેચ્છો પ રસ્પર એજ પીંજણ પીંજવા લાગ્યા, એજ પ્રજ્ઞાપવાદ કરવા લાગ્યા કે "અહો! આમા જરૂર ભેદ છે આ ઉપાધ્યાય શ્રીશાતિચદ્રજી જરૂર દુશ્મનને મળેલો છે ફૂટેલો છે, બા શાહને આ રીતે એકાકી લઇ જાય છે તો જરૂર તે દુશ્મનને હાથોહાથ સોપી દેશે' આવા વિષમ વાતાવરણમા પણ બાદશાહનો વિશ્વાસ અડગ છે, તથા ઉપાધ્યાયજી પોતે પણ પોતાના કાર્યમા અડગજ છે કાર્યકરોએ લબાડોની લવરી સામે જોવાનુ હોય નહિ જેઓ લવરી સામે જોયા કરે તેઓ કાર્ય કરી શકતા નથી

હવે ઉપાધ્યાયજીએ પોતાનુ કાર્ય શરૂ કરી દીધુ એક ફૂક મારીને કિલ્લાની આસપાસની ખાઇને ધૂળથી ભરી દીધી, બીજી ફૂકથી શત્રુના સૈન્યને સ્તભિત કરી નાખ્યુ કે જેથી તે ઘા કરી શકે નહિ અને ત્રીજી ફૂકથી શહેરના દરવાજા તોડી ફોડી નાખ્યા

બાદશાહે નગર પ્રવેશ કર્યો નગરમા પોતાની આના પ્રવર્તાવી. એ ત્રીજો ચમત્કાર! ઈચ્છામાત્રમા કિલ્લો સર! અકબરે જોયુ એ નજરોનજર!!!

ગુરૂથી ચેલા વધ્યા!

હવે દિલ્હીપતિ મોગલસમ્રાટ અકબરે અજલિ જોડી અરજ કરી - 'ગુરૂદેવ! કોઇથી ન થાય તેવુ કાર્ય આપે ક્ષણમાત્રમા સિદ્ધ કર્યું આ રાજ્ય ખરી રીતે આપનુ છે ઇન્સાફની સાચી વાત તો એજ છે આપ તો મ્હોટા ફકીર છો આવી ફકીરી આખી જહાનમા ક્યાય દીઠી નથી કૃપાનાથ મને કૃતાર્થ કરો! હુકમ ફરમાવો હુ આપને પ્રિય એવુ શુ કરૂ?

દુનિયામા નિયમ છે કે નાત જમાય ત્યારે વસવૈયાને ખાસ સતોષવા જોઇએ નાતીલાઓ વખાણે કે વખોડે તેનુ મૂલ્ય નહિ, તેનુ કોઈ સાભળે નહિ કોઈ વખાણે તો પણ પ્રત્યુત્તર મળે કે 'કરેજને!' વખોડે તોય જવાબ મળે "નાત છે! કોઈ વખત જરા બગડે પણ ખરૂ! એમા શુ થઇ ગયુ?' આથી નાતીલાઓ ઓઠેજ નહિ પણ વસવૈયા! એ તો સતોષાયા વખાણ પણ ખૂબ કરે અને અસતોષથી જ્યા ત્યા વગોવે પણ ખૂબ આથીજ વસવૈયાને પ્રથમ ધ્યાનમા રાખવા પડે છે ઉપાધ્યાયજીએ પણ વિચાર્યું કે દુર્જનોના ઓઠ્યા

સામુ જોવાય નહિ, દુર્જનો પરત્વે પણ ઉપકાર કરવો એજ સાધુનુ કર્તવ્ય છે

કહ્યુ છે —

> उपकारिषु य साधु, साधुत्वे तस्य को गुण ।
> अपकारिषु य साधु, स साधु सद्भिरुच्यते ॥ १ ॥

જે મુસલમાનો પ્રજાપવાદ ક તા હતા તેમને ક્ષમા કરવાનુ પ્રથમ માગ્યુ પછી જજીઆવેરો બધ કરવાનુ માગ્યુ જજીઆ વેરો એટલે? હિંદુઓ પાને માથા દીઠ લેવાતો વેરો હિંદુપણ ટકાવવા માટેનો વેરો જે હિંદુએ હિંદુપણુ ટકાવવુ હોય તેણે પ્રતિવર્ષ માથા દીઠ એક સોનૈયો આપવો, એ વેરાનુ નામ હતુ જજીયા (જીજીયા) વેરા આ વે ાની આવક બાદશાહને પ્રતિવર્ષ ચઉદક્રોડ સોનૈયાની હતી આ બે માગણીથી ઉપાધ્યાયજીએ શુ કર્યુ? અપકારી મુસલમાનોને પણ ક્ષમા અપાવી તેમના ઉપર ઉપકાર કર્યો જજીઆવેરો બધ કરાવીને હિંદુઓને પણ બોલતા બધ ર્યા

બાદશાહે એ તો કબુલ્યુ પણ ફરી અ જ કરી – "અય મહા મન્! આતો મ્હારી ખાતર માટેજ આપ માગ્યુ! આપ ખુદ કાઈ માગો!!" બાદશાહની પ્રાર્થનાથી ઉપાધ્યાયજીએ માગ્યુ "બાદશાહ! તે શીકાર તો બધ કર્યો પણ એક ભય કર કૃત્ય બધ કર એવી અમારી ઈચ્છા છે ચગ્લાની સવારીગ જીભનો રોજનો હજાર ખોરાક તજી દે! (વિચારા સવાશેર જીભ કરવામા કેટના ચકના મરાતા હશે' માસાહારનો આવો જિહ્વાનો સ્વાદ ઉપાધ્યાયજી એકદમ છોડાવે છે તથા શત્રુંજયના યાત્રિકો પાસેથી લેવામા આવતો વેરો જતો કર' (સિ

યાત્રા કરવા જતા મોનીયાનો કર હતો તે બધ કરાવ્યો) તથા રહાશ આખા રાજ્યમા ૭ માસ અમારિપડહ વગડાવવા પૂર્વક અમારીનુ પાલન કરાવ, અમારી પળાય તેવો પ્રબધ કર! શ્રીહીરવિજયસૂરીશ્વરજીએ બાર દિવસ પળાવ્યા, વાચજીએ છ માસ!

## અમારીના છમાસ

બાદશાહે તરત બધુ કબૂલ્યુ હવે છ માસ કયા તે ગણાવે છે કયા છ માસ એ પ્રશ્ન સાથેજ ઉપાધ્યાયજીએ આરભમાજ કહ્યુ "શાહ! પ્રથમ તો તમારો જન્મ માસ!' દેખાય પણ સારૂ અને અર્થ પણ સરે હવે ગણના આગળ ચાવી બાદશાહનો જન્મમાસ, પર્યુષણાપર્વ સબધી બાર દિવસ, (એ દિવસો તો પ્રથમ અપાયેલાજ હતા પણ એને અહીં ફરી પાકા કરવામા આવ્યા), બધા રવિવાર તમામ સક્રાતિના દિવસો, નવરોજનો મહિનો, ઈદના તમામ દિવસો, તમામ મોહરમના દિવસો અને સોફીયાનના દિવસો એ રીતિએ કુલ છ માસ અમારીપાલન માટે નક્કી કરવામા આવ્યા

બાદશાહે તરત ફરમાનપત્રો આપ્યા તે લઇને ઉપાધ્યાય શ્રીશાતિચદ્રજી ગુરૂમહારાજ શ્રીહીરવિજયસૂરિજીને સોપે છે

ગુરુ કરતા ચેલા સવાયા! શાતિચદ્રજી ઉપાધ્યાયે કેવી હદે શાસનપ્રભાવના કરી! આ સાભળીને પ્રથમ કર્તવ્ય અમારી પાલન કરવા કરાવવાને અગે, અમારિડિઘોષણા એ દરેક શ્રાવક સઘ માટે પર્યુષણામા પ્રથમ આવશ્યકકૃત્ય છે

## અમારિપડહો

(આ જગોપર અમારીપડહાનો પ્રસગ હોવાથી શાસ્ત્રના પાઠે આપવા પૂર્વક તે જણાવીએ છીએ

## અમારિપડહથી નરકનિવારણ

કલિકાલ સર્વજ્ઞ ભગવાન હેમચંદ્રાચાર્ય મહારાજ ત્રિષષ્ટિ પર્વમાં ભગવાન મહાવીરમહારાજાના ચરિત્રમાં આગળ વર્ણન કરતા જણાવી ગયા કે શ્રેણિકમહારાજે નરકે નહિ જવા માટે ઉપાયો પૂછતા ભગવાને આ પ્રમાણે પણ જણાવ્યું કે "હે શ્રેણિક! કાલિયેકસાઈ જો કસાઈખાનું મૂકી દે તો તારી નરકથી મુક્તિ થાય, જો તેમ ન થાય તો તારી નરકથી મુક્તિ ન થાય

कालसौकरिकेणाथ सूना मोचयसे यदि। तदा ते नरकान्मोक्षो राजन्नायेत नान्यथा ॥ (त्रि० प० १० सर्ग ९ श्लो० १४५)

## શ્રેણિકનો ઉદ્યમ

આ સાંભળીને શ્રેણિકમહારાજ બેસી ન રહ્યા પરંતુ તે કરવાનો ઉદ્યમ કર્યો કાલિયાકસાઈ પાસે ગયા અને શ્રેણિકરાજાએ કાલિયેકસાઈને કહેવરાવ્યો કે "જો તું કસાઈખાનું છોડી દે (જીવોને મારવું બંધ કરે) તો હું તને ઘણું દ્રવ્ય આપું, કારણ કે અર્થના લોભથી તું કસાઈ છે" આ કહેવાથી શ્રેણિક મહારાજાએ દ્રવ્યથી પણ કસાઈખાનું બંધ કરાવવું એ શ્રેયસ્કર છે એમ માન્યું અથવા રાજ્યસત્તાના જોરે અને પૈસાના જોરે પણ કસાઈખાનું રદ કરાવવું જોઈએ તેથી શ્રેણિકમહારાજાએ તે ઉદ્યમ કર્યો, પરંતુ કાલિયેકસાઈ તો બોલ્યો કે "કસાઈખાનામાં શું દોષ છે? કારણ કે જેનાથી મનુષ્યો જીવે છે તે કારણથી તેને હું કોઈ દિવસ છોડવાનો નથી" એમ તે બોલ્યો ત્યારે શ્રેણિકમહારાજે કોઈ રીતે પણ કસાઈખાનું રોકવા માટે વિચાર્યું કે "અંધારાકુવાની અંદર તે કસાઈપણું કેવી રીતે કરી

શકશે ? એમ વિચારી અધારાકુવામા નાખીને રાતદિવસ તેને રાખ્યો"

कालसौकरिकोऽप्यूचे, राज्ञा सूनां विमुञ्च यत् ।
दाम्येऽर्थं बहुमथम्य, लोभाच्चमसि शौनिक ॥१६१॥
सूनाया ननु को दोषो, यया जीवति मानवा ।
ता न जातु त्यजामीति, कालसौकरिकोऽवदत् ॥१६२॥
सूनाव्यापारमेषोऽत्र, करिष्यति कथं न्विति ।
नृप क्षिप्त्वान्धकूपे तमहोरात्रमधारयत् ॥१६३॥
(पर्व १० स० ९)

### યાકિનીમહત્તરાસૂનુવચન

શ્રીહરિભદ્રસૂરીશ્વરજીમહારાજની કરેલી આવશ્યકની ટીકામા પણ અમારિઉદ્ઘોષણાની વાત જણાવી છે

निर्डिमदिए उदाहरण–सोगासो राया मसप्पिओ, अमाघाओ (आव० हरि० पृ० ४०१)

### યાત્રાપચાશકમા અમારીનુ વિધાન

તેજ શ્રીહરિભદ્રસૂરીશ્વરજીમહારાજ યાત્રાપચાશકમા આગળ જણાવતા જણાવે છે કે યાત્રાના આરભમા ગરીબવિગેરેને મનનો સતોષ કરવા માટે દાન આપવુ અને ગુરૂમહારાજે પોતાની દેશના શક્તિથી રાજા પાસે નિર્દોષ आमघाय–(अमाघाय) અમારી પ્રવર્ત્તાવવી એમ જણાવે છે आरंभे चिय दाणं दीणादीण मणतुट्ठिजणणत्थ। रण्णामाघायकारणमणह गुरुणा ससत्तीए(प० गा० ४०६) તેની ટીકામા ટીકાકારમહારાજ પણ आमघाय નો અર્થ કરતા

અત્યંત શ્રેષ્ઠ થાય છે ' આવી રીતે રાજાને શિખામણ આપ
વામાં જે ભાવ છે તે પ્રગટ કરતા જણાવે છે કે " આમા એ રીતે
વીતરાગપણમાં માટી યાત્રામાં જેમ ભગવાનના જન્મકલ્યાણક
આદિમાં તે તે કાલે બધા પ્રાણિયો સુખી થયા તેમ આ યાત્રા પણ
બધા પ્રાણિયોને અભયદાન દેવા વડે (અમારિપડહદ્વારાએ) કરીને
તે કર અર્થાત્ સુખી કર," આવી રીતે રાજા પાસે અભયદાન
દેવડાવવાનું અર્થાત્ અમારિપડહ વગડાવવાનું જણાવે છે

## દ્રવ્યથી પણ અમારિપડહની કર્તવ્યતા

પ્રવચન ગુરૂમહારાજ ન હોય તો શ્રાવકોએ ક્રમે કરીને અથવા
રાજકુલને યોગ્ય એવી નીતિથી રાજાને મળવું જોઈએ, અને તેવી
રીતે રાજાને પૈસા આપીને પણ અમારિપડહ વગડાવવો જોઈએ
એટલું જ નહિ પણ જે તે પ્રાણિયોના ઘાતકરનારા છે તેને પ્ર
ઉત્પાદન કરવાપૂર્વક દાન આપવું જોઈએ અને યાત્રાના દિન
પ્રમાણ સુધી મૌન્ય કરવું જોઇયે અને નિવા એવી દેશના
કરવી" આ ઉપરથી શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજ પણ તે વા
જણાવે છે કે દ્રવ્ય દેવા પૂર્વક પણ અમારિપડહો વગડાવવો જોઈએ

दिट्ठो पवयणगुरूणा राया अणुमाणिओ य विहिणा उ ।
नत्थि जण्णा विग्धाइ त्तित्तियमित्ते आगमपाउत्ति ।४०९॥ एयमणु
सासणविही भणिओ सामण्णगुणपसंसाए । गंभीरमहुरणेहिं उचि
य भावसाराहिं ॥४१०॥ सामण्णे मणुयत्ते धम्माओ णरीसरत्तण णे
इय मुणिऊण सुदर । जत्तो पयम्मि कायव्वो ॥४११॥ इट्ठी
मूलमेसो सव्वासिं जणमणोहराणत्ति । एसो य जाणवत्त णेओ संसार
जलहिम्मि ॥४१२॥ जायइ य सुद्धो धम्मो उचियत्थापायणे

सव्वम्स । जत्ताए वीयरागाण विसयसारत्तओ पवरो ॥४१३॥ पतीए सत्तसत्ता सुहिया हु अहेमि तमि कालमि । एणिंइपि आमघाएण वुणसु त चेव एतेसिं ॥४१४॥ तम्मि असते राया दट्ठव्वो सावगे हिवि कमेण । कारियव्वो य तहा दाणेणवि आमघाउत्ति ॥४१५॥ तेसिंपि घायगाण दायव्व सामपुव्वग दाण । तत्तियदिणाण उचिय कायव्वा देमणा य सुहा ॥४१६॥ (पचा०)

**ચૂર્ણિકારમહારાજનુ કથન**

ચૂર્ણિકારમહારાજ પણ આવશ્યકની ચૂર્ણિમા જણાવે છે કે શ્રેણિકમહારાજ ભગવાનને પૂછે છે કે "હે ભગવન્ મને કહો હુ સાથી (કયા કારણથી) નરકમા જઇશ અથવા કયા ઉપાયથી નરકે ન જાઉં ત્યારે ભગવાન્ ઉત્તરમા જણાવે છે કે "જો કાલિયોકસાઇ કસાઈખાનુ બધ કરે અને જો કપિલા બ્રાહ્મણી પાસે ભિક્ષા દેવડાવે એવુ જો તુ કરી શકે તો તુ નરકે ન જાય" ત્યારે શ્રેણિકમહારાજ તે કરવાને માટે તેઓની પાસે ગયા સર્વપ્રકારોવડે કરીને તેમને સમજાવ્યા. सेणिओ सामि भणति भगव! आणाहि, अह कीस नरक जामि ?, केण वा उवाएण नरक न गच्छेज्जा ?, सामी भणति—जदि काल्सोयरिय सूण मोएदि, जदि य कविल माहणि भिक्ख दवावेहि तो तुमपि न गच्छेज्जासि नरक, सो तेसिं मूल गतो, वीमसिता य ण सव्वपगारेहि, (आव० चू० पृ० १६९) આ ઉપરથી તે વાત સાબિત થાય છે કે ચૂર્ણિકારમહારાજે જણાવ્યુ કે પૈસા આપીને પણ અભયદાન કરવુ જોઇયે એમ ભગવાન્ જણાવે છે

**અમારિપડહાનૂ સૂત્રમા વિધાન**

આવીજ રીતે ઉપાશકદશાગમા પણ આજ વાત

છે કે ત્યારપછી રાજ ઠૃહન ાની અદગ કોઈ એક દિવસ અમારિ પડહ વગાવ્યો હતો.

'तए ण रायगिहे नयरे ज नया क्याइ अमाघाए घुट्टे यावि होत्था' (उपा० सू० ४०)

આ રીતે કલિકાલ સર્વજ્ઞના વચનથી તેમજ તે પૂર્વેના યાકિનીમહત્તરાસૂનુના વચનથી, વળી તે પૂર્વેના ચૂર્ણિકારમહા રાજ અને તેથી આગળ ગણધરભગવાનના વચનથી તે વાત સાબિત કરી ગયા કે અમારિપડહ વગાડાવવોજ જોઇએ, ચાહે તો પડી મ્હશક્તિ હોય, ચાહે રાજશક્તિ હોય, ચાહે દ્રવ્ય શક્તિ હોય, યા ગમે તે પ્રકાર પણ આમારિપડહો વગડાવવોજ જોઇએ દયા અને દાનના દુશ્મન કે જેઓને સૂત્ર બોલતાએ નથી આવડતું પણ સૂત્ર જોવે છે તેઓને માટે પણ ગણધર મહારાજના વચનથી તે વાત સાબિત થાય છે કે અમારિપડહ વગડાવવોજ જોઇયે શાસનની શ્રદ્ધાવાળા માટે તો ચાહે પચાંગીનું કે ચાહે પ્રકરણનું કે ચાહે ચરિત્રનું વચન પણ માન્ય જ છે અર્થાત્ શ્રદ્ધાવાનાને માટે તો અમારિપડહો દ્રવ્ય ખરચીને પણ કરવાની જરૂર છે )

> अष्टाह्निकापवसु शासनोन्नतिं नानाविधा धर्मविवृद्धिहन्वे ।
> पूर्वे क्तयुक्तया विदधतु भातुक्काः (विन्तुम्वमाहता !,) सौभा
> ग्यलक्ष्म्यभिलषितपुण्यसम्पृक्का ॥१॥

સૌભાગ્ય રૂપ લક્ષ્મીથી અભિલાષિત એવા ઉત્તમપુણ્યની ઈચ્છાવાળા હે ભવ્યજનો ! આ પર્યુષણાપર્વસબધીના આઠેય પર્વદિવસોમાં ધર્મની વિશેષપ્રકારે વૃદ્ધિ કરવા માટે તમો પૂર્વે કહી ગયા તે યુક્તિવડે વિવિધપ્રકારે શાસનની ઉન્નતિના કાર્યો કરો.

# દ્વિતીય-દિન-દેશના

## વાર્ષિકપર્વનુ મહત્વ

ભવ્યજીવોના ઉપકારને માટે આચાર્ય ભગવાન્ શ્રીમાન્ વિજયલક્ષ્મીસૂરીશ્વરજીમહારાજાએ શ્રીના અષ્ટાહ્નિકાના પ્રથમ દિવસના વ્યાખ્યાનમા વિવેકી શ્રાવકોએ, મનધારીઓએ છ અટ્ટાઇઓ આરાધવાની છે અને તેમા પણ આ પર્યુષણાપર્વની અટ્ટાઈ પણ વિધિપૂર્વક આરાધવાની છે એમ જણાવી ગયા

તેમા આ પર્યુષણાપર્વ એ વાર્ષિકપર્વ છે અને આઠમ, ચૌદશવગેરે તિથિ માસિકપર્વ છે ( ઠા૦ પૃ ૩૬૯ મ૦ પૃ૦ ૩૦૪ સૂય૦ પૃ૦ ૪૦૮) એ પર્વની ગણના માસિકપર્વ તરીકે છે, જ્યારે પર્યુષણાપર્વની ગણના વાર્ષિકપર્વ તરીકે છે વર્ષમા એકજવાર આવે અને એકજવાર આરાધાય તે વાર્ષિકપર્વ जघिरम्य जघिर फल એમ કહે છે તેથી શ્રાવણ ભાદરવામા, વળી ભાદરવા આસોમા એમ બે વાર આરાધવામા ખોટુ શુ ? એ પ્રશ્નજ અસ્થાને છે, કેમકે જો એમ થાય તો એ વાર્ષિક ગણાના પર્વનુ વાર્ષિકપણુજ ઉડી જાય છે વાર્ષિકપર્વ તેનુજ નામ કે જે વર્ષમા એકજવાર આવે

પેલા સાર્થવાહના મૃગલા વાળની વાત યાદ છે ? 'વાકો પણ મારો !' એમ કહેનારને વગના આધારે, વગના આધારે

વસ્તુના આધારે, તત્ત્વના આધારે તરત નાણુ મળ્યા અને પેના બીજાએ, 'આ એ વાકો છે તો લે આ બીજો' એમ કહી મૂછનો બીજો વાળ તોડી આપ્યો, તેની શી વલે થઇ? જેને પોતાના મૂછના વાળની કિંમત નથી તેના વચન ઉપર વિશ્વાસ રાખે કોણ? તેવીજ રીતે 'પર્યુષણાપર્વ પણ બીજી વખત કરીએ' એમ કહેનારની એજ વલે સમજવી

વાર્ષિકપર્વની ઉજવણી વરસમા એકજ વખત થાય, અનેક વખત થાય તો તેનુ વાર્ષિકપણુજ ઉડી જાય, જેમ ઓળીનુ પર્વ ષાણ્માસિક છે એટલે વર્ષમા બેજ વાર આરાધના થાય તેમ પર્યુષણાપર્વ એ વાર્ષિકપર્વ છે તે વર્ષમા એકજ વાર થાય અન્યથા તેનુ વાર્ષિકપણુ, વાર્ષિકપણાનુ મહત્ત્વજ ન રહે અઠ્ઠાઇઓની જેમ પણ આ અઠ્ઠાઇ પણ આરાધની જોઇએ ૭ અષ્ટાહ્નિકામા આ પણ આવી જાય છે, છતા મહાઅષ્ટાહ્નિકા નહિ કહેતા પર્યુષણા પર્વ કહ્યુ કારણ કે પર્યુષણાપર્વ એ વાર્ષિકપર્વ છે પર્યુષણા ના પર્વનો છેલ્લો દિવસ, ભાદરવાશુદી ૪ ચોથનો દિવસ એ વાર્ષિકપર્વનો દિવસ છે એ દિવસનુ નામજ સવત્સરી છે એ પ્રતિક્રમણને પણ સાવત્સરિકપ્રતિક્રમણ કહેવામા આવ્યુ છે

દુન્યવી વ્યવહારમા ખાતા ફેરવવાનો દિવસ એકજ હોય છે ખાતા વારવાર ફેરવાય નહિ દીવાળીએજ અર્થાત્ કાર્તિકશુદી ૧થી આસોવદી અમાસ સુધીના ખાતા બીજા કાર્તિકશુદી એકમેજ ફરે અહીં પણ વાર્ષિકપર્વનો હિસાબ વર્ષમા એકજવાર હોય છે ગયા વર્ષના ભાદ્રપદશુદી પચમીથી પ્રતિક્રમણના સમય પર્યંત ભાદરવાશુદી ચોથ સુધીનો હિસાબ ચોથના સાવત્સરિકપ્રતિક્રમણાવસરે વર્ષમા એકજવાર

હોય છે ગયા ભાદરવાશુદી પાચમે કે આખા વર્ષ દરમ્યાન જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, અને વીર્યાચારમા જે અતિચારાદિ ગુન્હો કર્યો હોય, તેમા જે પ્રાયશ્ચિત્ત આવે તે પ્રાયશ્ચિત્ત છે તે દિવસે એટલે ભાદરવાશુદી ત્રીજ અગર પ્રતિક્રમણ પહેલા ભાદરવાશુદી ચોથને દિવસે લેવાનુ છે માટે ભાદરવાશુદી ચોથ એ શુદ્ધિ કરવાનો દિવસ છે જે તે દિવસે શુદ્ધિ ન કરે તે ગધથી દૂર કરવા યો ય છે ( कल्प० सा० सू० ५८ ) જૈનશાસનમા આત્મશુદ્ધિ માટે વાર્ષિકપર્વરૂપ આ એકજ દિવસ નિયત કરેલો છે સાધુનો દીક્ષા પર્યાય પણ જેટલા પર્યુષણાપર્વ જાય તેટલા વર્ષનો ગણાય છે जम्हा पज्जोसवणा दिवसे पज्जा परियाओ व्यपदिश्यते व्यवस्थाप्यते सत्ता एत्तिया वरिसा मम उवट्ठाविस्सत्ति तम्हा परियागववथवणा भण्णति । ( नि भा० ३१२६ चू० )

વાર્ષિકકૃત્યો

વાર્ષિકપર્વને અગે, ગત ભાદ્રપદશુકલ પચમીથી આ ચતુર્થી સુધીના આવશ્યકકૃત્યો ન થાય તો તેની આલોયણા લેવી જોઈએ

વાર્ષિકકૃત્યોની સખ્યા અગીઆરની છે તે હવે શાસ્ત્રકાર મહારાજ ક્રમસર જણાવે છે પ્રથમ સામાન્યત કહે છે કે સઘ પૂજા વગેરે અગીઆર કૃત્યો પ્રતિવર્ષ વિવેકી શ્રાવકોએ વિધિ પૂર્વક કરવા જોઈએ

वइवरिस संघच्चण १ साहम्मिअभत्ति २ तहय जत्ततिग ३ जिण-गिहिण्हवण ४ जिणधणवुड्ढी ५ महपूआ ६ धम्मजागरिआ ७ सुअपूआ

८ उज्जवण ९ तहेव तित्थप्पभावणा १० सोही ११ (श्रा०वि० पृ १६

પૂર્વાચાર્ય કૃત ગાથાથીજ ગ્રંથકાર અગીઆર વાર્ષિકપ
કૃત્યો જણાવે છે

## તે અગીઆરકૃત્યોના નામ

૧ સંઘપૂજા ૨ સાધર્મિકવાત્સલ્ય ૩ યાત્રા ૪ સ્ના
મહોત્સવ ૫ દેવ-દ્રવ્ય-વૃદ્ધિ ૬ મહાપૂજા ૭ રાત્રિજાગ
૮ શ્રુતપૂજા ૯ ઉદ્યાપન ( ઉજમણુ ) ૧૦ તીર્થપ્રભાવ
અને ૧૧ આલોચના

## શ્રીસંઘાર્ચન -પ્રથમ કૃત્ય

શક્તિ હોય તો શ્રીસંઘની પૂજા રોજ કરવા યોગ્ય
તેવી શક્તિ ન હોય તો જઘન્યથી પ્રતિવર્ષ એક વખત તો શ્રી
ઘનુ પૂજન કરવુજ જોઈએ શ્રીસંઘ એટલે સાધુ સાધ્વી, શ્રા
અને શ્રાવિકા દરેક પોતાને સંઘમા ગણાવવા તયાર છે શ્રીસંઘ
આણ દેવામા તૈયાર પણ કાર્ય કરવા કોઈ તૈયાર નથી કક કેને?
તથાવિધ કાર્ય કરવા તૈયાર થાય તેને સાધુ, સાધ્વીને નિર્દોષ આહ
પાણી વસ્ત્ર, ઔષધ પુસ્તક, પાત્ર માદિ સંયમસામગ્રી અ
તેમની ભક્તિ કરવી જોઈએ શ્રાવક, શ્રાવિકાની પણ યથાશ
ભક્તિ કરવી જોઈએ સાધર્મિકવાત્સલ્ય કોનુ નામ? 'આ
એ તો, ઘણાય જમી જશે, જમે તો ભલે નહિ તો એમ
મરજી, આપણે શુ કરીએ આ દશા સાધર્મિકવાત્સલ્ય
ઉચિત નથી ત્યા તો અપૂર્વભક્તિ જોઈએ ત્યા કઈ ભા
જોઈએ? 'ધન્યભાગ્ય! સાધર્મિકના મારે ઘેર પગલા કયાથ
આવી ભાવના જોઈએ સાધર્મિકને અશન પાન ખાદિ
સ્વાદિમ આપ્યા પછી દરેકને તેને યોગ્ય, પુરૂષ સ્ત્રી, બા

બાલિકા, સધવા, વિધવા, કુમારિકાને યોગ્ય વસ્ત્રાલંકારની પહે-રામણી કરવી જોઈએ ત્યારે શું આવું જે ન કરે તેની ગણના શ્રાવ મા નહિ? ના? એવો બલાત્કાર, એવો જુલમ આ જૈન-શાસનમા નથી શક્તિપૂર્વક કરવાનું વિધાન છે, પણ એક વાત તો ખરી, કે શક્તિ મુજબ જે કરો ત્યા ભક્તિ વિશુદ્ધ જોઇએ

**સંઘપૂજાના પ્રકાર**

શ્રીસંઘપૂજા ત્રણ પ્રકાર કરી શકાય (૧) ઉત્કૃષ્ટ (૨) મધ્યમ અને (૩) જઘન્ય સર્વપ્રકારે સંપૂર્ણ આદરથી થતી પૂજા તે ઉત્કૃષ્ટપૂજા છે યાદ રાખો કે લગ્નમા, અમુક જ્ઞાતિઆદિ પ્રાસંગિક જમણામા ઘરનો સ્ત્રી વર્ગ, વાજતે ગાજતે નોતરા દેવા જાય છે સંઘ પ્રસંગે એમ કાઈ ગયુ? કરો તુલના! ત્યા પના જેવો આ નથી એ સ્પષ્ટ છે! લગ્નાદિ પ્રસંગે ઘરનાજ મ્હેન બેટી, વહુઓ કહેવા જાય છે ને! અને માંડવે બેસાડી, ખોળે ખોળે લ્હાણી અને જનાય ઓછુ ન દેખાય તેવી પહેરામણી કરો છો ને! સંઘપૂજા પણ તેજ પ્રકારે કરવી જોઈએ સંઘને અંગે ઘેરથી કોઇ બોલાવવા ગયુ? કોઇ રહી ગયુ, ત્યા ગુણવાન ભઈ મ્હેન નથી આવ્યા, નથી આવ્યા તો શાથી? આ વડી જોયુ? તપાસ કરી? શ્રીસંઘને માટે પણ મનોહરમંડપની રચના કરવી જોઈએ આવનાર ભાઈ બ્હેનોને પ્રેમનાના સુખાસન જોઇએ પછી અશન, પાન, ખાદિમ સ્વાદિમપૂર્વક, પૂર્ણ ઉલ્લાસથી જમાડી ત્યારબાદ પહેરામણી (વસ્ત્રાલંકારની) કરવી જેઈએ આનુ નામ ઉત્કૃષ્ટસંઘપૂજા, અને એકેક નૂતરની કોકડી આપવાથી થતી પૂજા તે જઘન્ય [illegible] સમજ [illegible] સૂતની કોકડી અપાય [illegible]

૮ उज्जवण ९ तहेव तित्थप्पभावणा १० सोही ११ (श्रा०वि० पृ १६

પૂર્વાચાર્ય કૃત ગાથાથીજ ગ્રંથકાર અગીઆર વાર્ષિક
કૃત્યો જણાવે છે

## તે અગીઆરકૃત્યોના નામ

૧ સંઘપૂજા ૨ સાધર્મિકવાત્સલ્ય ૩ યાત્રા ૪ સ્ન
મહોત્સવ ૫ દેવ–દ્રવ્ય–વૃદ્ધિ ૬ મહાપૂજા ૭ રાત્રિજાગ
૮ શ્રુતપૂજા ૯ ઉદ્યાપન ( ઉજમણું ) ૧૦ તીર્થપ્રભા
અને ૧૧ આલોચના

## શ્રીસંઘાર્ચન -પ્રથમ કૃત્ય

શક્તિ હોય તો શ્રીસંઘની પૂજા રોજ કરવા યોગ્ય
તેવી શક્તિ ન હોય તો જઘન્યથી પ્રતિવર્ષ એક વખત તો શ્રી
ઘનુ પૂજન કરવુંજ જોઈએ શ્રીસંઘ એટલે સાધુ સા ધ્વી, શ્ર
અને શ્રાવિકા, દરેક પોતાને સંઘમાં ગણાવવા તયાર છે શ્રીસં
આણ દેવામાં તૈયાર પણ કાર્ય કરવા કોઈ તૈયાર નથી ફક્ત કોને
તથાવિધ કાર્ય કરવા તૈયાર થાય તેને સાધુ, સાધ્વીને નિર્દોષ આ
પાણી વસ્ત્ર, ઔષધ પુસ્તક, પાત્રઆદિ સંયમસામગ્રી અ
તેમની ભક્તિ કરવી જોઈએ શ્રાવક, શ્રાવિકાની પણ યથાશ
ભક્તિ કરવી જોઈએ સાધર્મિકવાત્સલ્ય કોનુ નામ ? 'આ
એ તો, ઘણાય જમી જશે, જમે તો ભલે, નહિ તો એ
મરજી, આપણે શું કરીએ આ દશા સાધર્મિકવાત્સ
ઉચિત નથી ત્યાં તો અપૂર્વભક્તિ જોઇએ ત્યાં કઇ ભ
જોઇએ ? 'ધન્યભાગ્ય ! સાધર્મિકના મારે ઘેર પગલા ક્યાં
આવી ભાવના જોઈએ સાધર્મિકને અશન, પાન આ
સ્વાદિમ આપ્યા પછી દરેકને તેને યોગ્ય, પુરૂષ, સ્ત્રી, બ

બાવિકા, અધવા, વિધવા, કુમારિકાને યોગ્ય વસ્રાવમારની પહે-રામણી કરવી જોઈએ ત્યારે શુ આવુ જે ન કરે તેની ગણુના શ્રાવકમા નહિ ? ના ? એવો બના કાર, એવો જુલમ આ જૈન-શાસનમા નથી શક્તિપૂર્વક કરવાનુ વિધાન છે, પણ એક વાત તો ખરી, કે શક્તિ મુજબ જે કરો ત્યા ભક્તિ વિશુદ્ધ જોઇએ

સઘપૂજાના પ્રકાર

શ્રીસઘપૂજા ત્રણ પ્રકારે કરી શકાય (૧) ઉત્કૃષ્ટ (૨) મધ્યમ અને (૩) જઘન્ય સર્વપ્રકારે સપૂર્ણ આદરથી થતી પૂજા તે ઉત્કૃષ્ટપૂજા છે યાદ રાખો કે લગ્નમા, અમુક જ્ઞાતિઆદિ પ્રાસગિક જમણોમા ઘરનો સ્રી વર્ગ, વાજતે ગાજતે નોતરા દેવા જાય છે સઘ પ્રસગે એમ કોઇ ગયુ ? કરો તુલના ! ત્યા પૈસા જેરવો આ ન નથી એ સ્ટટ છે! લગ્નાદિ પ્રસગે ઘરનાજ મ્હેન, બેટી, વહુઓ કહેવા જાય છે ને ! અને માડવે બેસાડી, ખોજે ખોજે લ્હાણી અને જરાય ઓછુ ન દેખાય તેવી પહેરામણી કરો છો ને ! સઘપૂજા પણ તેજ પ્રકારે કરવી જોઈએ સઘને અગે ઘેરથી કોઇ બોલાવવા ગયુ ? કોઇ રહી ગયુ, ક્યા ગુલાબ ભાઈ મ્હેન નથી આવ્યા, નથી આવ્યા તો શાથી ? આ કોની જેયુ ? તપાસ કરી ? શ્રીસઘને માટે પણ મનોહરમડપની રચના કરવી જોઈએ આવનાર ભાઈ બ્હેનોને પ્રેમપાના સુખાસન જોઈએ પછી અશન, પાન, ખાદિમ, સ્વાદિમપૂર્વક, પૂર્ણ લાભથી જમાડી ત્યારબાદ પહેરામણી (વસ્રાન ૧ ની) કરવી જોઈએ આનુ નામ ઉત્કૃષ્ટસઘપૂજા, અને એકેક સૂતરની આટી આપવાથી થતી પૂજા તે જઘન્યસઘપૂજા સમજવી ભલે સૂતરની કોકડી આપાય પણ ત્યાય દ્રવ્ય ભક્તિ

ઉછળતુ જોઇએ આ બે પ્રકારની વચ્ચેની તમામ પ્રકારની પૂજા તે મધ્યમ પ્રકારમા ગણાય

શક્તિના અભાવે, વિવેકી શ્રાવક સાધુ, સાધ્વીને સૂતરની મુહુપત્તિ માત્ર આપીને ભક્તિ કરી શકે છે શ્રાવક, શ્રાવિકાને અગે મધ્યામા શકિત મુજબ, નહિ તો છેવટે એક, એક શ્રાવક શ્રાવિકાને પણ નોતરી, કાઇ નહિ તો સોપારી વગેરે આપી, તેટલા સન્માનથી પણ ભક્તિ કરી શકે છે પ્રતિવર્ષ શ્રીસઘ પૂજાનુ આ કર્તવ્ય કરવુજ જોઇએ જે આજે સૂતરની કોકડી તથા સોપારી દેશે તે કાલે શ્રીફલ પણ આપશે અને પરમદિવસે પહેરામણી પણ કરશે. જે કાઇજ નહિ કે તેનામા અધિક કરવાની ભાવનાની કલ્પના પણ કયાથી આવવાની? જેને ટેવજ નથી પડી તે શુ કરવાનો? ક્ષેત્ર વિના ખેતી થવાની? ક્ષેત્ર હશે ત્યા ખેતીનો પ્રસગ આવવાનો અહીં દ્રવ્યનુ મૂલ્ય નહિ, મૂલ્ય હૃદયોલ્લાસનુ છે નિર્ધન પણ મુહુપત્તિ તથા સોપારી માત્રથી મહાફલ મેળવી શકે છે કહ્યુ છે કે -

**મહાલાભ !**

> सपत्तौ नियम शक्तौ, सहन यौवने व्रतम्।
> दारिद्र्ये दानमप्यल्प, महालाभाय जायते ॥१॥

(અર્થ સપત્તિ છતા નિયમ કરવો, શકિત છતા સહન કરવુ, યુવાવસ્થામા વ્રત લેવુ, તેમજ દારિદ્રપણાનીઅવસ્થામા અલ્પદાન દેવુ તે મહાલાભને માટે થાય છે)

એક વાત ધ્યાનમા રાખવા જેવી છે પૌષધ બધા માટે સરખો છે સામાયિક, પ્રતિક્રમણ, સઘપૂજન, કોઇ પણ અનુષ્ઠાન તમામ માટે સમાન છે પણ એ સમાનપણુ ક્રિયાની અપે

ક્ષાએ છે પરન્તુ કરનારની સ્થિતિની અપેક્ષાએ, ભાવની અપે ક્ષાએ ફલમા જરૂર ફરક પડશે સત્તર જ જાગીને એક દિવસ પણ જ જાગ છોડવી કેવી આકરી લાગે? એવાને બે ઘડી સુધીનુ સામાયિક કરવુ પણ મુશ્કેલ પડે છે આવી સ્થિતિમા પણ તે કરે કયારે? આ માની પરિણતિ તીવ્ર થાય ત્યારેને! જ જાગવાળાને જેટલી તીવ્રવૃત્તિ કરવી પડે તેટલી તીવ્રવૃત્તિ જ જાળ વિનાનાને કરવી પડતી નથી તીવ્રવૃત્તિવાળાને તીવ્ર ફલ થાય નિયમરૂપે અનુષ્ઠાન સમાન છતા ફલ કરનારની વૃત્તિ અનુસાર થવાનુ

મનોજ્ઞ, પ્રીતિકારક સંયોગોને પામીને છોડી દેવા, તેનો ત્યાગ કરવો એ મુશ્કેલ છે નપત્તિમા નિયમ સ્હેલો નથી, ઘણો મુશ્કેલ છે સપત્તિ વખતે જો નિયમ કરાય તો તે ઘણા ફલને આપે એમા નવાઈ નથી કેમકે એ વખતે નિયમ કરવો મુશ્કેલ છે

क्षमा वीरस्य भूषण ।

સપત્તિમા નિયમ કરનાર નીકળે તેના કરતા શક્તિ છતા સહન કરનાર થોડા સમજવા क्षमा वीरस्य भूषण એ વાકયનુ રહસ્ય શુ? જે શૂરવીર હોય, ઘાત કરતા, ઘર ફાડતા, કશુ કરતા કશો વિચાર સરખોય ન કરે તેનામા ક્ષમા કેવી મુશ્કેલ? સૈનિક કયારે થાય? સામાનુ શુ થશે એ વિચાર એને હોય ખરા? મનુષ્ય જાતની દયા વગરના સૈનિકોમા સહનશકિત કયાથી હોય? ઘા સહન કર પણ ક્ષમા કયાથી લાવે? क्षमा वीरस्य भूषणम् એને અવળુ લેવાથી અનર્થ થાય 'ક્ષમા એ તો વીરનુ ભૂષણ માટે વીર થવુ જોઈએ' આ માન્યતા અનર્થકારી છે વીરમા,

શૂરવીરમા ક્ષમા મુશ્કેલ છે માટે એ એનુ ભૂષણ ગણાયુ નાનુ બાળક ફેરફૂદડી ફરે, ચક્કરમા દોડે એ જરા થાકતા ભલે બેસી જાય તો પણ એનો ચકાવો મટે નહિ, થોડો વખત સુધી તો એને બધુ ચક્કર ચક્કર લાગે સૈનિકો, લડવૈયાઓ માથી યુદ્ધ બધ થયા પછી પણ ઘાતકીપણુ, અવિચારીપણા જતુ નથી ક્ષમા વીરસ્ય ભૂષણમ્ આ સૂત્રને અવગણી લેવુ એ કેવળ અવિચારીપણુ છે "ક્ષમા એ માઈ કાયરો માટે નથી, વીરો માટે છે, માટે શૂરવીર થવુ" એવો અર્થ વિવેક બજારનો છે, અવિચારી છે ઘાતકીને ક્ષમા મુશ્કેલ છે માટે તેને ક્ષમા ભૂષણરૂપ છે એ સૂત્રનુ તાત્પર્ય એ છે કે સામર્થ્ય ધરાવનારમા સહન કરવુ તે મુશ્કેલ છે

## યૌવનમા વ્રત

યૌવનમા વ્રત એથી પણ મુશ્કેલ છે દેખાદેખીથી, એક બીજાની પ્રેરણાથી, રાગાદિક કારણે વૈદ્યાદિના કહેવાથી વ્રત લે એ વાત અલગ, બાકી યૌવનમા વ્રત લેવુ મહામુશ્કેલ છે આ બધુ જેવુ તેજ પ્રમાણે દારિદ્રપણાની અવસ્થામા અપાન દેવુ તે પણ મહામુશ્કેલ છે દુનિયા એને અગીઆરમો પ્રાણ કહે છે પણ ખરી રીતે એને રહેવો પ્રાણ કહેવો જોઈએ એને માટે તો બધા પ્રાણને જતા કરાય છે દશ પ્રાણની ધામધૂમ ધન માટે છે બધા પ્રાણના ભોગે ધન સાચવવામા આવે, પ્રાણ તો એકનો જ પ્રાણ તો આખા કુટુબના પ્રાણ એમાથી દેવુ ખચવુ અને તે પણ દરિદ્રાવસ્થામા કરવુ મુશ્કેલ ? તે માટે આત્માની તૈયારી કેટલી જોઈએ ? ન રક્તિમા નિયમ, સામર્થ્ય છતે સહનશક્તિ,

યૌવનવયે વ્રત અગીકાર કરવુ તે, તથા દારિદ્રપણાની અવસ્થામા અલ્પ પણ દાન મુશ્કેલ હોવાથી, તેને માટે આત્માની અભૂત પૂર્વ તૈયારી જરૂરની હોવાથી તે 'महालाभाय जायते' મહાલાભને માટે થાય છે જે કાર્યો આટલા મુશ્કેલ હોય તે કાર્ય કરવાથી મહાલાભ થાય તેમા નવાઇ શી? અર્થાત્ તેમા લેશ પણ આશ્ચર્ય નથી આ પહેલુ કૃત્ય

## સાધર્મિકવાત્સલ્ય બીજુ કૃત્ય

साहम्मियवच्छलंमि उज्जुया० (आत्र० चू० पृ०२९६) હવે બીજુ કૃત્ય સાધર્મિકભક્તિ, સાધર્મિકવાત્સલ્યનુ છે આજ કાલ સાધર્મિકવાત્સલ્યને અગે આપણી રૂઢી એવી છે કે જ્યા ત્યા જમાડી દેવા પ્રથમ કહેવાયુ છે તેમ કોણ જમ્યુ ન જમ્યુ એ પણ જોવાતુ નથી કોણ ગુણવાન્ આ યુ ન આ યુ કમ ન આવ્યુ એ પણ જોવાતુ નથી વળી વાત્સલ્ય માત્ર જમાડવાથીજ પયાસ છે એમ નથી મહાલાભદાયક સાધર્મિક વાત્સલ્ય કેવુ હોય? પોતે રીતસર, C નાસપૂર્વક, વિનયપૂર્વક નિમત્રણ કરે, આવેલાને આવો ભાઈ, આવો બ્હેન એમ બહુ માનપૂર્વક બોલાવી, વિશિષ્ટાસન ઉપર બેસાડે ત્યાર પછી અશન, પાન, ખાદિમ, સ્વાદિમ ભક્તિપૂર્વક આપી જમાડે અને પછી વસ્ત્રાલકારથી પહેરામણી કરે શુ આટલે પતુ? ના! વિપત્તિમા પડેલા સાધર્મિકને સ્વધનવ્યયથી પણ વિપત્તિથી મુક્ત કરે તેના ખાતે લખીને કરે એમ નહિ, એમ કરે એ વાત અલગ, આ તો પોતાના દ્રવ્યના વ્યયથી પણ સાધર્મિકને આપત્તિથી મુક્ત કરે આવી રીતે સાધર્મિકનો ઉદ્ધાર કરવોજ જોઇએ

न कयत्र्यीणुद्धारो न कया साहम्मियाण वच्छल।

વીયરાઓ, ન ધારિઓ હારિઓ જમ્મા ॥૧॥

જેણે દીનોનો ઉદ્ધાર કર્યો નથી, જેણે સાધર્મિકવાત્સલ્ય કર્યું નથી, જેણે હૃદયમા શ્રીવીતરાગદેવને ધારણ કર્યા નથી તે પોતાનો જન્મ હારી ગયો છે

જુગારમા જુગારી જેમ જીતવા કે હારવાની હોડમા મૂકાયો છે તેમજ મનુષ્ય પણ આ જીવનમા જીતવા હારવાની હોડમા મૂકાયો છે સર્વને જીતવુ છે તમામ નિયમો જીતવા માટેના છે જીતવા માટેની જે આચરણા ન કરે તે હારેલોજ છે ને! શાસ્ત્રકાર જીતવાની ખબર દે જીતવાની વાત કરે, જાયાની, હારવાની વાતો તેઓ ન કરે મરણની ખબર તો કાળોતરીઓજ દે ગોર તો જન્મની વાત કરે શાસ્ત્રકાર તો કહે છે કે શ્રાવિકાનુ પણ વાત્સલ્ય શ્રાવકની માફકજ કરવાનુ છે પછી તે વિધવા હોય કે સધવા હોય માટેજ તથા શ્રાવિકાને અંગે 'સુશીલા' એવુ વિશેષણ વાપરવામા આવ્યુ છે

અહીં જેને નથી પાલવતુ તેવાઓ એમ પૂછે છે કે 'મહારાજ! સાધુ તથા શ્રાવકને બહુમાન આપીએ, તેમની ભક્તિ કરીએ પણ સાધ્વી તથા શ્રાવિકા (સ્ત્રીજાતિ)ની ભક્તિ કરવી બહુમાન કરવુ એ કેમ મનાય? શાસ્ત્રકાર કહે છે લેશ પણ ભેદ વિનાજ, અન્યૂનાધિકપણે એ કરવાનુ છે

श्राविकास्वपि वात्सल्य श्रावकवद्यूनाधिक विस्मायम, ता अपि रत्नत्रयीयुक्ता सुशीला सधवा विधवा वा सार्धर्मिकत्वेन प्रेया

**શ્રાવિકાની ભક્તિમા પણ ન્યૂનતા ન જોઇએ**

'શાસ્ત્રકાર શુ કહે છે? વાત્સલ્ય અન્યૂનાધિકપણે કરવુ

વાત્મ ય ન્યૂન પણ થઇ શકે, અધિક પણ થઈ શકે, અહીં કહે-
વામા આવે છે કે અન્યૂનાધિક પાઠ (નહિ ન્યૂન, નહિ અધિક)
વા મલ્ય કરવુ શ્રાવિકાનુ વા ત્ય કરવુજ જોઇએ અહીં ના
પથની વાત નથી તા અપિ રત્નત્રયારાધ અહીં આદરશ આ છે
મોક્ષના રસ્તા ત્રણ કે દર્શન જ્ઞાન અને ચારિત્ર દર્શનને અગે
વિચારો કે ધર્મની શ્રદ્ધા કોનામા વધારે? પુરૂષમા કે સ્ત્રીવર્ગમા?
કહેવુજ પડશે કે શ્રાવિકાવર્ગમા આમ શ્રાવિકાને, સ્ત્રીને
ન માનો અને કાઇ કુલના કુલની સ્ત્રી લાતે તેના ચાહાનો વાધો
છે? આથી એમ ન સમજવ કે દર્શન, જ્ઞાન ચારિત્રમા આ
વગ વધારે કે એ વગેરે કહીને પુરૂષવગ ને હલકા પાડવાનો હેતુ
નથી પણ માઇઓ તરફના કરાતા નિવા દા પૂરનો આ ઉત્તર છે

જ્ઞાનને અગે વિચારો, પરીક્ષામા જમે તે કેન્દ્ર મુબાઇ કે અમ
દાવાદમા સખ્યા કોની વધારે? હાજરી છોકરાઓની શાળામા
વધારે કે છો રીઓની શાળામા? ચારિત્રને અગે વિચારો તો સાધુ
કરતા સાધ્વીની સખ્યા વધારે છે ને! ચોથાવ્રતને અગે બારવ્રતને
અગે પૌષધ, સામાયિક, પ્રતિક્રમણને અગે સખ્યા કોની વધારે
છે તે જોઇ લ્યો! આ રીતિએ બધામા એની સખ્યા વધારે છતા,
સ્ત્રી નેર છે અને ઉપરથી આટલુ બધા અપમાનની લાત મારવી
શાસ્ત્રકારને પાલવે? સુશીલા વિશેષણ પણ સાર્થક છે ગમે તે
ભોગે શીલ સાચવનાર સ્ત્રીઓ છે વર્તમાનકાળે પણ શીલ
માટે ગમે તના ભોગો આપે છે ભોગવનારનુ કાઇ મો આધી શકે
નહિ પણ નયનાની નજર બહાર કશુ હોતુ નથી એટલે ગ્રથ
કારે જોયુ કે કહેનાર તો કહી દે કે "વિધવા તો હાથે પગે
છુટી થઇ એટલે એને તો ટેક ઉપાશ્રયજ સૂઝેનો" તેથી ગ્રથકારે
વિધવા, સધવા બન્ને બે ને સુશીલા વિશેષણ લગાડીને કહે છે

કે બન્નેની ભકિત કરવી જોઈએ અહીં સ્ત્રી પુરૂષ એવા વેદના ભેદ નથી પણ સાધર્મિકભક્તિ કરવી એટલોજ ઉદ્દેશ છે

## પેટમા આવેલાને પાડતા વાર ન કરે!

શિષ્યને એમ થાય છે કે બાઈઓને આટલી હદે ચઢાવી દીધી! ગુરૂમહારાજાએ કોનો પક્ષ લીધા? ખૂમી તો જુઓ સ્ત્રીઓ માથે આક્ષેપ મૂકનાર પુરૂષમા સુધારણા થઈ? કેટલાક ભાઈઓ કહે છે કે દેવતા કેમ નથી આવતા? નથી આવતા ત સારૂ છે! આવતા હોત તો તમારે તો ગાયો દોવરાવવી, છોકરા રખાવવા, કુતરા હકાવવા એજ કામ સોપવા હતા ને! વિચારી લ્યો! દેવના આવતા હોય તોયે ખમી જાય! કેડગમાડુ કોણ છે? પુરૂષ કે સ્ત્રી? જિંદગીનો નાશ થાય તોયે પારકી મદદ વગર જીવવુ એ ગુણ કોનામા?

શિષ્ય કહે છે "હે સ્વામિન! લોકમા તથા લોકોત્તરમા સ્ત્રીઓ તો દોષથી ભરેલી પ્રસિદ્ધ છે એનો પક્ષ આટલી હદે?"

> યત–अनृत साहस माया मूर्खत्वमतिलोभता।
> अशौच निर्दयत्व च, स्त्रीणा दोषा स्वभावजा. ॥१॥

(અનૃત (જૂઠું), સાહસ (ખોટુ સાહસ), માયા (છળ પ્રપચ), અવિચારીપણુ, અતિલોભ અશૌચ તથા નિર્દયપણુ આ દોષો સ્ત્રીઓમા સ્વાભાવિક રહેલા છે ")

પહેલો દોષ જુઠું બોલવુ તે છતા સ્ત્રીમા જુઠુ તો ડગલે ને પગલે! યાદ રાખજો કે આ બધુ કોણ કહે છે? શિષ્ય—કહ વાતને કેમ પલટાવવી એ કનામા સ્ત્રી પાવરધી! શુ એકલુ જુઠ્ઠાપણુજ છે? ના! તો તો વાંધો નહિ કેમકે રંગીયાપેગી

યાનુ જુદાણ નુકશાન ન કરે એવા જુદાણાથી પોતાના આત્માને હાનિ થાય તે વાત જુદી છે બાકી જગતને લાભ હાનિ નથી બીજુ દૂષણ સાહસ છે જુદામા સાહસ ભળે ત્યારે જગતને ભારે પડે અહીં 'સાહસ' સારા અર્થમા નથી સારા અર્થનુ 'સાહસ' તો લાભપ્રદ છે કેમકે ચક્રવર્તી દીક્ષા લે એ કાઈ જેવુ તેવુ સાહસ છે? ક્ષમા વીરસ્ય ભૂષણ વીરમા ક્ષમા આવવી એ સાહસ તો ભૂષણ રૂપ છે

સદ્ગૃહસ્થ જિંદગીના છેડા સુધી પરિગ્રહ ધરાવે છે પરિગ્રહ છોડવો એ સાહસમા વાંધો નથી આમ ડચકા આવતા હોય તોય "ઘરમાર સાચવજો, છોકરાને કે છોકરીને સભાળજો" વગેરે કહે છે આ પરિગ્રહ જેવો તેવો છે? તેવો પરિગ્રહ તજવાનુ સાહસ તો શ્રેષ્ઠ છે અત્ર સાહસ એ અર્થમા નથી અહીં તો અનર્થકર સાહસ સમજવુ સાહસદૂષણ વડે આ કઈનુ કઈ કરી નાખે માટે સાહસયુક્ત જુદાણા વાળી સ્ત્રી ભયકર ત્રીજુ દૂષણ માયા ક્ષણક્ષણમા રગઢગ પલટતા સ્ત્રીને વાર નહિ નજીકના સગાને ક્ષણમા વેરી માને, કટ્ટર વેરીને જીવનનો આધાર માનવાનો દેખાવ કરે, એવો દેખાવ કરનારી માયાવાળી સ્ત્રીની ભયકરતામા શુ પૂછવુ? માયા ન હોય, સરળતા હોય તો પ્રથમના બે દોષોથી થતા નુકશાનમા ઓછાશ હોઈ શકે માયા ભળી એટલે સલામતી ટળી આ ત્રણ દોષ છતા, 'વિચાર' હોય-'સારા નરસાનો વિચાર' હોય તો તો વાંધો ન આવે પણ ચોથુ દૂષણ મૂર્ખપણુ છે મૂર્ખને પહોચાય? અને માનો કે આ ચારેય દોષોથી બચાય પણ પાચમુ દૂષણ 'અનિર્લોભ' છે એગોઈ ભાવના હોય, નિર્લોભ દશા હોય તો પ્રથમના દૂષણો શુ કરે? પણ આ તો લોભનો

છેડાજ નહિ સ્ત્રી એવ્વે ઘરમાથી ઘી, માનો વગેરે વેચીને પસા ગાઠે બાધે ! આગળ વધો ! દ્રવ્યથી તથા ભાવથી અપ વિત્રપણુ ! છેલ્લુ દૂષણ નિર્દયપણુ જો મહેરનજર હોય, હૃદયમા દયા હોય તો પ્રથમના દોષો દબાઇ જાય નિર્દયપણુ એ દોષોનો શિરોમણિ દોષ સ્ત્રી કેવી નિર્દય? પેટમા આવેલાને પાડતા વાર ન કરે !

## લોકે, લોકોત્તરે સ્ત્રીઓ નિંદ્ય !

શિષ્ય કહે છે હે સ્વામિન્ ! દુનિયામા પણ કહેવાય છે કે – સ્ત્રીએ દોષની ખાણ છે, 'નારી નરકની ખાણ છે,' આપ કયા નથી જાણતા? કાઈ હુ જ કહુ છુ એમ નથી શાસ્ત્રકારોએ દૃષ્ટાતો પણ આપ્યા છે, જે પ્રસિદ્ધ છે સુકુમાલિકા, સૂર્યકાતા કપિલા, અભયા, નૂપુરપડિતા તથા નાગશ્રીના દૃષ્ટાતોથી નારી કેવી હદે નીચ છે તે જણાવે છે એટલુજ નહિ, પણ આગમેડપિ–"अणताओ पावरासीओ जया उदयमागया । तया इत्थित्तण पत्त, सम्म जाणाहि गोयमा ।॥१॥ (महानि० अ०१ गा०११५)

હે ગૌતમ ! અનતપાપની રાશિ એકઠી થાય છે ત્યારે સ્ત્રીવેદ ઉદયમા આવે છે સ્ત્રી ભવે નવમાસ ગર્ભ ધારણ કરે પણ નામ બાપનુ ! ભીનામા પોતે સૂએ, અને બાળકને સૂકામા સૂવાડે પણ નામ બાપનુ ! અને બાળક મોટુ થઇને કાઇ અવિચારી કૃત્ય કરે તો 'કઈ મા ભારે મૂર્ખ હતી' એમ કહેવાય જેમ હિંદી લશ્કર ગમે તેટલુ પરાક્રમ કરે, અરે મરે ભવે પણ જીત અમુકની કહેવાય તેમ અહીં પણ નામ બાપનુ, જશ બાપને, દોષનો ટોપલો માને શિર ! આવી સ્ત્રીને માટે હે સ્વામિન્' આ તમે શું કહો છો? દુનિયાની કહેવતમા 'વઢકણી વહુએ દીકરો જણ્યો કહેવાય

છે, વદકણા ભાઈએ દીકરો જણ્યો એમ બોલાય છે? 'જમવામા જગલો, માર ખાવામા ભગવો!' જશ ભાઈને, અપજશ બાઈને આ રીતે લોકલોકોત્તરથી નિર્દિતસ્ત્રીને માનાદિ જણાવો તે ઉચિત કઇ રીતે માનું? દાન, વાત્મ ય વગેરે તેને માટે કેમ મનાય?

## એકાંતે સ્ત્રીઓ નિર્ધજ હોત તો એકેય સ્ત્રી મોક્ષે ન જાત

હવે ગુરૂમહારાજ કહે છે -ભાઈ! જો તારે આગમના વચનો માનવા હોય તો સાતિથી સાભળ પ્રથમ તો એકજ પ્રશ્ન કે સ્ત્રીસિદ્ધ વધારે કે પુરૂષસિદ્ધ વધારે? જો સ્ત્રીસિદ્ધ વધારે તો પુરૂષથી સ્ત્રી ચઢિયાતી માનવી પડશે હે શિષ્ય! તુ જેમ કહે છે તેમ એકાતજ હોત તો તો કોઈ સ્ત્રી મોક્ષે જાતજ નહિ તે જે સ્ત્રીના દોષ કહ્યા તે વાત ઠીક છે પણ એકાન્તે એમ નથી પુરૂષોમા દોષયુક્ત કયા ઓછા છે? માત્ર ટૂકી નજરે શા માટે જુએ છે? જરા દૂર દૂર નજર કર! ઇતિહાસ શુ કહે છે? બલિરાજાને મારનાર કોણ? દેરાઓ, મદિરો તોડનાર કોણ? અનાઉદ્દીનખૂની, ઔરંગજેબ એ બધા કોણ? વર્તમાનની આ બધી ધાધલ, વિગ્રહ પુરૂષને આભારી કે સ્ત્રીને? અફખાઇ રાઠોડ જેવા મહાક્રૂર, નાસ્તિક, દેવગુરૂને ઠગનારા પુરૂષો પણ કયા નથી? ઘણાય છે દોષવાળા તેમજ ગુણવાળા પુરૂષો તથા સ્ત્રીઓ ઉભય છે જે શાસ્ત્રમા દૂષિત નારીઓના દૃષ્ટાંતો છે તેજ શાસ્ત્રમા ગુણવતી નારીઓના ઉદાહરણો કયા નથી? સુલસા, રેવતી, કલાવતી, મદનરેખા વગેરે શ્રાવિકાઓ કે જેની અનેક વખત

તીર્થેશે સ્વયં વખાણી છે તેના દૃષ્ટાંતો કેમ જોતો નથી? માટે એકાંત નથી પોતાની માતા, બ્હેન કે પુત્રીની જેમ શ્રાવિકાનું પણ બહુમાનપૂર્વક વાત્સલ્ય કરવું જોઈએ મોટીને માતા, મધ્યમવાળીને બ્હેન, નાનીને પુત્રી જેમ ગણી, તેવા યતનપૂર્વક સન્માન કરવું સમુચિત છે ધર્મમાં જેમ માતાદિના ત્રણ પ્રકાર છે તેમ અહીં પણ ત્રણ પ્રકારે શ્રાવિકાનું વાત્સલ્ય કરવું જોઈએ આ રીતે બીજું કૃત્ય કરવું જોઈએ

## ત્રીજું કૃત્ય યાત્રા

अष्टाह्निकाभिधामेका, रथयात्रामथापराम् ।
तृतीया तीर्थयात्रा चेत्याहुर्यात्रा त्रिधा बुधा ॥१॥ (श्रा॰वि॰पृ॰ १६३)

૧ અષ્ટાહ્નિકામહોત્સવ રૂપ યાત્રા ૨ રથયાત્રા અને ૩ તીર્થયાત્રા પ્રથમ પ્રકારની યાત્રામાં સર્વચૈત્યોમાં અષ્ટાહ્નિકામહોત્સવ કરવો જોઈએ સર્વચૈત્યોમાં પૂજા, મહાપૂજા ભણાવવી જોઈએ ચમકશો નહિ પત્થર દેવ પત્થર ગુરૂ પત્થર ધર્મ થઈ ગયો છે નહિ તો એક દેરે ઝગઝગાટ અને બીજે દેરે ભીંતોમાં ફાટ પાણી ગળે આ બધું નભે? જિનેશ્વરદેવ માન્યા હોય તો આમ બને? તો તો ભક્તિ સમાન હોય એજ રીતે ગુરૂમાં પણ સમજવું અમુક ઉપાશ્રયમાં આવે તેજ ગુરૂ અન્યથા નહિ એમ માનો તો પછી પત્થર દેવ, પત્થર ગુરૂ એમ જ ને? પંચમહાવ્રતધારી સાધુ જ્યાં હોય ત્યાં ગુરૂ માનવાજ જોઈએ આ ઉપાશ્રયમાંજ પૌષધાદિ ધર્મ કરવા, બીજે નહિ એનો અર્થ? તાત્પર્ય કે પ્રથમ યાત્રામાં સર્વચૈત્યોમાં ધામધૂમ પૂર્વક અષ્ટાહ્નિકમહોત્સવ કરવો જોઈએ

બીજી યાત્રા રથયાત્રા છે તે કુમારપાલમહારાજાએ જે

રીતે કરી તે રીતે કરવી જોઇએ એ પરમાર્હત મહારાજાએ કેવી રીતે કરી તે ગ્રંથકાર જણાવે છે ચૈત્ર શુદી આઠમે ચોથે પહોરે, મહાઠકુરાઇથી, પ્રથમથી એકઠા થયેલા નાગરિક લોકોથી થતા જયજય ઘોષણાપૂર્વક, કેવળ સોનાનો રથ, જેમાં શ્રીજિનેશ્વર બિરાજમાન છે તે મહારાજાના મ્હેલથી કાઢવામાં આવ્યો જેઓના હૃદયમાં ભક્તિ નથી અથવા જેઓ ભક્તિ ઉડાવવા માગે છે, તેવાઓ તો કહે છે ને કે "ભગવાનને શી શોભા?" પણ અહીં તો કહે છે સોવણ્ણ જિણવરરહો! ખરી રીતિ તો આ છે પણ અત્યારે થાય છે તેમાં તો ન્યૂનતા છે ભગવાનના અલંકારો કેના છે? અફર ચાંદી ઉપર સોનુ! અલંકાર એના તો પછી રથની શી વાત! પડમાં આવા અલંકાર પહેરાય છે? હવે એ રથ કેવો છે? મેરુગિરિસદૃશ, સોનાના મોટા દંડ, ધજા, છત્ર, ચામરયુક્ત એ રથ અત્યંત શોભાયમાન દેખાય છે શ્રીપાર્શ્વનાથભગવાનની પ્રતિમા, પુષ્પાદિકથી પૂજન થયેલી પ્રભુજીની પ્રતિમાથી અલંકૃત, ઉપર જણાવ્યો તેવો રથ મહાજનો (શ્રી સંઘના અગ્રગણ્યો) શ્રીકુમારપાલ મહારાજને ત્યાં લાવે છે કે જ્યાંથી યાત્રા નીકળે છે

રથ શી રીતે ચાલે છે? વાજિંત્રોથી દિશાઓ શબ્દાયમાન થઈ છે, સ્ત્રીઓ જ્યાં નૃત્યાદિ કરે છે અને મંત્રી, સામંતો આગળ ચાલી રહ્યા છે એવો રથ પ્રથમ તો રાજાના મ્હેલે જાય છે પરમાર્હત મહારાજા કુમારપાલ રથની અંદર બિરાજમાન થએલી પ્રતિમાને સુવર્ણાલંકારાદિથી પૂજે છે, પોતે પૂજા કરે છે, કરાવે છે વિવિધ પ્રકારે નાટ્યાદિ કરે છે અને કરાવે છ આ રીતિએ આખી રાત્રિએ રાત્રિજાગરણ કરવામાં આવે છે સવારે ત્યાંથી રથ આગળ ચાલે છે, સિંહદ્વારે મંડપમાં રથને રાખવામાં

છે ત્યા રથ રહે છે ત્યા પણ મહારાજા પૂજા કરી પોતે વિધિપૂર્વક સઘસમક્ષ આરતી ઉતારે છે 'પછી હાથીએ જોડાએલો તે રથ આખા નગરમા આગળ આગળ ચાલે છે, જુદા મડપે પૂજનાદિ થાય છે 'રથ હાથેજ ખેંચાય' એ એકાન્ત નહિ હાથે પણ ખેંચાય, હાથી, વૃષભાદિથી પણ થાય જે જે પ્રકારે શાસનની ઉન્નતિ દેખાય, તે પ્રકારે તેમ થાય દુનિયામા પણ કોન્ગ્રેસના નેતાની ગાડી હાથે પણ ખેંચ છે, વૃષભ, ઘોડા પણ વધારે સખ્યામા જોડવામા આવે છે ન રમા સ્થાને સ્થાને મડપો ઉભા કરવામા આવે છે, (મડ પણ જેવા તેવા નહિ, વિશાળ કે જેથી મનુષ્યો સારી સખ્યા ભક્તિકરી શકે) એટલે તે રથ દરેક મડપે જાય છે, આથી દ શેરીના રહેનારાઓને દર્શન પૂજનાદિનો પરમ લાભ મળે આનુ નામ રથયાત્રા!

૩ તીર્થયાત્રા! શ્રીશત્રુજય, શ્રીગિરનારગિરિ, તેમજ જ્યા તીર્થ કરદેવના જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ થયા હૈ તથા વિહારભૂમિ હોય તે સ્થળો અતિશુભભાવોત્પાદક હૈ ભવોદધિતારક હોઈ તીર્થ કહેવાય છે અને તે દર્શનાદિ વિશુદ્ધિ કારણ છે जम्मणनिक्खमणेसु य, तित्थयराण महाणुभावाण। विहार जिनवराण, आगाढ दसण होइ ॥ (बृ क गा० १२३ એ કારણથી વિધિપૂર્વક તીર્થયાત્રા અવશ્યકર્ત્તવ્ય છે અ કકની દૃષ્ટિએ તો તીર્થયાત્રા તથા સઘ નકામા જણાય પરતુ એવા સઘના શત્રુઓ વિચાર કરે તો ખબર પડે કે કાઢવા પૂર્વકની તીર્થયાત્રાથી ગામે ગામના દેરાસરના દર્શન થ ત્યાના ચૈત્યોની ત્યાના સઘની, ત્યાના અન્ય સામાજિક ક્ષેત્રે

સ્થિતિ જણાય, તે સબધી ઘટતુ તરત થાય જો સઘની પ્રવૃત્તિ ન હોય તો આ કોઈ પણ પ્રકારે બની શકે નહિ

શ્રીસિદ્ધસેનદિવાકરમહારાજના પ્રતિબોધથી શ્રીવિક્રમ રાજાએ કાઢેલા શ્રીશત્રુજયના સઘનુ પ્રયટાર વર્ણન કરે છે તેમા (તે સઘમા) ૧૬૯ સોનાના દેરાસરો હતા, ૫૦૦ હાથીદાંત તથા ચદન (સુખડ) વગેરેના દેરાસરો હતા, ચૌદ મુકુટબદ્ધ રાજાઓ હતા, શ્રીસિદ્ધસેનજી જેમા મુખ્ય છે તે સહિત પાચ હજાર આચાર્યો હતા, (વચ્ચે સભામાથી, 'આજે તો આસરે અડસઠ આચાર્યો છે" આચાર્યમહારાજે જણાવ્યુ કે 'એટલી કમનશીબી છે કે ઓછા છે" સીત્તેરલાખ શ્રાવક કુટુંબો હતા, એકક્રોડ દશલાખ નવહજાર ગાડા હતા, 'અઢારલાખ ઘોડાઓ હતા, ૭૦૦ હાથીઓ હતા એજ રીતિએ ઊંટ, પોઠીઆ વગેરે જાણી લેવુ શ્રીકુમારપાલમહારાજના સઘમા ૧૮૭૪ સુવર્ણ-રત્નમય દેરાસરો હતા, આભૂ સઘપતિના સઘમા ૭૦૦ દેરાસરો હતા, એ સઘપતિની યાત્રામા બારક્રોડ સોનૈયાનો વ્યય થયો છે પેથડશાના સઘમા માત્ર પ્રથમ તીર્થદર્શન વખતે અગીઆરલાખ રૂપીઆ ખર્ચવામા આવ્યા છે સાધુ પેથડશાના સઘમા બાવન દેરાસરો હતા, સાતલાખ મનુષ્યો હતા, તથા મત્રીશ્વર વસ્તુપાલની સાડીબાર (૧૨॥) યાત્રા પ્રસિદ્ધ છે આ ત્રીજુ કૃત્ય

## ચોથુ કૃત્ય સ્નાત્રમહોત્સવ

ચોથુ આવશ્યક વાર્ષિક કૃત્ય સ્નાત્રમહોત્સવનુ છે વાર્ષિક કૃત્યનો અર્થ 'વર્ષમા એક વાર' એમ અહીં લેવો નહિ જણાવવામા આવતા અગીયારેય કૃત્યો સમગ્ર વર્ષ દરમ્યાન કરવા

યોગ્ય છે, પરન્તુ શકિતના અભાવે વર્ષમા એક વાર તો કર વુ જ જોઇએ દેરાસરોમા મોટો સ્નાત્રમહોત્સવ, (જે કાયમ કરવા જોઈએ ) પ્રતિવર્ષે જઘન્યે એકવાર જરૂર કરવો જોઇએ ઇતિહાસની વાત સભળાય છે કે સાધુપેથડશાહે શ્રીગિરનારજીતીર્થના સ્નાત્રમહોત્સવ પ્રસગે ૫૬ (છપ્પન) ઘડી સોન ખોલી ઇદ્રમાલા પહેરી હતી ધ્યાનમા રાખજો કે બોલીનો રિવાજ નવો નથી શ્રીશત્રુજય તથા શ્રીગિરનારજી વચ્ચે એક મોટો સુવર્ણધ્વજ સાધુપેથડશાહે આપ્યો હતો તેમના પુત્ર ઝાઝણશાહે જરીયાનનો ધ્વજ આપ્યો હતો આ ચોથુ કૃત્ય

દેવ-દ્રવ્ય-વૃદ્ધિ પાચમુ કૃત્ય

દેવ-દ્રવ્ય-વૃદ્ધિ એ પાચમુ કૃત્ય છે દેવદ્રવ્યની વૃદ્ધિ માટે પ્રતિવર્ષ જઘન્યે એક વાર પણ માળા પહેરવાનુ કૃત્ય આવશ્યક છે કટલાકોને આ વાત નહિ ગમે ભગવાનને આ શુ ? પણ શોભા વિનાના દેરાસરમા ભાવના કેવી રહેશે ? દેવ-દ્રવ્ય વિના શોભા થાય ? આખા સઘના પરિણામને વધારનાર દેવદ્રવ્યની વૃદ્ધિ એ પરમ આવશ્યકકર્તવ્ય છે ઇદ્રમાળા અગર બીજી માળાની ઉછામણીથી દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી જોઈએ એક વખત શ્રીરૈવતગિરિએ શ્વેતાબરોનો તથા દિગમ્બરાના સઘ એક સાથે ભેગો થઈ ગયો, તીર્થને અગે વિવાદ થયો, તે વખતે વૃદ્ધોનો નિર્ણય થયો કે જે બોલીમા વધે તેનુ તીર્થ ! નિર્ણય પણ બોલીને આધારે આથી બોલીનો રિવાજ કેવો પ્રાચીન હતો તે સ્પષ્ટ છે તે વખતે સાધુપેથડશા શેઠે ૫૬ (છપ્પન) ઘડી સોનુ બોલી તીર્થ પોતાનુ કર્યું હતુ પોતાનુ એટલે શ્વેતાબર સઘનુ કર્યું હતુ ઘડી એટલે દશ શેર ચાર ઘડી સોનુ તો સાધુપેથડશાહે યાચકોને તીર્થપ્રાપ્તિની

ખુશાલીમાં બહેચ્યું આ રીતે વિધિપૂર્વક દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી (સુકૃતસા૦ પૃ૦ ૪૧ ગા ૩૭–૩૮) (અહીં આગળ પ્રસંગને અનુસરીને શ્વેતાંબર અને દિગંબરોમાં જ્યારે દિગંબરોએ આ તીર્થ અમારૂં છે અમારૂં છે એમ કર્યું ત્યારે બપ્પભટ્ટસૂરિથી પ્રતિબોધેલા આમરાજાએ ગિરનારજીનો સંઘ કાઢ્યો અને ત્યાં આવ્યા ત્યાર પછી રાજાએ અભિગ્રહ લીધા મહિના સુધી દિગંબરો સાથે વાદ ચાલ્યો પછીથી 'उज्जिंत सेलसिहरेति' એ ગાથા વડે વાદ પૂર્ણ થયો અને તીર્થ શ્વેતાંબરોનું ઠર્યું ત્યારપછી તીર્થને લઈને દિગંબર અને શ્વેતાંબરની જિનપૂજાનો દિગંબરોના દેવનગ્ન અવસ્થાવાળા અને શ્વેતાંબરોના દેવ અંચલિકાવાળા એવી રીતે ભેદ કર્યા 'तीर्थ रक्षा दिगम्बर श्वेताम्बरजिनाचानां नग्नावस्थाञ्चलिकाकरणेन विभेद कृत '(उप० त० પૃ૦ ૨૪૮) એ પાંચમું કૃત્ય છે

છઠ્ઠું કૃત્ય મહાપૂજા

પ્રતિવર્ષ ચૈત્યોમાં, જિનાલયોમાં મહાપૂજા ભણાવવી (જય ત્યે એ) એ છઠ્ઠું કૃત્ય છે

સાતમું કૃત્ય રાત્રિજાગરણ

રાત્રિજાગરણ એ સાતમું કૃત્ય છે તે તીર્થદર્શન પ્રસંગે સંઘમાં પ્રથમ તીર્થદર્શને, કલ્યાણ દિવસે, ગુરૂનિર્વાણાદિ પ્રસંગે શ્રીવીતરાગદેવના ગુણગાન ગાવા પૂર્વક, નૃત્યાદિ કરવા પૂર્વક ભક્ત્યર્થે રાત્રિજાગરણ કરવું એ સાતમું કૃત્ય છે

આઠમું કૃત્ય શ્રુતપૂજા

શ્રુતભક્તિ, શ્રુતપૂજા એ આઠમું કૃત્ય છે શ્રુતપૂજા રોજ

કરવી જોઈએ, શકિતના અભાવે પ્રતિમાને, પ્રતિવર્ષે જઘન્યથી યથાશક્તિએ એક વખત પણ જરૂર કરવી જોઈએ

**નવમુ કૃત્ય ઉદ્યાપન**

ઉદ્યાપન (ઉજમણુ) એ નવમુ આવશ્ય- કર્ત્તવ્ય છે તે શ્રી સિદ્ધચક્રજીની આરાધનાને અગે, એકાદશી, પચમી, રોહિણી વગેરેના તપને અગે, જ્ઞાન દર્શન, ચારિત્ર વગેરેના વિવિધ પ્રકારના તપને અગે વર્ષે વર્ષે જઘન્યથી એક એક ઉદ્યાપન અવશ્ય યથાવિધિપૂર્વક કરવુ જોઈએ

तथा—नवपद-सिद्धचक्रैकादशीपचमीरोहिणीज्ञानदर्शनचारित्रादिविविधतत्तत्तप सत्रधिषु उद्यापनेषु जघन्यतोऽपि एकैकमुद्याप। वर्षे वप यथाविधि कार्य,

यत उद्यापन यत्तपस समर्थने तच्चैत्यमौलौ कलशाधिरोपणम्।

फलोपरोपोऽक्षतपात्रमस्तके, ताम्बूलदान कृतभोजन परि ॥१॥

सत्र शुक्लपचम्यादिविविधतपसामपि तत्तदुपवासादिसर यथा नाणकवर्त्तुलिकानालिकेरमोदकादिनानाविधवस्तुढौकनादिना यथाश्रत सपदायमुद्यापनानि विधेयानीति नवम कृत्यम ९।

**પરપરાને નહિ માનનારને જૈનશાસનમા સ્થાનજ નથી**

તાત્પર્ય કે તપ પૂરૂ થયા પછી ઉજમણુ કરવુ જોઈએ દેરુ કલશ વગર બાડુ લાગે તેમ ઉદ્યાપન વગરનુ તપ બાડુ સમજવુ શાસ્ત્ર મુજબ, પરપરા મુજબ, તપ પ્રમાણે વિધાનાનુસાર સખ્યામા ચદરવા વગેરે કે ના, નાણુ, વાડકા થાળી મૂકવા, નાળિએર, મોદક વગેરે વિવિધ પ્રકારે વસ્તુઓ મૂકવી

યાદ રાખજો કે પ પરા તો સ્થળે સ્થળે વર્ણવાયેલ છે પર પરાને નહિ માનનારને જૈનશાસનમા સ્થાનજ નથી

## દશમુ કૃત્ય તીર્થપ્રભાવના

તીર્થપ્રભાવના દશમુ કૃ ય છે વર્ષમા જઘન્યથી એકવાર તો તે અવશ્ય કરવુ જોઇએ શ્રીગુરૂપ્રવેશમહોત્સવ ઘણાજ આડબરથી કરવો જોઈએ, શ્રીસઘે ગુરૂમહારાજની સન્મુખ જઈને યથાશક્તિએ સત્કાર કરવો જોઈએ શ્રીઔપપાતિકસૂત્રમા પ્રવેશમહોત્સવને અગે કોણિક રાજાનો અધિકાર છે (ઔપ૦સૂ૦ ૨૦ થા ૨૩) વળી પરદેશી રાજાએ, ઉદાયનરાજાએ, દશાર્ણભદ્ર રાજાએ શ્રીવીરપ્રમાત્માનો પ્રવેશમહોત્સવ આડબરથી કર્યો છે તેવી રીતે ગુરૂપ્રવેશમહોત્સવ, તીર્થપ્રભાવનાદિ કરવા જોઇએ શ્રી ધર્મઘોષસૂરિજીના પ્રવેશોત્સવમા સાધુપેથડશાહે બહોતેર હજાર રૂપૈયાનો વ્યય કર્યો હતો (सुकृतसागर पृ० २०)

કોઈ કહે કે શ્રીપૂજ્યઆદિ તો એવા ઠાઠમાઠ કરાવે પણ મુનિ સાધુને અગે આવો પ્રવેશોત્સવ ઉચિત છે?" એને અગે વ્યવહારભાષ્યમા (उ० १ गा० ८०१) तीरिअ उब्भामनि ओअ रिमण मनि साहुमप्पाहे । नहिअमोइअ असइ सावगसंघो व सक्कार ॥१॥ પ્રતિમાધિકારમા જણાવ છે કે જ્યારે સાધુ પ્રતિમા વહનકરી પૂરી કરે, એ વાતની જો કોઇને ખબર ન પડે તો પાત જ્યા ઘણા યાચકો ભમતા હોય તે ગામ કહેવાય ત્યા આવીને પણ પોતાના દર્શન દે આથી જો કોઈ સત્કાર ન કર તો તે 'પોતે પ્રતિમા પૂર્ણ કરીને આ યા છે' એ ન દેશે સાધુ શ્રાવકસઘને કહેવરાવે અને સઘ

રાજા વિગેરે અધિકારી મારફત પ્રવેશમહોત્સવ કરાવે વળી જો તેમ થવું પણ શક્ય ન હોય તો શ્રીસંઘ પ્રવેશમહોત્સવ કરે એ શાસનોન્નતિને અંગે આ દશમું કૃત્ય છે

## અગીયારમું કૃત્ય આલોચણા

આલોયણા એ અગીયારમું કૃત્ય છે આલોયણા પ્રસંગે પ્રસંગે લેવી જોઇએ તેમ ન બને તો પ્રતિવર્ષ એકવાર અવશ્ય લેવી જોઇએ ગુરુમહારાજા પાસે આલોયણા અવશ્ય લેવી જોઇએ (શ્રા૦ મા૦ ગા૦ ૨૩૬) અન્યત્ર કહ્યું છે કે

> जंबूद्दीवे जे हुंति पव्वया ते चेव हुंति हेमस्स ।
>
> दिज्जंति सत्तखित्ते, न छुट्टए दिवसपच्छित्तं ॥ १ ॥
>
> जंबूद्दीवे जा हुज्ज वालुआ ताउ हुंति रयणाइं ।
>
> दिज्जंति सत्तखित्ते न छुट्टए दिवसपच्छित्तं ॥ २ ॥

જંબૂદ્વીપમાં જે પર્વતો છે તે તમામ સોનાના થઈ જાય અને તે સાતે ક્ષેત્રમાં દાનમાં દેવામાં આવે તો તેટલા પુણ્યથી પણ એક દિવસના પ્રાયશ્ચિત્તથી છુટાતુ નથી જંબૂદ્વીપમાં જે રેતી છે તે રત્નમય થાય અને તે સાતે ક્ષેત્રમાં દાનમાં દેવાય તો પણ તેટલા પુણ્યથી એ દિવસના પ્રાયશ્ચિત્તથી છુટાતુ નથી તેથી આલોચના વિના ઘણા દિવસોના પાપથી શી રીતે છુટાય? આટલા માટે ગુરુદત્તપ્રાયશ્ચિત્તને વિધિપૂર્વક કરવાથી આત્મશુદ્ધિ થાય છે, ભાવનાની શુદ્ધિ થાય છે ને તેથી દૃઢપ્રહારીની જેમ તદ્ભવ મોક્ષ પણ મેળવી શકાય છે દૃઢપ્રહારી ચાર ચાર ભયંકર હત્યાનો કરનાર હતો છતા પ્રાયશ્ચિત્ત યોગે શુદ્ધ થઈ, તદ્ભવ મુક્તિ ગયેલ છે

આ અગીઆર કૃત્યો વાર્ષિક કૃત્યો છે તે કરવા યોગ્ય છે જઘન્યથી પ્રત્યેક કાર્ય વર્ષમા એક વાર તો અવશ્યકરણીય છે એક વર્ષ થઇ ગયુ માટે પ યુ એમ નહિ પણ પ્રતિવર્ષ કરવાના છે.

कृत्यान्यमूनि प्रतिवत्सर हि ये, श्राद्धा विनन्वति विवेकसभृना ।
त'पुण्यपुष्ट्या कृतिन' कृतार्थिन , ते द्या लभते प्रभु र्मरागिण ॥१॥

શબ્દાર્થ -વિવેકવાળા એવા જે શ્રાવકો આ અગીયાર કૃત્યોને દરેક વર્ષે કરે છે, તેપ્રભુધર્મના રાગી, કૃત્યને જાણનારા અને કૃતાર્થ થએના શ્રાવકો તે કૃત્યોના પુણ્યની પુષ્ટિથી સ્વર્ગ મેળવે છે



# તૃતીય દિન–દેશના

## પૌષધોપવાસ

अथ पर्वदिनेषु पौषधो न हेय इत्याह— શાસ્ત્રકારમહારાજા શ્રીમાન્ વિજયલક્ષ્મીસૂરિજી મહારાજ ભવ્ય જીવોના ઉપકારને માટે ઉપદેશપ્રાસાદ નામના ગ્રન્થને રચતા થકા શ્રાવકોના આવ્રતને અંગે કથન કર્યા પછી હવે જણાવે છે કે સામાયિકાદિ શિક્ષાવ્રતો ઘણા કર્યા હોય તેમજ અંતર્મુહૂર્ત, કે એક પહોર આદિ રાત્રિ દિવસની પ્રવૃત્તિ તો હોય પણ લાગના ગાર આરાધવા માટે અષ્ટાહ્નિકાપર્વ છે દુષ્પમકાળ છે! પ્રતિમાવહન કર્યા વિના દીક્ષિત ન થઈ શકે તેનો નિયમ નથી જો એવો નિયમ માનીએ તો જરા વિચારી જૂઓ. જેટલો ભાગ સિદ્ધ થયો છે તેનો અસંખ્યાતમો ભાગ દેશવિરતિવિનાનો જ હોય છે ‘ असंख्येयभागेन तुल स्पृष्टा’ (आव० हरि० पृ० २६२) તો તે મેળ કેમ મળે? દેશવિરતિ વિના સર્વવિરતિ હોય નહિ એવો નિયમ કરાય નહિ ચારિત્ર સાથે પણ સમ્યક્ત્વ હોય તો કેટલીક વખત ચારિત્ર પહેલા પણ સમ્યક્ત્વ હોય તો કહો કેના નિયમે દેશવિરતિ ક્યાંથી હોય? ગણધરાદિકોની સ્થિતિ જોઈએ તો તેમને સમ્યક્ત્વ સાથે ચારિત્ર પ્રાપ્ત થયું છે વચ્ચે દેશવિરતિ લીધી નથી આથી દેશવિરતિ વિના ચારિત્ર લેવું તેવો નિયમ નથી

શ્રીહરિભદ્રસૂરિજીમહારાજ કહે છે કે 'દુષ્પમકાલ છે, તેમા પ્રથમ દેશવિરતિ પછી પ્રતિમાવહન કરીને સાધુપણુ લેવુ જોઇએ' આથી કેટલાક કલ્પનાના ઘોડા દોડાવનારાઓ એવી વાતો કરે છે કે સાધુપણાના અભ્યાસ માટે પ્રથમ દેશવિરતિની જરૂર છે આગળ પાછળનો વિચાર કરે નહિ, ફાવતુ માનવુ, ન ફાવતુ ન માનવુ ત્યા શુ થાય? શ્રીઅભયદેવસૂરિજીમહારાજને પોતાના કહેવા છતા તેઓ શુ કહે છે તે કેમ જોતા નથી? પ્રતિમાઓ વિચ્છેદ ગઈ છે એમ કહેતા તૈયાર થવાય છે! અભ્યાસ એટલે વારવાર તીનપણે કરવાની ક્રિયા પ્રતિમા વહેવાની હોય કે ભાવના ભાવવાની હોય, શુ હોય? વારવાર થતી પ્રવૃત્તિને અભ્યાસ કહેવ છે એવુ સ્પષ્ટતયા કથન છે, પણ જે શગડે ખાટો અને પૂછડે ખાટો હોય તેને પહોંચો કયાથી?

શ્રીવિજયસેનસૂરિજી કહે છે કે બધી પ્રતિમાવહન કરવાની કે પ્રતિમાને વહન કરવાનો નિયમ (વિધાન) નાભજી 'પ્રતિમા વિના સાધુપણુ જ ન હોય' એવુ અવળુ લેનારા હોય તેનો શો ઉપાય? જો એ મહર્ષિઓને પ્રતિમાનો આ રીતે નિયમ માન્ય હોત તો તો આઠ વર્ષની દીક્ષા ((૧) पन्नरससाण अट्ठवरि सोवरि नरमइसमेसु दिक्खा (नि चू उ ११ गा० २६७) (२) जन्मत आरभ्य अष्टौ वर्षाणि यावद्गर्भस्थोऽभिधीयते, स निर्गमर्था नवमासान सातिरेकान् गमयति जातोऽप्यष्टौ वर्षाणि यावद्दीक्षां न प्रतिपद्यते (प० गा पृ २०) (३) एससि वयपमाणं अट्ठ समाउत्ति वीयरागेहिं । भणिअं जहन्नगं खलु (प० व० पृ० ८), (४) सवट्ठगसुकासो (प० व० मा० पृ ८)) તેમને મતે માન્ય હોતજ નહિ પ્રતિમાની મુખ્યતા સમજીએ. પ્રથમં

વહનની મુદત એક માસની, બીજી પ્રતિમા વહનની મુદત બે માસની, ત્રીજીની મુ ત ત્રણ માસની, એમ અગિયારમીની મુદત અગિયાર માસની છે દરેકની આ મુદત ઉત્કૃષ્ટ છે, જઘન્યથી દરેકની મુદત અતર્મુહૂર્તની છ (दशाम पचाशक)

## આઠ વર્ષની મુદત કોના માટે?

અઠ્ઠાઇના પર્વદિવસોની આરાધના કરનારા ખુશીથી પ્રતિમાની આરાધનાના અભ્યાસમા આવી જાય છે સમ્યક્ત્વ, વ્રત, કાયોત્સર્ગ, અને પૌષધ પણ કરવા તેજ પ્રતિમા અતર્મુહૂર્તની છે અને સમ્યક્ત્વઆદિ દઢ રાખવા પહેલા માસમા પ્રથમ સમ્યક્ત્વમા જે આગારો હતા તે બધ થાઓ તે થાઓ! તેવી રીતે બીજી પ્રતિમાવહનમા વ્રતના આગારો બધ હુવે અતર્મુહૂર્તની જઘન્ય મુદતની પ્રતિમા હોવાથી પ્રતિમાવહન નામે બાવનીયા રોકનારાઓ અન્તના રહસ્યને સમજ્યાજ નથી અગર કથનમા રહેલુ રહસ્ય જાણ્યુ હોય તો પ્રમાણ્યુ નથી મનમા લીધુજ નથી

અન્ય ધર્મી હોય, જેનામા શ્રાવક કુળનો સસ્કાર ન હોય પૂર્વભવનુ જેને જાતિસ્મરણજ્ઞાન ન હોય તેવાને માટે આઠ વર્ષે દેશવિરતિ કે સર્વવિરતિનો નિયમ છે, यत-देशत सर्वतो वा ॥ તે સિવાયના માટે આ નિયમ નથી જો એમ ન હોય તો તો આઠવર્ષ પહેલા સામાયિક નહિ ઉચ્ચરાવાય કેવળ ઉપદેશથી પોતાનીમેળે ધર્મ પામનારો હોય તેવાને આઠવર્ષની અદર દેશવિરતિ કે સર્વવિરતિ ન હોય જેને ભવાન્તરના કુળસસ્કાર હોય તેવાને આઠવર્ષની અદર પણ દેશવિરતિઆદિ હોય આઠ વર્ષની મુદત તો ઉપદેશની અસરના પરિણામને અગે છે नागरेनोर्विरतौ जातिस्मृतेरेव कारणता, तत एव तिरश्च मपि देश

विरति, यच्च कर्मग्रन्थवृत्त्यादौ वर्षाष्टकादुपरि विरतिसम्भवस्त द्धर्मोपदेशादिसामग्र्या प्राधान्यख्यापको बाहुल्याच्चैव प्रवृत्त, अन्यथाऽतिमुक्तकादीना वर्षषट्के सर्वविरतिर्न घटते (युक्तिप्र० पृ० ૨૧૬)[1] જો એમ ન માનવામા આવે તો તો આઠ વર્ષની અંદરના છોકરાને એકાસણુ, અને સામાયિકની અવિધિ વઈ જાય પાચ છ વર્ષના છોકરાને પ્રતિક્રમણ, આય બિલ અને એકાસણા ક ાવીએ તેને નનાદિ શી રીતે મનાય? આ ારત્યાગ રૂપ પૌષધ માનવો પડશે એમણ્ અઠ પૌષધ છે

---

१ नत्वा नतेन्द्रनागेन्द्रमौलिद्योतितपत्कजम्। वर्धमान जिन वक्ष्ये, मनऽग्राया वयोगतम् ॥१॥ विहाय पापयोगाना, व्यापार गृहिमेधिन। हिसापरिग्रहोद्भूत, समारात्तमारकम् ॥२॥ प्रक षणामशर्मौघ, शाश्वत नादद्मयम्। जन्मयाध्यन्तकाम्पृष्ट, मन ज्या ग्रजन शुभम् ॥३॥ युग्मम् ॥ तद्योग्य तु वयोद्बुधा, जघन्योत्कृ ष्टमेन्त। अाद्य मतत्रय सूत्रे, मतद्वितयमन्तिमे ॥४॥ जन्मतो नवमे केचिद्वर्षे जन्माष्टमे पुन.। अन्ये गर्भाष्टमे दीक्षा, जघन्या मेनिरे बुधा ॥५॥ मतत्रय समाम्नाय, हरिभद्रो मुनीश्वर। वयोमान जघन्येनाष्टवर्षाणि जगौ स्फुटम् ॥६॥ निशीथे पचकल्पे च सारो- द्धारे मुनीश्वरा। वर्षाष्टकादर्वाग्बाल दीक्षाया मेनिरेऽनलम् ॥७॥ ऊनाष्टे नास्ति चारित्रमित्युक्त्वा मनकस्य तु। दीक्षा मेनेऽपवादेन, दत्ता शय्यम्भवेन या ॥८॥ त्रिचतुर्वर्षणो हीनो, मध्य पञ्चप वार्षिक। सप्ताष्टाब्दिक उत्कृष्ट, एव बालस्त्रिधा मत ॥९॥

(आ० आ० सू०)

હવે પેથી માન્યતાવાળાથી આડે દિવસે તે થશે નહિ! પર્વ સિવાય જો ઉપવાસ કરશે તો તેમના હિસાબે તે ડૂબી જશે (ખરતરો!) સામાયિક વિગેરે શિક્ષાનો ધારણ કરનારાએ આત્મા માટે લાભી મુદ્દતનો આહાર, વ્યાપાર, શરીરસત્કારનો ત્યાગ અને બ્રહ્મચર્યનું પાલન, આ બધું કરવારૂપ પૌષધ કરી અઠ્ઠાઈપર્વ આરાધવું જોઈએ

**પૌષધ શું પર્વદિવસેજ થાય? એ અર્થ ઉચિત નથી રોજ કરાય, પર્વે અવશ્ય!**

પર્યુષણાની અઠ્ઠાઈને અંગે પાંચ કૃત્યો જણાવ્યા તેનું આરાધન કરનારે વરસનું સરવાયું કાઢવું જોઈએ તે સરવૈયું કાઢવા માટે આખા વર્ષમાં ક્યા કયા ધર્મો કરવા જોઈએ, ક્યા વર્જવા જોઈએ તેમાં શું થયું અને શું ન થયું તે વિચારવું જોઈએ તેથી ગઈ કાલે વાર્ષિક ૧૧ કૃત્યો જણાવ્યા ત્યાં સાત પૌષધનો અધિકાર બારવ્રતના અધિકારમાં આવે તેથી પર્યુષણા-પર્વમાં પૌષધ કરી વિશેષથી આરાધના કરવાની જરૂરી છે પર્વદિવસ પૌષધ કરવો એમ કહેવાને બદલે 'પર્વદિનસમા પૌષધ છોડવો નહિ' એમ શાથી કહેવામાં આવે છે? શાસ્ત્રના વાક્યોનો અવળો અર્થ કરનારાઓને અંગે શાસ્ત્રકારોને સાવ-ચેતી રાખવી પડે છે પર્વદિવસે પૌષધ કરવો એમ કહે તો જેને ધર્મક્રિયા ઉડાવવી હોય તે તરત કહી દે 'પર્વ વિનાના દિવસે પૌષધ કરવો નહિ, આ માટે શાસ્ત્રકારો કહે છે કે પર્વદિવસે પૌષધ છોડશો નહિ એનો અર્થ એમ કે પૌષધ કરજો તો રોજ પણ પર્વદિવસે તો કર્યા વિના નજ રહેતા આ પ્રમાણે સાવચેતીપૂર્વકના કથનથી પોતાને બોલાવવાનો વખત નથી

એવા વિચારાઓને પ્રકરણનો પણ ખ્યાલ નથી શાસ્ત્રોમા વ્રતોનુ નિરૂપણ ચાલ્યુ, પછી કયારે ગ્રહણ કરેલા કયા સુધી હે તે જણા યુ એક વખત ગ્રહણ કયા હોય તો અણુવ્રતો યાવજ્જીવ ચાલે તે સાધારણ મર્યાદા છે તેનો અધિકાર ન સમજતા ગ્રહણ મર્યાદામા ગયા ! કયા સુધી ધારણ કરાય તે પ્રકરણ છોડી ગ્રહણ કયા સુધી થાય તેમ લીધુ ' ગુણવ્રતો યાવજ્જીવ પણ હોય (पञ्चाणुव्वयाइ तिनि गुणव्वयाइ आवकहियाइ टी०–पञ्चाणुव्रतानि प्रतिपादितस्वरूपाणि त्रीणि गुणव्रतानि उक्तलक्षणान्येव 'यावत्कथिकानी'ति सकृद्गृहीतानि यावज्जीवमपि भावनीयानि आव० हरि पृ० ८३८–८३९)

શિક્ષાવ્રતોમા બે ભાગે સાડયા સામાયિક તથા દેશાવગાશિક એ એક ભાગ તથા પૌષધ અને અતિથિસંવિભાગ એ બીજો ભાગ સામાયિક રોજ વારવાર ઉચ્ચારાય, એમ દિવસમા અનેકવાર, વારવાર તેનુ ઉચ્ચારણ થાય પૌષધ અને અતિથિસંવિભાગ તો આખો દિવસ નિયમિત પૌષધ પહોર કે બે પહોરનો લેવા માગે તો ન લેવાય બે ઘડીનો પૌષધ ન ઉચ્ચરાવાય સામાયિક બેઘડીનુ હોય ઉપવાસ, આયબિલ નીવી, એકાસણુ, બેસણુ ઘડી બે ઘડીના નહિ થાય દેશાવગાશિકમા જેટલુ પચ્ચકખાણ કરવુ હશે તેટલુ થશે પૌષધ તો આખા દિવસનો નિયમિત જ હોય चत्तारि सिक्खावयाइ इत्तरियाइ, टी० चत्वारीति सख्या शिक्षापदव्रतानी'ति शिक्षा–अभ्यासस्तस्य पदानि–स्थानानि तान्येवव्रतानि शिक्षापदव्रतानि, इत्वराणीति तत्र प्रतिदिवसानुष्ठेये सामायिकदेशावकाशिके पुन पुनरुच्चार्ये इति भावना पौषधोपवासातिथिसविभागौ तु प्रतिनियतदिवसानुष्ठेयौ न ...

અતિથિસંવિભાગવાળાથી, 'બે ઘડીમાં સાધુ આવે તો ભલે, નહિ તો ખાઇ લઇશ,' એમ ન ધરાય ક્રિયા વિમુખો 'પ્રતિનિયત'નો અર્થ 'પર્વ કરી નાખે છે ! તેઓ તેનો અર્થ 'પર્વનું (પર્વનુંજ) અનુષ્ઠાન' એમ કરે છે એવાઓના મતે પર્વ સિવાયના દિવસે વહોરાવનારા દુર્ગતિએ જશે એમ ખરૂં ? એવાઓના મતે તો પર્વ-દિવસ સિવાય અતિથિસંવિભાગ ન કરાય પર્વદિવસે પૌષધ લે અને સાંજના પારતી વખતે પૌષધ પારું" એમ પૂછે તો પેલાઓના મતે તો 'પુનોવિ કાયવ્વો' ન કહેવાય કેમ કે પછી પર્વદિવસ કયાં છે ? આ કારણથી શાસ્ત્રકારો સાવચેતીપૂર્વક 'पवदिनेषु पौषधं न हेय' પર્વ દિવસે પૌષધ ન છોડવો, એમ કહે છે –

ये पौषधोपवासेन, तिष्ठन्ति पववासरे । अतिम इव (यथो दायन) राजर्षिर्न्यास्ते गृहिण ऽपि हि ॥१॥' (જેઓ ઉપર જણાવ્યા મુજબ પર્વના દિવસોમાં પૌષધ અંગીકાર કરવા વડે કરીને રહે છે તેઓ ગૃહસ્થ છતાં પણ અતિમરાજર્ષિ ઉદાયનની માફક ધન્ય છે )

## ઉદાયનરાજાનું અંતિમરાજર્ષિપણું

ઉદાયનરાજા અંતિમરાજર્ષિ છે તે વાત ચૂર્ણિકારમહારાજ સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે અભયકુમાર ભગવાનને પૂછે છે કે હે ભગવન ! છેલ્લા રાજર્ષિ કોણ ? ત્યારે ભગવાન્ ઉત્તર આપે છે કે ઉદાયન આટલોજ ઉત્તર આપીને ભગવાને તે વાત બંધ ન કરી પણ પાછું જણાવી દીધું કે આનાથી આગળ અથાત્ ઉદાયનરાજાના પછી મુકુટબદ્ધ રાજા કોઇ પ્રવ્રજિત નહિ થાય, 'अभओ किर सामीं पुच्छति–को अपच्छिमो रायरिसित्ति ?

सामिणा भणिन-उद्दायणो, अतो पर बद्धमउडो न पव्वयति' (आव० चु० मा० २ पृ० १७१) આવી રીતે અભયકુમાર પૂછે છે તેનું કારણ એજ કે રાજ મળે યા ન મળે પણ સયમ તો લેવુજ જોઈએ તો હું નજ લઉં તો દીક્ષા વર્ષ શરીશ કે નહિ એ નિર્ણય કરવાનો તેમને જરૂરી હતો તેથી ભગવાનની પાસે પ્રશ્ન કરીને નિર્ણય કર્યો કે અતિમ રાજર્ષિ ઉદાયનજ છે તે ઉદાયનરાજા અતિમ રાજર્ષિ કેવી રીતે થયા તે શ્લોકમા જણાવેલો નબધ આ પ્રમાણે -

આરાધે તે આરાધક !

ઉદાયનરાજર્ષિ શત્રુના દેશમા પડાવ નાખીને પડેલા, (નદસોરમા પડેલા) પણ પર્વદિવસ પૌષધમા રહીને આરાધન કરે તો તેની આગળ તમારી ઉપાધિ કઈ ગણતરીમા ! ચોથો આરો કે પાચમો આરો આરાધે તે આરાધક અને તે જ ભાગ્યશાળી ! અનુમોદન - ના લાયકમા બીજા લોકો છતા અનુમોદનીય પ્રવૃત્તિની અનુમોદના થાય છે એમ જણાવ્યો તો વિપર્યાસિમા ભેળાજ છીએ ને ! છતા ધન્યવાદ અપાય છે ને ! દુન્યવી વ્યવહારમા એક રકમ જતી લખેલી હોય તેવાને ધન્યવાદ નથી મળતો તો પર્વદિવસ વિના બધા દિવસો કર્મબધનમા રહે છતા તેવાયને ધન્યવાદ? મહાનુભાવ ! જે ઉપાસનાની વાત કરી તે સાધુપણાની વાત છે એમા અઢારહજારઅગમા એક પણ તરણુ ન જોઇએ ધુણીયા વિદ્યાર્થીઓ એ ઉઠા ગીતો કરે એટલે માબાપને દોઢ શેર લોહી ચઢી જાય અર્થાત્ પાપ પર આરાધવાની, મોક્ષ મેળવવાની, કર્મ કાપવાની બુદ્ધિ થાય તે ધન્યભાગ્યની નિશાની છે મૂખાઈ માટે માબાપને લોહી નથી ચઢતુ પણ શિક્ષણને અગે લોહી ચઢે છે

જ્યારે જીવને ધમ ન આરાધવાની બુદ્ધિ થઈ, કર્મો ન્ખવાની તથા મોક્ષ મેળવવાની જે બુદ્ધિ નઇ, તે ધ યભાગ્યની નિશાની મૂર્ખતાને અગે બાલક માટે માબાપને લોહી નથી ચ ન્તુ પણ આનંદને અગે ચ છે આવામા મીંગ ક ચીટા કાઢ્યા કે તેથી માબાપ ખુશી નથી થના પરતુ એકરો જ્યાર બાનકને આનંદે ે માબાપ ખુશખુશ ! કેમકે પછી માબાપને ખાતાં થાય કે ન છોકરો આગળ વધશે શાસ્ત્રકારની પા એજ દષ્ટિ છે કે જીવ અગે પણ આરાધતો થાય તા તેને માર્ગ ખુ લે, અને તથી શાસ્ત્રકારોને દાઢ ગેન્ વાડી ચઢે અથાત પ્રમોન ભાવના થાય એ પ્રમોદભાવનાનો વિર ર થયો એક પણ વ્રત આરાધનાર પણ આઠ ભવમા મોક્ષ પામી શકે ગૃહસ્થ (આગ૦ તિ૦ ૮૫૬) તે ગૃહસ્થાશ્રમને અગે આરભ નમારભ તથા વિષયકષાયના જેવો છે છતા પર્યંનુ મા ય થયુ તેથી ભા ગ્ગાગી ગાનાય

ઉદાયનરાજર્ષિનુ વૃતા ત

કુમારનંદિ તથા નાગિલનુ વૃતા ત

चपा अणगसेणो पचच्छर ४र णयण कुम वरते ।
वि- पास णयण सावग, नगिणि उववाय णदिमरे ॥५३॥
नाहण पडिमो ायण पभाव उप्पाद देवन्त्तन्ते ।
मरणुववाते तावस, णयण तह भासणा ममणा ॥५७४॥
गधारगिरी न्यय, पडिमागुलियागिराणपडियरण ।
पज्जोयहरण पुरवर रण गहणे ामओ सवणा ॥५७५॥

(निशा० उ० १०)

સિંધુ સૌવીરદેશે વીતભય (ભેરા) મોટું શહેર છે ત્યા ઉદાયનરાજા છે, તેને પ્રભાવતી નામે પટરાણી છે તેમને અભીચિ કુવર છે કેશી નામનો ભાણેજ પણ છે આ વાત અહીં જણીએ બીજે સબધ શ્રીજીવિતસ્વામીની પ્રતિમાનો છે, જેની સાથે રાજા ચડપ્રદ્યોતનની વાતનો સબધ સકળાયેલો છે વળી ચપાનગરીમા (ભાગલપુર) કુમારનદિ નામનો એક સોની છે જે જન્મથીજ સ્ત્રીલપટ છે કોઇ રૂપાળી કન્યા તેના જાણવામા, તેની જાણમા આવે કે તે તેણીના બાપને ૫૦૦ સોનૈયા આપતો અને પરણ્યા કરતો આ રીતે તેને ૫૦૦ સ્ત્રીઓ છે તે તમામ સ્ત્રીઓને તે એક થાંભલીયા મહેલમા રાખે છે એક થાંભલીઓ મહેલ એટલે એક સ્તભ, એક દ્વાર ત્યા બીજો ફરી શકે નહિ, આવી જઈ શકે નહિ અને સ્તભના અદરના પગથીયામાથી ઉતરવાનુ

કુમારનદિને નાગિલ નામનો એક શ્રાવક મિત્ર છે પચશૈલદ્વીપનો અધિપતિ વ્યતરદેવ હતો દેવને હાસાપ્રહાસા નામે બે દેવીઓ હતી તે દેવ ચવ્યો દેવતામા વ્યતરોની જાતિ હલકી ગણાય એ દેવીઓએ વિચાર્યુ સ્વામીના આધાર વગર આપણા પક્ષમા કાંઇ નહિ આવે! હાસાપ્રહાસાને હવે કોઈ દેવ ઉત્પન્ન થાય તેની જરૂર હતી કામાધો સવકાળમા અધ હોય છે તેઓ કશી ફરજ જોઈ શકતા નથી 'આ કોણ છે મારૂ શુ થશે' એવો કઈ પણ વિચાર કામાધને આવતો નથી તત્ર કામાધ સોનીને જોઇને દેવીઓ ત્યા આવી સોનીની તે દેવીઓને વળગવા દોડયો પુણ્યની લાલચે લાકડે બધાયેલા પુણ્યની પાછળ વાઘરુ, પુણ્યને નહિ પામવા છતા સામે ગામ ગુરી જાય છે ને!

થઈ, સ્રી માટે બળી મરવુ તે તને શોભતુ નથી, તારે લીધે મને લાઇન લાગે છે હુ તારો મિત્ર, તુ મારો મિત્ર, તેથી મિત્રો અને બીજાઓ મને ઉપાલભ આપશે માટે તારે આમ કરવુ નહિ' ઉંદર પ્રત્યે દોડતી બિલાડીને રોકવા કોઈ દ્વાર બધ કરીએ તો તેથી બિલાડી ન જાય? તે તો બીજે દ્વારથી જવાની! ચોર કાગવાવને જોઈને પાછો ફરે પણ લમ્પટો તો દુનિયાને તણખલા સમાન ગણે છે તે ઓનીએ મિત્રનુ કહ્યુ માન્યુ નહિ અને તેણે અગ્નિનુ શરણ કર્યું પણ શ્રાવ ની મોબતની કાઈક અસર તો થાયને! અગ્નિમા બળી તો મુઓ પણ ચિત્તસ્થૈર્યના કારણે તે નિયાણુ કરીને પચશૈલદ્વીપનો માલીક થયો

## નાગિલે કરેલી આરાધના

જે મનુષ્ય દેખતો હોય તેને વસ્તુનુ સ્વરૂપ ખ્યાલમા આવે, અધને તેનો ખ્યાલ આવતો નથી પોતાના સોની મિત્રની આ દશા જોઈ, જગતની વિચિત્રતા વિચારી, કામના ઝેર તુ કાતીલપણુ લક્ષમા લઈ નાગિલ શ્રાવક પોતાના આત્માને અગે વિચારવા લાગ્યો 'મારી પાસ આ દશા કાં ન થાય? જે બકરુ કસાઈને ઘેર બધાયેલો છે તેનો વારો બે દિવસ વહેલો કે મોડો આવવાનો તો ખરોજ! કસાઈખાનેથી છટકવુ જોઈએ કુમાર નદિનો વૃતાન્ત દેખી તેને વૈરાગ્ય આવ્યો અને તેણે દીક્ષા લીધી આરાધી અને પોતે બારમા દેવલોકે દેવના થયો

## હાસાપ્રહાસાના માદળીયા કોટે વળગ્યા!

બે મિત્રની આ રીતે ભિન્નભિન્ન ગતિ થઈ શ્રાવક બારમે દેવલોકે દેવતા થયો અને સોની વિષયની વિડબનામા અથડાયો બારમા દેવલોકે પહોચેલો જીવ, તે દેવ નદીશ્વરદ્વીપ યાત્રા કર-

જાય છે તેમની આગળ હાસાપ્રહાસા ગાવા આવી, તે વ્યંતર-દેવીઓ પોતાના સ્વામીને, પચશૈલના માલીકને, નવીન થયેલા દેવને, સોનીના જીવને, કહેવા લાગી 'હે સ્વામિન્ પડહ (ઢોલ) વગાડો!' સોનીના જીવને અભિમાન આવ્યુ કે 'હુ વળી ઢોલ વગાડુ!' અલબત્ત! પચશૈલદ્વીપનો તે માલીક ખરો પરન્તુ ઉપરી દેવતા પાસે તો ગુલામજ! તે ઢોલ વગાડવાની આનાકાની કરવા લાગ્યો પણ પાપનો ઉદય કોને છોડે? એ ઢોલજ એને ગળે જઇને વળગ્યો! ઢોલ ગળામા જઇને ભરાયો પછી હાસાપ્રહાસા બોલી "સ્વામિન્! આ તો કુલનો રિવાજ છે, તેમા શરમાવાનુ શાનુ! વગાડો! વગાડો!' ઢોલ ગળે વળગ્યો અને દેવીઓનો હુકમ થયો પછી કાઈ છૂટકો થાય? હાસાપ્ર ાસા ગાવા લાગી, નૃત્ય કરવા લાગી અને વિદ્યુન્માલી દેવ (કામાધ સોનીનો જીવ) ગાલકી બજાવવા લા યો આ રીતે એને ઉપરી દેવતાની આગળ ગલ વગાડતા ચાલવુ પડે છે

દુનિયામા કહેવાય છે કે મિયા મહાદેવનો મેળ ન મળે પણ રેલ્વેની મુસાફરીમા તો ભેટો થાય છે અને મેળમળે છે! તે રીતે નદીશ્વરની યાત્રા પ્રસગે વૈમાનિકદેવનો તથા વિદ્યુન્માલીનો મેળ મળી ગયો તીર્થયાત્રામા પજાબના, ગુજરાતના બધાય મળેને! બારમા દેવલોકે ઉત્પન્ન થયેલો દેવ તો યાત્રાએ જતો હતો તમાશાને તેડુ હોય? નહિ! જો તેણે ગલની આનાકાની ન કરી હોત અને સીધે સીધો વર્ત્યો હોત તો તો કોઇને કઈ જાણ ન થાત પણ પોતેજ ચોળીને ચીકણુ કર્યુ ભીંડામા પાણી પડે તો જેમ હલાવો તેમ ચીકાશ વધે વિદ્યુન્માલીએ પણ ચોળીને કર્યુ 'ના! ના' ગયો એટલે નગારૂ વગાડવ

'ના' ના નગારાએ બધા દેવોને જગાડયા દેવોને થયુ, 'છે શુ નાગિલના જીવ (દેવ)ને પણ એમ થયુ, તેણે ઉપયોગ મૂકે તો તેને જણાયુ કે 'અહો ! આ તો કુમારનદિ'

## સોનુ સૌને જોઈએ છે પણ લાલચોળ તપાવેલી લગડી લેવા કોઈ તૈયાર નથી

તેણે પરિચય આપી વિદ્યુન્માલીને તે વૈમાનિકદેવતાઃ વસ્તુસ્થિતિ જણાવી દયાનુ સ્વરૂપ બરાબર સમજવુ જોઈએ દયામાથી દાઢ ઉભો ન થવો જોઈએ ભસ્મરોગથી દરદી ખા માગે ત્યા ભૂખ નથી પણ યાધિ છે છોકરાના હિત માટે, સ્નાનાદિ કરાવતા છોકરો આડો થાય તો તેને બે ચાર ધોલ મારતા, બલોયાની કોર વાગી જાય, છોકરો રૂએ, તે ધ્યાનમા મૂર્ખ માતા લે નાગિલશ્રાવકનો જીવ વૈમાનિકદેવતા તેવી કોટિનો નથી સોનુ બધાને જોઈએ છે પણ લાલચોળ તપાવેલી લગડી લેવા કોઈ તયાર નથી, ત્યા હાથ ધરવા કોઈ તૈયાર નથી તેમ ક યાણના વાકયો દુનિયાને જોઈએ છે પણ વચનના અગ્નિથી તપાવીને આપવા માગો તો કોઈ તે ગ્રહણ કરવા તૈયાર નથી સ્વય ભગવાને તીવ્રધર્માનુરાગી કાણિકને કહ્યુ તેની અસર થઈ ?

### નાથક કરુને આરસીની શી જરૂર ?

વિજળી ચમકે કે ધારણા ઘૂગમા મગે-ને વખતે આખ ઉઘાડી રહેવા ન પામે બારમા દેવલોકનો દેવતા આવીને ઉભો રહે ત્યા વિચારા વિદ્યુ માલીની શી ગુજારશ ! વમાનિકે તે તો પરિચય આપ્યો, હિત વચન કહ્યા છતા જ્યા સન્નિપાતજ થયો હોય ત્યા પાછલી વાતને કે હિતવચનને કોણ સાભળે ?

તે વૈમાનિકદેવ વન્તુને પ્રત્યક્ષ કરીને કહે છે કે -"હે ભદ્ર ! તુ સોનીના ભવમા કામાન્ધ થયો તો જોઇ લે તારી દશા, અને તે ભવની તારી કામ વિવશ હાલત જોઈને મને વૈરાગ્ય થયો, મે દીક્ષા લીધી તો મને જે ફલ મળ્યુ તે પણ તારી સામે પ્રત્યક્ષ છે ધર્મનુ ફળ નિહાળી લે! હાથ કકણને આરસીની જરૂર હોતી નથી

## દાનો દુશ્મન સારો તો દાના દોસ્તની શી વાત!

વેપારની ખોટ વિચક્ષણ વેપારી જાણે તો સળગી જાય! વિદ્યુન્માલીને તો આખા શરીરે વિજળીનો આચકો લાગ્યો એ કહેવા લાગ્યો 'હે મિત્ર! હવે હુ શુ કરૂ ? મારૂ શુ થાય?' દુનિયામા કહેવત છે કે દાનો દુશ્મન સારો! દાનો દુશ્મન સારા ગણાય તો આ તો દાનો દોસ્ત પછી પૂછવુ શુ! હવે નાગિલનો જીવ (તે દેવ) આના હિતાર્થે શુ બતાવવુ તે વિચારવા લાગ્યો. વહુને સાસુ થવાનુ ગમે રોજ પણ સાસુની જેમ માથે બેસાડે તો ન ગમે એમ એક દિવસ ન નભે સોનીના જીવની આ સ્થિતિ આ સ્થિતિએ પણ ગૂચમાથી ગાડુ તો કાઢવુ જોઈએ

## જીવિતસ્વામિની મૂર્તિની ઉત્પત્તિ

આ સમય દરમ્યાન દેવાધિદેવ ભગવાન્ શ્રીમહાવીરદેવ ચિત્રશાળામા કાયોત્સર્ગ ધ્યાને રહેલા હતા. વૈમાનિકદેવ તે વિદ્યુ માલીને ભગવાનની (ગૃહસ્થપણામા) મૂર્તિ કરાવવાનુ કહે છે અને કહે છે કે 'તેથી તને બોધિ ઉત્પન્ન થશે' નાગિલના જીવનુ તે પ્રત્યય ચમ કારવાળુ, હિતકર સુદર વચન વિદ્યુન્માલીએ અગીકાર કર્યુ ચિત્રશાળામા કાઉસગ્ગ ધ્યાને રહેલા ભગવાનને તેણે જોયા જોઇને ગોશીર્ષચદન લાવી અલકારયુક્ત એક મૂર્તિ

કરી કપિલકેવની પાસે પ્રતિષ્ઠા કરાવી અને પ્રતિમા પેટીમા સ્થાપન કરી

## પ્રતિમાનો પ્રભાવ

તે વખતે વહાણનો વેપારી દરિયામા ઉત્પાતના કારણે અટવાયો હતો અને વાત કરતા છ માસ નીકળી ગયા હતા હવે તેણે જોયો, અને તેની પીડા નષ્ટ કરીને પેટી આપી, અને કહ્યુ કે તુ ભેન નગરે લઇ જજે, ઉદ્ઘોષણા કરજે કે, 'આ પરમાત્માની પ્રતિમા જેને લેવી હોય તે લે.' પ્રતિમાના પ્રભાવે દરિયો શાત થયો અને તે વેપારી ભેરાનગરે પહોચ્યો ઉદ્ઘોષણા સાભળીને ઘણા બ્રાહ્મણો, તાપસો વગેરે આવ્યા અને સો પોતપોતાના ઇષ્ટદેવોને યાદ કરી પેટી ઉઘાડવા મથે છે પરતુ પેટી ઉઘડતી નથી એમ કરતા કરતા મધ્યાહ્ન થયો

## પ્રભાવતી રાણીએ પેટી ઉઘાડી, પ્રતિમાને રાજમહાલયના ચૈત્યમા સ્થાપે છે

લોકોની મેદની પારાવાર છે રાજા પણ ત્યાજ સ્થિત થયેલ છે બાર વાગ્યા, મહેલમા રાજા પધાર્યા નહિ ભોજનનો સમય ઉલ્લઘન થવા લાગ્યો એટલે રાણીએ થાકીને દાસીને તેડવા મોકલી રાજા કહે છે 'રાણીને અત્યારે ખાવાનુ સૂઝે છે પણ અહીં તો આ હાલત છે જો અહીંથી જરાક ખસુ તો ધડાધડ થઇ જાય! અત્યારે મારાથી અહીંથી ખસી શકાય તેમ નથી' દાસીએ જઇને રાણીને વાત કરી રાણી પ્રભાવતી તે પરમ શ્રાદ્ધવર્ય, ચેડામહારાજાની કુવરી હતી તે પોતાના મનથી વિચારવા લાગી 'આ લોકો પરમાત્માના વાસ્તવિક સ્વરૂપને જાણતા નથી અને તેવાઓથી બાર બાર કલાક તો શુ પણ તેટલા દિવસો વીતી

જાય તો પણ પેટી ઉઘડવાની નથી' પ્રભાવતી રાણી પોતે જાતે ત્યા આવી સિંધસૌવીર એ દેશો જ્યા એકઠા થાય છે એવા ભેગનગરના રાજા કે જેના તાબામા (રાજ્યમા) ૩૬૩ શહેરો છે, તેના રાજાની પટરાણી આ પ્રસગે, દેવાધિ દેવની આ મૂર્તિના પ્રસગે જનાનામાથી પોતે જાતે બહાર નીકળીને ત્યા આવે છે ત્યા આવવામા તે લેશ પણ સકોચ પામતી નથી પોતે તે પેટીને ચદનવિગેરેથી પૂજીને સ્તુતિ કરતા બોલે છે—

प्रातिहार्याष्टकोपत , प्रास्तरागादिदूषग ।
देयामे दर्शन देवाधिदेवोऽस्त्रिकालवित ॥१ ॥

(આઠ મહાપ્રાતિહાર્ય સહિત, રાગાદિ દૂષણોનો નાશ કર નારા, ત્રણ કાળને જાણનારા દેવાધિદેવ શ્રીઅરિહતભગવાન અમને દર્શન આપો!) પેટીમાથી ભગવાનની મૂર્તિ સ્વયમ્ બહાર આવી રાણીએ એજ મૂર્તિને રાજદરબારના ચૈત્યમા સ્થાપન કરી રાણી ત્રણેય કાલ ભગવાનની પૂજા કરે છે મૂર્ત્તિ-પૂજાને અગે શાસ્ત્રમા આવા સ્પષ્ટ વૃત્તાતો છે તે ન માને તેને કોણ મનાવી શકે ?

## દ્રવ્યપૂજાનો નિષેધ કરનારા શાસનથી વિરૂદ્ધ છે

દ્રવ્યપૂજાનો નિષેધ કરનારાઓ શાસનથી વિરૂદ્ધ છે ઢૂઢી આમા તો શુ સ્ત્રી કે પુરૂષ, બને માટે મૂર્તિપૂજાનો નિષેધ છે[1] ખરતરો સ્ત્રીને પૂજાનો નિષેધ કરે છે[2] દિગમ્બરો કારણને સ્વીકારી કાર્યની (મોક્ષની) 'ના' કહે છે[3] તેવાઓ માટે 'દ્રવ્ય પૂજા' શબ્દ વાપર્યો છે રાણી દ્રવ્યપૂજા કરી હર્ષમા આવીને ભગવાનની આગળ નાટક કરે છે

(१ सत्यार्थ चद्रार्थक नामग्रन्थ -मेंसे–लिखती हैकी-मूर्तिपूज नेमें, षट्कायारमादि दोष है (पृ० ११८), और जो ७ सें–और दूसरा बडा दोष-मिथ्यात्वका है। क्यों कि-जडको चेतन मानकर मस्तक जुकाना, यह मिथ्या है (पृ० १२०) ॥ २ संमवइ अक्ष लेऽविहु कुसुम महिलाण तेण देवाणं। पूआई अहिगारो न ओघओ सुत्तनिद्दिट्ठो ॥१॥ न छिविंति जहा देहं ओसरणे भावजिणवरिंदाण। तह तप्पडिमपि सया पूअंति न सड्ढनारीओ ॥२॥" इत्यदि जिनदत्त सूरिकृतम्य कुलकम्य जिनकुशलसूरिकृताया वृत्तौ, ३ एव दुण्हवि दवस्रो समणो निअमेण जेण जिणपूआ। मुत्तिउवाओ भणिओ० (प० प० पृ० ३६६) ४ संकीर्णया स्वरूपेण द्रव्याद्भावप्रसक्तिन। (अष्ट० ३० हरि० श्लो० ८)

### રાણી પ્રભાવનીની ભાવચેતી

એક વખત રાજારાણી ગીતનૃત્યાદિ કરે છે તેવામા રાજાએ રાણીનુ કબધ મસ્તકરહિત દેખ્યુ, તેથી હાથમાથી વીણા પડી ગઈ રાણીને ક્ષોભ થયો. શ્રીજિનેશ્વરના દરબારમા સાધન તૂટી જાય તેનો અર્થ શો ? રાણીએ કારણ પૂછ્યુ એટલે રાજાને કહેવુ પડયુ કે, 'હે રાણી ! તારૂ ધડ (શરીર) માથા વગરનુ જોવામા આવ્યુ એવુ દૃશ્ય એ મો'તની નિશાની ગણાય' મૃત્યુ જાણીને સાક્ષ જનારને શું થાય ? જેણે આગવનુ ભાતુ તૈયાર કર્યું હોય તેને મૂઝવણુ થતી નથી વળી દેવપૂજા માટેના શ્વેતવસ્રોને લાવ પણ જોયા ! અને તે વખતે દાસી સામે ચાન્દુ ફેંકયુ તરતજ તે વસ્રો સફેદ જોવામા આવ્યા આ દૃશ્યથી હવે મને મારૂ આયુષ્ય ઓછુ જણાય છે વળી બીજા તકમીરવાળી દાસી સામે

મે આટલુ ફેકયુ એટલે મારૂ વ્રત ખંડિત થયુ હવે આ પાપથી કેમ છુટાય? દીક્ષા વિના પાપથી છૂટવાનો બીજો એક પણ ઉપાય નથી માટે મને પ્રવ્રજ્યા લેવાની રજા આપો

## શરત મુજબ પ્રતિબોધ

રાજાએ પ્રવ્રજ્યાની રજા તો આપી પણ તેને કહ્યુ કે 'તુ જો સ્વર્ગે જાય, દેવ થાય કે દેવી થાય તો મને પ્રતિબોધ કરવા આવજે' રાણીએ પ્રવ્રજ્યા અગીકાર કરી સયમ પાલન કરી, અતે અનશનપૂર્વક કાલકરી પ્રથમ દેવલોકે તેણીનો જીવ દેવ થયો રાણીના અવસાન બાદ તે મૂર્તિનુ પુજન દેવદત્તા નામની દાસી હમેશા કરે છે રાણીનો જીવ દેવ થયો તેણે હવે રાજાને પ્રતિબોધ કરવાનો વિચાર કર્યો બીજા ઉપાયો કયા બાદ દેવતા રાજસભામા તાપસ રૂપે આવ્યો અને દિવ્યફલોનો થાળ રાજાને ભેટ કર્યો રસનેન્દ્રિય લુબ્ધ રાજા તેને કહેવા લાગ્યો 'હે તાપસ! આ ફલ કયા થાય છે તે બતાવ' તાપસ તેને પોતાના બગીચામા આશ્રમમા આવવાનુ કહે છે રાજા તૈયાર થાય છે આગળ તાપસ અને પાછળ રાજા! વિષય લુબ્ધ મનુષ્ય ગમે ત્યા જવા તૈયાર થાય છે! દેવતાએ દેવમાયાથી આખો બગીચો તેવા ફળવાળો રચ્યો આખો બગીચો તેવો જોઈને રાજા મનથી વિચારે છે 'હુ તો આ તાપસનો ભક્ત છુ એટલે મારે તો જેટલા ફળ ખાવા હશે તેટલા ખાઈ શકીશ' આમ વિચારી તેણે વાદરાની માફક ફળો ઉપ ત્રાપ મારી બગીચામાથી દેવમાયાથી વિકુર્વિત એવા તાપસો નીકળ્યા અને રાજાને ખૂબ પીટયો રાજા તો ત્યાથી જીવ લઈને ચોરની પેઠે નાઠો નાસતા નાસતા માર્ગમા મુનિમહારાજ જોયા મુનિએ તેને આશ્વાસન આપ્યુ

એ વખતે મનમા વિચારના લા યો ‘ અહો ! ક્રર એવા તાપ મોએ મને છેતર્યો ! આ તાપનો કેવા ઘાતકી છે ! ’ ત્યા તો પ્રભાવતીરાણીનો જીવ, તે દેવ પ્રત્યક્ષ થયો અને પોતાનો પૂર્વભવનો પરિચય કરાવી તેણે રાજાને જણા યુ કે ‘તમને પ્રતિબોધ કરવા માટે આ તમામ માયા મેં જ રચી છે

દેવતા તો પોતાની ફરજ બજાવી પાછો પોતાના સ્થાને ચાલ્યો ગયો રાજા મહેલે ગયો સભામા તેને વિચાર આ યો કે ‘ દેવતાએ પ્રતિબોધ ક વા માટે આ તમામ કર્યુ ! જૈન ધમની આરાધનાના પ્રભાવથી દ્વવતા થવાય છે એ તો એ નક્કી થયુ

## દિવ્યગુટિકાથી કુબ્જિકા સુવર્ણગુલિકા બને છે

ગાધાર નામનો શ્રાવક શાશ્વતી પ્રતિમાને વદન કરવાની ઇચ્છાએ વૈતાઢયપર્વતની તળેટીએ રહેલો છે શાસનદેવી તેના પ્રત્યે તુષ્ટમાન થઈ તેનુ ઇષ્ટ પૂરૂ કરે છે તેણીએ તેને ૧૦૮ ગુટિકાઓ આપી ગુટિકાના પ્રભાવ એવો છે કે મોમા મૂકી જ્યા જવાનુ ચિંતવવામા આવે ત્યા પહોચી જવાય તેણે એ ગુટિકા મોમા મૂકી અને મનમા જીવિતસ્વામીની પ્રતિમાને વદન કરવાની ધારણા કરી ચિતવતાજ દેવતાએ તેને મૂર્તિની પાસે લાવીને મૂકયો ત્યા તેણે પ્રસન્નચિત્તે અતિભક્તિપૂર્વક પ્રભુની મૂર્તિની પૂજા કરી તેને પોતાનુ મૃત્યુ નજીક જણાતા સાધર્મિક એવી કુબ્જિકાને તમામ ગુટિકાઓ આપી અને તેણે દીક્ષા લીધી દેવદત્તા દાસી કુબ્જિકા હતી તેથી ગુટિકાના પ્રભાવથી તેણીએ રૂપની ઇચ્છા કરી અને રૂપવાળી બની ઇ દ્રિ નાકાર બનેલી તે દાસીનુ નામ સુવર્ણગુલિકા પાડવામા આ યુ તે દાસી

બીજી ગુટિકા મોમા મૂકી મનથી વિચારે છે 'યોગ્ય વર વિના આ રૂપ શા કામનુ ? હાથી વિના અબાડી શા કામની ? તેજ રીતિએ યોગ્ય વરના અભાવથી મારૂ રૂપ નકામુ જાય છે હવે આ ઉદાયનરાજા તો મારા પિતા તુલ્ય છે તેથી ચડપ્રદ્યોતનરાજા મારો ભર્તાર થાઓ !'

## મૂર્તિ અને દાસી ઉપાડનાર ચડપ્રદ્યોતન

દેવીએ ચડપ્રદ્યોતનરાજા પાસે જઈને સુવર્ણગુલિકાના રૂપનુ વર્ણન કર્યુ રાજાઓ આમ પણ કાનના કાચા તો હોય અને તેમા વળી કામી હોય પછી પૂછવુ શુ ! રાજા વર્ણન સાભળી વ્યાકુલ થયો તેણે દાસીની માગણી કરવા ઉદાયનરાજા પાસે દૂત મોકલ્યો ઉદાયને કહ્યુ 'રાજાની આવી માગણી ? પેલો દૂત તો સુવર્ણગુલિકા પાસે ગયો અને રાજાની વતી પ્રાર્થના કરી દાસીએ કહ્યુ રાજાને જોયા પછી વાત દૂતે પણ પોતાના રાજાની પાસે જઈને બન્યુ તે કહી બતાવ્યુ

કામાધો શત્રુના ઘરમા પણ ઘસે છે રાત્રે અનિલવેગહાથી ઉપર બેસીને તે રાજા ત્યા આવ્યો જગલમા સકેત મુજબ તે દાસી તથા રાજા બને મળ્યા ચડપ્રદ્યોતનરાજા દાસીને કહેવા લાગ્યો 'હે પ્રિયે ! મારી નગરીએ ચાલ અને સ્થાનને શોભાવ' દાસીએ કહ્યુ 'આ મૂર્તિ વિના હુ જીવી શકુ તેમ નથી માટે આના સદૃશ એક બીજી મૂર્તિ બનાવો તો તે મૂર્તિને અહીં સ્થાપી, આ મૂર્તિ લઈને તમારી સાથે જરૂર આવુ' ચડપ્રદ્યોતનરાજા પોતાના નગરમા ગયો ત્યા તેણે ચદનની મૂર્તિ કરાવી તથા પાચસે મુનિના પરિવારવાળા કપિલઋષિ પાસે તે મૂર્તિની તેણે પ્રતિષ્ઠા કરાવી પછી વિધિપૂર્વક તે મૂર્તિ

લઈને તે રાજા અનિલવેગ હાથી ઉપર બેસીને બેરાનગરીએ આવ્યો ત્યા આવીને તેણે નતન પ્રતિમાને સ્થાપન કરી, દાસીએ અસલ મૂર્તિ ઉપાડી અને તેણી (સુવર્ણગુલિકા) રાજા સાથે અવંતીનગરીએ આવી

## દાસીપતિ

(दासो दासीपतिउ छेत्तट्ठी जो घरे य वत्तव्वो। आण कोवमाणो हतव्वो बंधियव्वो य ॥५७६॥ निशी० उ० १०)

પ્રભાતે ઉદાયનરાજા જિનમન્દિરમા જઈને જુએ છે તો માના રમાયેલી દીઠી તેથી માન્યુ કે આ મૂર્તિ મૂળમૂર્તિ નથી થાભવે લાગેલી પુતળાની માફક સુવર્ણગુલિકા દાસી પણ જોવામા ન આવી, અને હાથીઓનો ઝરતા મદ પણ બધ થયો હતો આ તમામ જોઈને ઉદાયનરાજાએ વિચાર્યુ કે 'નક્કી ચડપ્રદ્યોતનરાજા કે જેણે દાસીની માગણી કરી હતી, તે કામવિવશ બની આવ્યો હોવો જોઈએ અને તે પ્રતિમા અને દાસીને લઈ ગયેલો હોવો જોઇએ 'ઉદાયન ક્રોધે ભરાયો, તેણે તેને ચોર ગણ્યો અને મારવા માટે દશ મુકુટબદ્ધ રાજા સાથે તે અવતીનગરી ઉપર ચઢાઈ લઈ ગયો સગ્રામ થયો, ઉદાયનરાજાએ બાણથી હાથી ઉપરથી તેને નીચે પાડયો તથા તપાવેલી લોઢાની સળીએથી તેના કપાળમા મમ 'દાસીપતિ' અક્ષરો લખી, તેને કેદમા નાખ્યો

## મૂર્તિ ત્યા નહિ આવે!

પછી ઉદાયનરાજા દેરાસરમા જઈ નમન કરી સ્તુતિ કરી શ્રીજિનેશ્વરદેવને લેવા માડયા પણ મૂર્તિ સ્થાનથી ખસી નહિ એટલે રાજા બોલે છે 'હે નાથ' મારો કયો વાક છે કે

જેથી આપ મારી સાથે પધાર્યા નથી ' તે વખતે મૂર્તિનો અધિષ્ઠાયકદેવ બોલ્યો 'હે રાજન્ ! હવે વ્યર્થ આનંદ ન કર કેમકે તારૂ શહેર ધૂળથી દટાવાનુ છે માટે મૂર્તિ ત્યાં નહિ આવે !

ક્ષમાપના !

નજીક હવે આગળ ચાલ્યો. માર્ગમા ચોમાસુ આવ્યુ નજીક ત્યાજ પડાવ કર્યો, ત્યાં દશપુર (મંદસોર) વસ્યુ (આવ૦ હા૦ પૃ૦ ૨૯૯ થી ૩૦૦ આવ૦ ચૂ૦ પૃ૦ ૪૦૧) પર્યુષણામા ઉદાયનરાજાએ પૌષધ કર્યો ત્યારે રસોયાએ ચંડપ્રદ્યોતનને પૂછ્યુ 'આજ આપ શુ ભોજન લેશો?' ચંડપ્રદ્યોતન શંકાશીલ બની વિચારે છે 'કદી નહિ અને આજે આ પ્રશ્ન કેમ પૂછવામા આવે છે ? તે રસોયાને કહે છે 'આજે આમ પૂછવાનુ કાંઈ કારણ ?' રસોયો બોલ્યો 'રાજન્ ! પર્યુષણો પર્વના કારણે મારા સ્વામી(રાજા)ને આજે ઉપવાસ છે, તમારા માટે રસોઈ કરવાની છે' ચંડપ્રદ્યોતને રસોયાને કહ્યુ 'તે પર્વ જણાવી આપ્યુ તે ઘણુ સારૂ કર્યુ આજ મારે પણ ઉપવાસ છે' રસોયાએ આ સમાચાર ઉદાયનને આપ્યા એટલે હવે ઉદાયન વિચારે છે, 'અહો ! સાધર્મિક બંદિખાનામા હોય તો મારૂ પર્યુષણ શોભે નહિ' તેણે ચંડપ્રદ્યોતનને કેદમાથી કાઢી ખમાવ્યો દાસ કલંક છુપાવવા રત્નનો પટ્ટ આપ્યો સોનાનામણિરત્નનો પટ્ટ આપવા પૂર્વક તેને આખો અવંતિદેશ સોંપી દીધો (નિશીથ ચૂ૦ પ્ર૦ મા૦ પૃ૦ ૩૪૫) (ચૂર્ણિમા કુમારનંદિના સ્થાનમા અણગસેણ નામ છે) ચોમાસુ પૂરૂ થયેથી તે વીતભય નગરે આવ્યો મૂલપ્રતિમાની પૂજા માટે તેણે બારહજાર ગામ આપ્યા

હવે રાજા પ્રભાવતીદેવની આજ્ઞાથી નવી મૂર્તિની પૂજા કરે છે રાજા પોતાની પૌષધશાળામાં મધ્યરાતે વિચારે છે 'તે રાજાઓ, શ્રેષ્ઠિઓ અને સાર્થવાહોને ધન્ય છે, તેઓ નમસ્કાર કરવા લાયક છે કે જેઓએ શ્રીવીરભગવાન્ પાસે દીક્ષા લીધી છે જો સ્વામી મને પવિત્ર કરે, પધારે તો તેમના ચરણકમલમા પ્રવ્રજ્યા લઈ પવિત્ર થાઉં,' તેના મનોગત ભાવ જાણી ભગવાન ચપાથી ચાતુર્માસ કરી ત્યા આવ્યા કરી ત્યાથી રાજગૃહી ચોમાસુ કર્યું 'ભગવાન્ સિદ્ધાચલ આવ્યા નથી' એમ કહેનાર ઓએ વિચારવુ જોઈએ કે સિંધુસૌવીરમા એકેય ચોમાસુ નથી એનુ શુ ?

## ઉદાયનરાજા, રાજર્ષિ થયા

ઉદાયન રાજા કોણિકની માફક મહોત્સવપૂર્વક વદના કરવા નીકળ્યા ત્યા આવી વદના કરી, દેશના શ્રવણ કરી પોતાના પુત્ર અભીચિને રાજ્ય (અનર્થકરજાણી) ન આપતા, પિતાનુ રાજ્ય છે એવા પોતાના ભાણેજ કેશિને રાજ્ય આપ્યુ ભાણેજે કરેલા મહોત્સવપૂર્વક ઉદાયનરાજાએ દીક્ષા લીધી

## તીવ્ર તપશ્ચર્યા ! વિષ અપાય છે, મહરાય છે, આખરે વિષવ્યાપે છે, કેવલજ્ઞાન, મોક્ષ !

ઉદાયનરાજા હવે તીવ્ર તપશ્ચર્યા કરે છે રાગ ઉત્પન્ન થાય છે વૈદ્યે મુનિને નિદાન કરી કહ્યુ કે, તમારે દહીં લેવુ,' મુનિને હવે ગારી ની સ્પૃહા નથી ઉદાયનમુનિ વિહાર કરતા કરતા ભેરા તરફ ગયા દુનિયા કેવી વિચક્ષણ છે ! કર્મચડાલ પ્રધાનોએ પેના કેશિ (ભાણેજ) રાજાને ભરમાવ્યુ 'આ તારો મામો નીશ્ચથી કટાળી રાજ્ય લેવા પાછો આવે છે માટે તેનો વિશ્વાસ કરતો

ના! ખાનદાન હૃદયવાળા કેશિએ કહ્યુ કે 'તેનુજ રાજ્ય છે ભલેને લે! મત્રી ભોઠો પડ્યો, ફરી બીજી યુક્તિ કરી તે બોલ્યો 'હે રાજન્! રાજ્ય પુણ્યથી મળે છે આ રાજ્ય કાઈ તેણે તને નથી આપ્યુ પરન્તુ તારા પુણ્યમા હતુ તો મળ્યુ, માટે પુણ્યથી પ્રાપ્ત થયેલા રાજ્યને જવા ન દેવાય' કર્મચડાળે બસ ખર ચાવી ચગવી મુનિને ઝેર આપવાનો માર્ગ બતાવ્યો કેશિ રાજા ઉત્તમકુળનો છતા પ્રધાને પ્રેર્યો એટલે તેમ કરવા તૈયાર થયો ઢોર પાળવાવાળા પાસે રાજાએ મુનિને દહીંમા વિષ અપાવ્યુ પણ દેવતાએ સહરી લીધુ પછી દહીં ખાવુ બધ કર્યું રોગ વધવા લાગ્યો વળી દહીં ખાવા માડયુ ફરી ઝેર અપાયુ, ફરી દેવે સહર્યું આખરે દેવના પ્રમાદથી કોઈ વખત વિષ ન સહરવાથી શરીરમા ઝેર વ્યાપી ગયુ ઉદાયનમુનિએ અનશન સ્વીકાર્યું ત્રીશ દિવસ અનશન પાળ્યુ કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ અને ઉદાયનરાજર્ષિ મોક્ષે ગયા સિદ્ધિ સુદરીના સ્વામી બના

## ભેરાનગર ધૂળથી દટાયુ

દેવતાને ક્રોધ ચઢયો ધૂળની વૃષ્ટિ કરી, આખા નગરને ધૂળથી દાટી દીધુ ઉદાયનના પુત્ર અભીચિએ વિચાર્યું 'મારા પિતાએ મને રાજ્ય નહિ આપતા પોતાના ભાણેજને રાજ્ય આપ્યુ' આવી રીતે પોતાના પિતાને ધિક્કારતો, તે કેશિની સેવા તજી, પિતાના અપમાનથી રાજા કોણિક પાસે ગયો કોઈ વખત ભગવાન્ શ્રીમહાવીરદેવની વાણી સાભળી તે બોધ પામ્યો, શ્રાવક થયો પણ ઉદાયન પરત્વેનુ વેર છૂટતુ નથી! કર્મની પ્રકૃતિ વિચિત્ર છે

અંતે તે ૫૬૨ દિવસનું અનશન કરી વેર આલોવ્યા વિના કાળ કરી ભવનપતિમાં દેવતા થયો ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં જઈ મોક્ષ પામશે (મ૦ સૂ૦ ૪૯૦ થી ૪૯૧) (ત્રિ૦ પ૦ ૧૦ સ૦ ૧૧ શ્લોક૦ ૩૨૭ થી ૧૨ શ્લોક૦ ૨૫)

વી નિર્વાણથી ૧૬૬૯ વર્ષે, ધવના ઢગલામાંથી આ મૂર્તિને કુમારપાલગજા કાઢશે અને પૂજશે, એવું કથન છે

પર્વાશધનનું અવશ્યકર્તવ્ય

उत्सृज्य सावद्यमुदायनोऽसौ, श्रीपर्वघस्रषु निरीहभक्त्या। जग्राह धर्मं शुभयोगसयुत तद्वद्विधेयो व्रतिभिगृहस्थै ॥१॥ श्रीपर्वपुण्य कृत्यानि, श्रीलक्ष्मीसूरिणा मुदा। श्रीप्रेमविजयाद्यर्थं, व्याख्यानाय स्तुतानि च ॥

પર્યુષણાપર્વમાં પવિત્ર કર્તવ્યો અવશ્યમેવ કરવા જોઈએ

આ સમજી જેઓ પૌષધાદિ કરશે તેઓ મોક્ષ સુખને વિષે બિરાજમાન થશે

ઉદાયનરાજાએ સાવદ્યનો ત્યાગ કરીને નિઃસ્પૃહ ભક્તિવડે કરીને પર્વના દિવસોમાં શુભયોગસહિત ધર્મને ગ્રહણ કર્યો તેની માફક વ્રતવાળા એવા ગૃહસ્થોએ અર્થાત શ્રાવકોએ એ પર્વની આરાધના કરવી જોઈએ

શ્રીવિજયલક્ષ્મીસૂરિજીએ પ્રેમવિજયાદિ શિષ્યો માટે અને વ્યાખ્યાનને માટે આ રચેલા છે

卐

અને આ વચનાદિ જે કહેવાય તે નિરૂપણ, કથન વગેરે વ્યાખ્યાન અને કથનમાં અત્યારે પણ ભેદ તો ખરો ને? સભામાં થાય તે વ્યાખ્યાન અને સામા વગર વગર સભાએ ભેગા થયેલાઓને કહેવાય તે કથન તેવી રીતે ભગવાન પણ સમવસરણમાં, પરિષદમાં દે તે દેશના તે વિના કહ્યુ તે નિરૂપણ–કથન શ્રીકલિકાલ સર્વજ્ઞ ભગવાન જે ભગવાન શ્રીમહાવીરદેવની છેલ્લી દેશના કહે છે તે માનો કે સમવસરણમાંનો ભગવાનનો છેલ્લો ઢંઢેરો, છેલ્લો ઢંઢેરો છે

## છેલ્લો ઢંઢેરો

એ છેલ્લો ઢંઢેરો જાહેર કરતા પહેલા કલિકાલ સર્વજ્ઞ ભગવાન શ્રીહેમચંદ્રસૂરીશ્વરજીમહારાજા જણાવે છે કે મુણ્ડે મુણ્ડે મતિર્ભિન્ના મસ્તકે મસ્તકે જુદી જુદી મતિ હોય છે, તેથી દરેક બાબતમાં મતભેદ હોય છે પણ એક બાબત એવી છે કે જેમાં કોઈની મતિમાં ભેદ નથી એમાં મતભેદ કે વિવાદને અવકાશજ નથી ચાહ્ય તો સૂક્ષ્મ એકેન્દ્રિયનો જીવ હોય, ચાહ્ય પંચેન્દ્રિયનો જીવ હોય, ચાહ્ય તો નારકીનો જીવ હોય, ચાહ્ય તો દેવતાનો જીવ હોય પણ જીવ માત્રને ઈચ્છા સુખની છે (स वे पाणा पियाउया सुहसाया दुक्खपडिकूला अप्पियवहा पियजीविणो जीविउकामा, आचा०, उत्त०, नेमि पृ० १२८ सव्वे त्रि० ) એમાં લેશ પણ મતભેદ નથી કોઈ જીવ દુ:ખની ઇચ્છા કરતો નથી, સૌ સુખજ વાંછે છે સઘળા પ્રયત્ન, ધમાધમ, પ્રવૃત્તિપ્રવૃત્તિ જે કહો તે સુખનેજ માટે છે સુખ મળો, ન મળો તે વાત જુદી છે પણ ઇચ્છા અને આચરણા સુખની સુખ માટેની છે આ એક મતિ માત્ર શબ્દમાં કથ્યમાન છે

પદાર્થની વાત એટલે કે સ્વરૂપની વાત આવે ત્યા મતિમા ભેદો પડી જાય છે દેશને આઝાદી મળે, આબાદી મળે એમા તમામ નેતાઓ એકમત છે પણ આઝાદી કોને કહેવી, આબાદી કોને કહેવી ત્યા મતભે તેજ રીતે જીવમાત્રને સુખની ઈચ્છા છે એ વાત ભેદ વિનાની છે પણ સુખ કોને કહેવુ ત્યા મત ભેદ કેટલાક જીવો આત્માના સ્વાભાવિક સુખને ઇચ્છે છે જ્યારે કેટલાક જીવો પૌદ્ગલિક સુખને ઇચ્છે છે જીવોનો એક વર્ગ પૌદ્ગલિક સુખને ઇચ્છે છે એટલે કે કામને ઈચ્છે છે ઇદ્રિયોના વિષયોના સુખને ઈચ્છે છે, તેને અગે સ્વર્ગાદિ ઇચ્છે છે જીવોનો એક વર્ગ આત્માના સુખને એટલે કે મોક્ષને ઈચ્છે છે આ પ્રકારે ઈચ્છા જેમ ભિન્ન છે તેમ તેના રસ્તાઓ પણ ભિન્ન છે રસ્તો જુદો તેની ગાડી પણ જુદી એક માર્ગની ગાડી બીજા માર્ગને કામ ન લાગે સાધ્યના જુદાપણાને અગે સાધનો પણ જૂ।જ હોય

**અર્થ કઈ ધારણાએ પેદા કરાય છે?**

મોક્ષનુ સાધન ધર્મ છે જ્યારે કામનુ સાધન અર્થ છે કદાચ કોઈ કહે કે 'અર્થને માત્ર કામનુ સાધન કેમ કહો છો? ધર્મનુ પણ સાધન છે કેમકે દેરાસરો, પૂજા, પ્રતિષ્ઠા, પ્રભાવના, તીર્થયાત્રા, સઘભક્તિ, સ્વામિવાત્સલ્ય, ધર્મમહોત્સવો વગેરે અર્થથીજ થાય છે અર્થથી ધર્મના કાર્યો થાય એ વાત ખરી પણ અર્થ પેદા કરતી વખતે ધારણા કઈ છે? તમે શાક લેવા જાઓ છો ત્યારે દીટા, છોતરા પણ સાથેજ આવે છે ને! તમે કાંઈ દીટા, છોતરા લેવા ગયા નથી પણ એ સાથે આવેજ, પરતુ મુખ્ય મુદ્દો તો શાક લેવાનો છે તેમ અર્થ પેદા કરતી વખતે લાગણી કઈ છે તે તપાસો!

પૂજા, પ્રભાવનાદિની મનોવૃત્તિ છે કે મનકની, લોભની પરિ ન્હની તીનવૃત્તિ છે અર્થોપાર્જનની પ્રવૃત્તિ વખતે વૃત્તિ કઈ છે? જો પોતાને દ્રવ્યની જરૂર ન હોય અને ધર્મ માટેજ કમાતા હો તો તો ધર્મ તેમ કરવાની ના કહે છે કેમકે ધર્મ એટલે ઈચ્છાનો ત્યાગ. ધર્મ માટે પૈસા પેદા કરવા એટલે તો જાણી જોઈને કચરામા પગ મૂકવો અને પછી પગ ધોવા બેસવુ તેના જેવુ છે પૈસો શુ ધર્મ સસ્થાને આપી દેવા મેગનો છો? પૈસો કમાવાનો હેતુ ધન, ઇજ્જત, સાહ્યમી વગેરે વધારવા તથા વારસદારોને આપી જવાનો છે ને! પેદા કરેલા, સચય કરેલા અર્થમાથી સદુપયોગ કરી શકાય એ ખરુ પણ ત્યાગના પરિણામ હોય તો દ્રવ્યનો સદુપયોગ થઈ શકે

## ધર્મનો વાગે કયાકે ગાજ્યો?

જો ત્યાગના પરિણામ ન હોય તો ત્યાય દેવોત્તરમદિર જેવુ થાય કલકત્તા તરફ એવો રિવાજ છે ત્યા દેવાલય કરાવે તા તેની આવકમાથી કુટુબ નીભે એવુ ધોરણ ગણુ છે દેનો ત્તર એટલા માટે કે ઘરધણીને વેચવાની કે લેણદારને ટાચની સત્તા નહિ આપણો મુદ્દો એ છે કે ધન ધર્મ માટે કમાવાનુ નથી ધર્મ પાણ એમ કરવાની ના કહે છે કમાયેના ધનમાથી ધર્મ થઈ શકે જરૂર, પણ ઘરમા ચૂલો સળગાવવાનુ કાર્ય કાઈ ભીખારી, માગણ વગેરે માટે થતુ નથી ચૂલો તો ઘરનાને ભોજન માટે રસોઈ કરવા સળગાવાય છે રસોઈ થાય, અનાય ગાણના ભાગ્ના બચે અને સૂઝે તો ભીખારીના ભાગ્યમા સમજવુ તેમ અહીં પણ કમાવાય, ઘરના ખાનપાન મોજશોખના ખરચા કરાય, વસ્ત્રપાત્ર, ફર્નીચર, અનકારાદિ વસાવાય દેશનની ફીશી

આરીને પહોંચીનાય અને પછી ભચે અને સૂઝે તો 'ધર્મમા પણ આપવુ પડશે' એમ થાય એમ થાય તો અપાય રસોઈમા ભીખારીનો વારો છેલ્લો રાખ્યો તેમ અહીં પણ ધર્મનો વારો છેલ્લેજ રાખ્યો છે! ધર્મને અંગે વિચાર ક્યારે થાય છે? શરીર, કુટુંબ, નાત, જાત, ઇજ્જત વગેરે તમામને અંગે વિચારો પ્રથમ સૌ છેલ્લો વિચાર ધર્મને માટેનો?

## મેંડકાઉમના દરદીના બોલ્યા સામે ડૉક્ટર જુએ નહિ

ધર્મ અમૂર્ત છે, મૂર્તિમાન્ નથી તથા મહેર ધરાવનારો છે એટલે તમે જે ગમ્મા, ધર્મને અંગે દરેક પ્રસંગે વાપરો છો તે તે ખમે છે નહિ તો તમારા શબ્દો જોતા તો ઉપર અને ઘરમા તો શું પણ તે આગળેય ન આવે એ કયા શબ્દો? 'ફુરસદ નથી!' દુનિયાના દરેક કામમા તમને ફુરસદ મલે પછી તે ધધાનુ હોય, લગ્નનુ હોય, મરણનુ હોય, કોઈ સાજામાદાને જોવાનુ હોય વ્યવસાય વધારે હોય તો પણ ફુરસદ મેળવાય અને સામાયિકની વાત આવે, તો 'ફુરસદ નથી!' પૂજાની વાત આવે, 'ફુરસદ નથી!' પ્રતિક્રમણની કે દર્શનની કે કાઇ પણ ધર્મકાર્યની વાત આવે તો તમે ગોખીજ રાખ્યુ છે કે 'ફુરસદ નથી!' તમે ધર્મને ફુરસદીઓ રાખ્યો! આવો નાગો જવાબ સાભળી ધર્મ આગળેય આવે ખરો!

## ફુરસદ નથી

મહાનુભાવો! પણ ધર્મ સમજે છે કે મેંડકાઉમમાના દર્દીના બોલ્યા સામે ડૉક્ટરથી જોવાય નહિ અને જુએ તો તે ડૉક્ટર નહિ ડૉક્ટર સમજે છે કે બિચારો વાયુમગ્ન છે એટલે દર્દી કે 'ખબરદાર' અંદર આવવુ નહિ!'

ડૉક્ટર એની લવરીને લક્ષ્યમા લે નહિ તેથી એની ઓછી કીમત જાય અને ઉપચાર પણ કરે ધર્મ પણ સમજે છે કે આ જીવો બિચારા મોહમદિરાના નશાથી છાકટા બનેલા છે તેથી આવો ભામટો જવાબ આપે છે 'ફૂરસદ નથી' એમ કોઈને કહેવાય ખરૂ ? કેટલુ અપમાન ! અને તમે તો વારવાર એજ કહો એ ધર્મનુ ઓછુ અપમાન ? પણ ધન્વતરિધર્મ, નમા। બકવાદને લક્ષમા લેતો નથી જો એ એવુ લક્ષમા લે તો જેમ પેલો દીવાનાના બકવાદને લક્ષમા લે તો તે ડૉક્ટરજ નહિ તેમ અહીં પણ મોહમદિરાથી ઉન્માદવશબનેલાના પ્રજલ્પવાદને લક્ષમા લે તો તે ધર્મજ નહિ

## શિક્ષકનુ રાજીનામુ સ્વીકારાયુ

પેલા શિક્ષકનુ દૃષ્ટાન્ત મનનીય છે એક કોટ્યાધિપતિ શેઠે પોતાના પુત્રને કેળવવા ઘેર એક શિક્ષક રાખ્યો શિક્ષક માટેનો તમામ પ્રબધ શેઠે પોતાના ખરચેજ કરી દીધો. રહેવાને સ્થાનમા બગલો આપ્યો, ખાનપાન પણ ત્યા, વસ્ત્રાદિની ફીકર પણ શેઠને, તબિયત બગડે તો ઓષધની વ્યવસ્થા પણ ત્યાજ તાત્પર્ય કે શિક્ષકના જીવનને એવુ નિશ્ચિત બનાવ્યુ કે જેથી તે પોતાના પુત્રને સારી રીતે કેળવી શકે જેથી પોતાનો પુત્ર વાસ્તવિક કેળવણી સ્હેલાઇથી મેળવી શકે શિક્ષકની તહેનાતમા નોકર, ચાકર આદી તમામ હાજર રાખ્યુ આ શા માટે ? પુત્રને બરોબર કેળવવા, પાચેક વર્ષ પસાર થયા

એક વખત તે છોકરાને પાનની જરૂર પડી એટલે એકાદ રૂપીઓ આપી તે શિક્ષકને કહે છે "માસ્તર ! તમે જ્યારે આવો ત્યારે પાન લેતા આવજો' પેલા શિક્ષકને માઠુ લાગ્યુ એને

એમ થયુ કે "શુ આ મને નોકર સમજે છે?' તરત તેણે રાજી નામુ લખી શેઠને આપ્યુ શેઠે રાજીનામુ વાચ્યુ તેમા કારણ જણાવ્યુ ન્હોતુ શેઠને નવાઈ લાગી કે આટઆટલી સગવડ છતા પાચે વર્ષે આજે અચાનક આ શિક્ષક રાજીનામુ આપે છે એવુ કયુ કારણ ઉભુ થયુ છે? તેણે શિક્ષકને બોલાવી કારણ પૂછ્યુ શિક્ષકે કારણ જણાવ્યુ શેઠે તરતજ પગાર ચૂકવી રજા દીધી કેમકે શેઠને લાગ્યુ કે 'હવે તો રહે તોય આ શિક્ષક રાખવા યોગ્ય નથી વાત પણ ખરી, પાચવર્ષમા એ શિક્ષકે શીખવ્યુ શુ? 'આ શિક્ષક છે કે નોકર છે' એટલો ભેદ પણ જે ન સમજાવી શકે તે શિક્ષક કામનો શુ? જેનામા આપવા નથી એને અક ન આપવા તો શિક્ષક રખાય છે ને! એ છોકરાએ 'વાત લાવવાનુ બતાવ્યુ એ ખામી રાખવાની હતી શિક્ષકની હતી નહિ કે રાજીનામુ આપવાની

બે કાટા, બે ત્રાજવા રાખે તે કેવો ગણાય?

ધર્મ પણ સમજે છે કે, 'મારે આ જીવોને તૈયાર કરવાના છે એટલે 'ફૂરસદ નથી' એવુ બોલે છે એવી ફરિયાદ હોય? એ જીવો એવા છે માટે તો મારી જરૂર છે' જો દુનિઆ મિથ્યાત્વ, અવિરતિ, કષાય, રાગદ્વેષ વિનાની હોત તો તો ધર્મની જરૂર જ શી હતી?

કોર્ટમા જવુ પડે, દવાખાને જવુ પડે, મરણમા જવું પડે, ક્યાક અકસ્માત થાય ત્યા જવુ પડે એ તમામ પ્રસગોમા દુકાને તાળુ મારીને પણ જવાય [ ] પૂજા વ્યાખ્યાન, સામાયિક, પૌષધ, જાત્રા વગેરેમા 'ફૂરસદ નથી' એમ કહેવાય! ધર્મને તમે ફૂરસદના કાટે રાખ્યો છે અને દુન્યવી કાર્યોને

જરૂરના કાટે રાખ્યા છે દુનિયામા જે વેપારી બે જાતના કાટલા, બે ત્રાજવા રાખે તે કેવો ગણાય? પણ ધર્મ તમારી દયા ખાવા યોગ્ય હાલત સમજે છે થોડા સમયથી ગાડા બનેલાના બોલ્યા સામે ડૉક્ટર ન જુએ તો અનાદિકાલથી મોહમાયાની મદિરાથી ઉન્મત્ત બનેલાના બખાળા સામે ધર્મ ન જુએ માટે તો તમે 'ફૂરસદ નથી' કહો, ધક્કા મારો તો પણ ધર્મ તો પોતાનુ કાર્ય કરવાનો, કરવાનો, કરવાનો

**ધણીધોરી વગરની હાલતમા આધારભૂત કોણ?**

આ તો થઇ ધર્મના સ્વરૂપની વાત પણ તમારે વિચાર વાનુ ખરૂ કે નહિ? તમારે ધર્મની કિંમત સમજવાની જરૂર છે દુનિયાદારીનો નિયમ છે કે બેસવા, રહેવાને દોડવુ ભાગવુ તેવા પ્રસગે કેમ બન તેનો ખ્યાલ ન આવે રોજ માલમલીદા ખાનારને ભૂખ કેમ વેઠાય તેનુ ધ્યાન ન આવે નીરોગીને વૈદ્યની જરૂરિયાતની કલ્પના ન આવે તેવી રીતે કચનથી તમે ભરેલા છો, કુટુબથી પરવરેલા છો સ્ત્રીઓની સેવાથી પોતાને ખુશ-ખુશાલ માનો છો, કાયાથી જોરદાર છો એટલે તમને ભવિષ્યનો ખ્યાલ આવતો નથી આ ચારે ચીજો (કુટુબ, કચન, કાયા, કામિની)માથી એક પણ ચીજ આગલ જવાબદેનારી છે કે કેમ તેનો કદી વિચાર સરખો કર્યો? આ ચારેય ચીજ નિકાશના પ્રતિબધવાળી છે દેશાતરે જનાર માટે નિકાશના પ્રતિબધવાળી મિલ્કત શા કામની? જે વખતે ભવાતર કરવો પડે ત્યારે દુર્ગતિથી કોણ બચાવશે? નિરાધારપણામા ધણી-ધોરીવગરની પરિસ્થિતિમા આધારભૂત કોણ? એક માત્ર ધર્મજ

**છેલ્લે જે મોક્ષ આપે તે ધર્મ**

દુનિયામા આ રીતે ધર્મ જરૂરી છે ધર્મ કહેવો કોને?

જેના ઠેઠ મોક્ષ હોય તે ધર્મ તદ્ભવે, એક, બે ચાર ભવે કે કેટલા ભવે પણ જેના ઠેઠ મોક્ષ જરૂર હોય તે ધર્મ જેના ઠેઠ મોક્ષ ન હોય તે ધર્મજ નથી આટલુ લક્ષ્યમા લેશો તો સ્હેલાઈથી સમજી શકશો કે આત્મીય સુખ એટલે મોક્ષ, તેનુ સાધન ધર્મ તથા પૌદ્ગલિક સુખ એટલે કામ, તેનુ સાધન અર્થ મોક્ષ તથા કામ એ સાધ્ય છે જેના ધર્મ તથા અર્થ એ સાધન કે મોક્ષનુ સાધન ધર્મ છે, ધર્મનુ સાધ્ય મોક્ષ છે કામનુ સાધન અર્થ છે અર્થનુ સાધ્ય કામ છે અર્થ, કામ, ધર્મ અને મોક્ષ આ ચાર પદાર્થો જગતમા જાણીતા છે જગત માત્ર શબ્દ સમજે છે અર્થાત્ શબ્દમા તમામ એક મત છે સ્વરૂપની વાત આવે ત્યા મતભેદ કેમકે સ્વરૂપની સમજણના અભાનના લ્હેણી છે

## પુરૂષાર્થનો અર્થ

દુનિયાના વ્યવહારમા નજરના નમૂના તરફ નજર નાખશો તો આ વાત તરત સમજાશે ખારી મા લાહ્ય વાત્ર મળતી હોય છતા પણ તેને શીતળા કહેવામા આવે છે ખાવામા ખારૂ છે છતા 'મીઠુ' કહેવાય છે અને જે કશાય કામમા નથી આવતો છતા તેને મંગળવાર કહેવામા આવે છે આ તો જાણો છો ને ! તેજ રીતે કોઈ કહે કે અર્થ, કામ, ધર્મ તથા મોક્ષ એ ચારેય પુરૂષાર્થ છે તેમા બે, ચાર, પાચલાખ કમાયા તો 'અર્થ' નામનો પુરૂષાર્થ સાધ્યોને ! ચોરી, લૂટ કરી ભલે, પણ પૈસો મેળવ્યો એય પુરૂષાર્થ તો ખરોને ! રંડીબાજી કરી એય 'કામ' નામનો પુરૂષાર્થ સાધ્યોને !' આવુ વિચારનારે પુરૂષાર્થનો અર્થ સમજવાની જરૂર છે અહીં પુરૂષ એટલે 'મનુષ્ય' નથી, 'નર' કે 'નારી' નહી પણ 'જીવ' કે જીવ માત્ર, આ ચારને

સાધ્ય ગણે છે ચાહ્ય તો એકન્દ્રિયનો જીવ હોય કે ચાહ્ય તો પચેન્દ્રિયનો જીવ હોય, ચાહ્ય તો દેવતાનો જીવ હોય કે ચાહ્ય તો નારકીનો જીવ હોય, તેઓના સાધ્યનુ વર્ગીકરણ, અર્થ, કામ, ધર્મ, તથા મોક્ષ એ ચાર છે

## અર્થ નામથી અર્થ પર્યવસાને અનર્થ છે

દેવાધિદેવ શ્રીમહાવીરભગવાન્ પોતાની છેલ્લી દેશનામા, છેલ્લા ૮ દેશમા જણાવે છે કે જગતના જીવોના ચાર સાધ્ય છ અર્થ, કામ, ધર્મ તથા મોક્ષ આથી જીવોના બે વર્ગ પડી શકે એક વર્ગ આત્મીય સુખ માટે પ્રયત્ન કરનારો જ્યારે એક વર્ગ પૌદ્ગલિક સુખ માટે પ્રયત્ન કરનારો આત્મીય સુખ તે મોક્ષ તેનુ સાધન ધર્મ, પૌદ્ગલિક સુખ તે કામ તેનુ સાધન અથ

દુનિયા આ ચારેયને પુરૂષાર્થ કહે છે સસ્કૃત શિયાળને શિવ કહે છે શિવ એટલે ઉપદ્રવરહિતપણુ શિયાળ તો ઉપ દ્રવથી ભરેલી અને ઉપદ્રવ કરનારી જાત છે એજ રીતે અર્થ પુરૂષાર્થ ફક્ત નામથી અર્થ છે પણ પર્યવસાને તો અનર્થ છે અનર્થરૂપ છે

## સોજો શુ આરોગ્યનુ ચિહ્ન છે?

સોજો ચડે ત્યારે શરીર જાડુ દેખાય લાલ સુરખ મરખુ અને ચકચકતુ દેખાય પણ તેથી એ સોજો શરીરની તદુરસ્તી રૂપ ગણાશે? એ સોજો જો ન બેસાડાય તો સડો થાય તેવી રીતે અથ તથા કામ નામના પુરૂષાર્થો જો ન અટકાવાય તો તેનો છેડો અનર્થરૂપજ છે

## ન વિરમવા યોગ્ય એક મોક્ષજ છે

ત્યાં જેને છેડે અનર્થ ન હોય, જે સ્વતત્ર અર્થમા

સમર્થ હોય એવો પુરુષાર્થ કયો? એવો પુરુષાર્થ મોક્ષ છે મોક્ષ મેળવી આપનાર સાધન ધર્મ છે તે ધર્મના ક્ષમાદિ દશભેદ છે

खंती अ मद्दवऽज्जव मुत्ती तवसंजमे अ बोद्धव्व। सच्च सोच
आकिंचण च बंभ च जइधम्मो॥ (नव तत्त्व गा० २५०)

દુનિયા જેને અર્થ માની (પુરુષાર્થ માની) તેની પાછળ દોડે છે તેનાથી તો વિરમવું જ જોઈએ સવ્વાઓ પરિગ્ગહાઓ વેરમણ, સવ્વાઓ મેહુણાઓ વેરમણ પરિગ્રહથી તથા મૈથુનથી સર્વથા વિરમવું તે વ્રત છે એટલે અર્થ તથા કામ તો હેય છે તેથી તેનાથી વિરમવાનું છે ખરી વસ્તુ, સાચો પદાર્થ, વાસ્તવિક તત્ત્વ તે જ ગણાય કે જેનાથી વિરમવાનું હોય નહિ ધર્મ એ મોક્ષનું સાધન જરૂર, મોક્ષ માટે તે આદરવા યોગ્ય બાકી એ પણ છેવટે તો છોડવાનો છે હોડીનો ઉપયોગ નદી પાર ઉતરવા પૂરતો છે સામે કાંઠે ગયા પછી હોડીને ગળે બાંધીને કોઈ ઘેર લઈ જાય છે? રેલ, વાહનનો ઉપયોગ ગામના પાદર સુધી, સ્ટેશન સુધી, પછી? પછી તેમાંથી ઉતરવાનું જ મોક્ષ જ સાચો પુરુષાર્થ છે કેમકે તેનાથી વિરમવાનું નથી મોક્ષ એટલે આત્મીય શાશ્વત સુખ જ્યાં છે તે પરમધામ એ સુખ પાછું ન જાય, ન પલટાય, ન ઘસારો પામે, ન તેમાં લેશ પણ ફેરફાર થાય

આ મોક્ષ રૂપ ધામે પહોંચાડે માટે ધર્મ એ દૃષ્ટિએ પુરુષાર્થ અને ત્યાં સુધી તે ઉપાદેય

ધર્મ ક્ષમાદિ દશ પ્રકારે છે જેનું વધુ વર્ણન અગ્રે વર્તમાન

卐

ચરમ-શાસનપતિ-શ્રીમહાવીર-દેવ-

# (૨) અન્તિમ દેશના

---

( દીપાલિકાપર્વ )

---

अर्थस्तु मोक्ष एवैको धर्मस्तस्य च कारणम् । संयमादिर्दशविधः, संसाराम्भोधितारणः ॥१॥ ( त्रि० प० स० १३ श्लो० २६ )

## સુખની ઇચ્છાને અંગે મતભેદાદિને અવકાશજ નથી

કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ શ્રીહેમચંદ્રસૂરીશ્વરજીમહારાજ ભવ્યજીવોના ઉપકારને માટે ત્રિષષ્ઠિશલાકાપુરુષ ચરિત્રની રચના કરતા દશમાપર્વમાં ભગવાન્ શ્રીમહાવીરદેવની રચનામાં તેમની છેલ્લી દેશનાનું નિરૂપણ કરે છે શ્રીમહાવીરદેવે કેવલજ્ઞાન, કેવલદર્શન પ્રાપ્ત કર્યું પોતાની મોક્ષની સ્થિતિ નિયત કરી મોક્ષજ શાશ્વત સુખનું ધામ છે અને તે ધર્મથી સાધ્ય છે એવો છેલ્લો ઉપદેશ, છેલ્લો સંદેશો, છેલ્લી શીખામણ જે કહી તે એ તારક દેવાધિદેવે સર્વ સંઘને જણાવ્યું પંચાવન કલ્યાણવિપાકના અધ્યયનો, પંચાવન પાપવિપાકના અધ્યયનો, છત્રીશ અપૃષ્ટપ્રશ્નો જ કહ્યા તે દેશના નહિ પણ તે નિરૂપણ કહેવાય બારે પર્ષદા વચ્ચે, સમવસરણમાં બિરાજમાન થઇને

જે કહેવાય તે દેશના અને સામાન્યથી સમુદાય સમક્ષ કહેવાય તે કથન એ દેશનામા ભગવાને જે કહ્યુ, જે આદેશ કર્યો, જે ઢઢેરો જાહેર કર્યો તેને કનિકાનમર્વન ભગવાન્ ભવ્યાત્માઓના હિતાર્થે પ્રકાશે છે

દરેક જીવોની ઇચ્છા, ધારણા, મનોરથ, પ્રાર્થના ભિન્નભિન્ન હોય છે ઇચ્છાદિકમા દરેક જીવોની મતિ વહેચાઇ ગઈ છે એક વસ્તુ મતભેદ વગરની છે અને તે 'સુખ' એકેન્દ્રિયથી પચેન્દ્રિયપર્યંત, નારકીથી દેવતાપર્યંત કોઇ જીવ એવો નથી કે જેને સુખની કામના (ઇચ્છા) ન હોય દરેક ગતિમાના જીવને, દરેક જાતિમાના જીવને, જીવ માત્રને ઇચ્છા માત્ર સુખનીજ છે સુખની ઇચ્છાને અગે મતભેદ, વિચારભેદ કે સાધ્યભેદને અવકાશજ નથી

## આત્મીયસુખ તથા પૌદ્ગલિકસુખ વચ્ચે આકાશ જમીનનુ અતર છે

દરેક જીવ સુખ ઇચ્છે છે એ વાત ખરી પણ એ શબ્દ માત્રથી જયા સુખના સ્વરૂપની વાત આવે ત્યા ભેદ પડી જાય છે શબ્દથી તો જેમ ઝવેરી હીરો ઇચ્છે છે તેમ બાળક પણ હીરો ઇચ્છે છે પણ ઝવેરી જે હીરો ઇચ્છે છે તેમા તથા બાળક જે હીરાની ઇચ્છા રાખે છે તેમા મહાન્ અતર છે બાળકની પાસે વીંટીમાનુ નગ રાખો (હીરો રાખો) અને કુમકુમના કાચનુ લોલક રાખો તો તે બાળક હીરો માનીને કોને લેશે પેલા નગને નહિ અડે પણ કાચના લોલકનેજ પકડશે જેમ ઝવેરી હીરાનો ગરજુ છે તેમ બાળક પણ છે પરન્તુ તે મા યનયવશાત્ હીરાના સ્વરૂપને જાણતો નથી સમજતો

નથી, તેજ રીતિએ તમામ જીવો સુખના અર્થી છે, દુખના અર્થી કોઈ નથી, આતુ ઇના સુખના સ્વરૂપને સમજનાર વર્ગ અલ્પ છે સુખ બે પ્રકારનુ છે એક આત્માનુ સ્વાભાવિક (ઘરનુ) સુખ અને પૌદ્ગલિક (બાહ્ય થી મેળવેલુ કૃત્રિમ,) સુખ જેમ કાચના ટુકડા તથા ખાણના હીરા વચ્ચે રાતદિવસનો ફેરફ છે તેમ આત્મીયસુખ એટલે સ્વાભાવિકસુખ તથા પૌદ્ગલિક સુખ એટલે કૃત્રિમ સુખ વચ્ચે આભાશ જમીનનુ અતર છે

## સિદ્ધોનુ સુખ

કયુ સુખ ઈચ્છવુ એજ પ્રશ્ન મહત્વનો છે એક વખત અલ્પ હોય તો પણ પ્રાજ્ઞ મનુષ્ય તો સ્વાભાવિકસુખની જ ઈચ્છા કરે, કૃત્રિમસુખની ઇચ્છા કરે નહિ મોક્ષનુ સુખ તો કેવુ છે? શાસ્ત્રકાર એનુ પ્રમાણ આ રીતે બતાવે છે કે આ જગતમા વધારેમા વધારે સુખ અનુત્તરવિમાનના ગણાય છે અનાદિ કાલના અતીતકાલમા અનુત્તર વિમાનના અનત દેવોએ જે સુખ ભોગવ્યુ, વર્તમાનમા જે ભોગવે છે અનાગતકાલે તે દેવો જે સુખ ભોગવશે તે બધાને એકઠુ કરીએ અને તેનો અનતી વખત વર્ગ કરીએ તે અને સિદ્ધ પરમાત્માના એક સમયના સુખને અધા અધા ભાગે કરતા જઇએ તો તે સુખથી પણ પેલુ અનતાવર્ગ વાળુ સુખ અનતમા ભાગે છે ( णवि अत्थि माणुमाण तं सोक्खं णवि य स व्वदेवाण । ज सिद्धाण सोक्खं अव्वाबाह उवगयाण ॥१३॥ ज देवाण सोक्ख सव्वद्धापिण्डियं अणतगुण । ण य पावइ मुत्तिसुह णताहिं वग्गवग्गूहिं ॥ १४ ॥ सिद्धस्स सुहो रासी सव्वद्धापिण्डिओ जइ हवेज्जा । सोऽणतवग्गभइओ स व्वागासे ण माएज्जा ॥ १५ ॥ औप० पृ० ११६ )

## ચડતો ચોખો

એક બ્રાહ્મણ ઉપર એક રાજા પ્રસન્ન થયો અને 'માગ, માગ, માગે તે આપુ' એમ કહ્યુ બ્રાહ્મણે કહ્યુ "રાજન્! અમે તો ભિક્ષુક, અમારે ગામ, નગર, ખેતર, વાદર ન જોઈએ જો આપ પ્રસન્ન થયા હો તો ચડતો ચોખો આપો' ચડતો ચોખો એટલે આજે ચોખાનો એક દાણો, કાલે બે દાણા, પછી ચાર, પછી આઠ, પછી સોળ એમ બમણા બમણા દાણા સમજી લેવા હવે પ્રથમ આરભમા તો ન જણાય પણ આગળ વધતા એ ચડતો ચોખો આપવામા તો રાજા પણ ભૂખ થઈ જાય!

## મનુષ્ય સખ્યા

અઢીદ્વીપમા ગર્ભજ મનુષ્યની ઉત્કૃષ્ટ સખ્યા જણાવવા શાસ્ત્રકારે છન્નુ વખત બેવડા અકો કરવાનુ કહ્યુ છે અર્થાત્ છન્નુ વખત જેને ભાગી શકાય તેવી સખ્યા (अ—सर्वस्तोका मनुष्या , षण्णवति च्छेदनकच्छेदराशिप्रमाणत्वात (प्रज्ञा० पृ० ११०), आ—अथवा एक रूप स्थापयित्वा तत षण्णवतिवारान् द्विगुणद्विगुणीक्रियते कृत च सद्यदि तावत्प्रमाणो राशिर्भवति ततोऽवमात्यमेष षण्णवतिच्छेदनकदायी राशिरिति। विचा० ७० पृ० ९८ ) એમ કરવાથી બત્રીશ અક આવે ઉદાહરણ તરીકે દશહજારના પાચ અક, દશ લાખના સાત અક તેમ બત્રીશ અક આવે (?) જ્યારે ચડતે ચોખે કે બેવડુ કરે આ સ્થિતિ, તો અનતી વખત વર્ગનુ તો પૂછવુ જ શુ! વર્ગ તો જાણો છો ને! ૪ × ૪=૧૬ × ૧૬=૨૫૬ પાછા ૨૫૬ ને ૨૫૬ ગુણવા પડે હવે વિચારી જુઓ કે સિદ્ધનુ સુખ કેટલુ! જીવનુ સ્વાભાવિક શાશ્વત સુખ મોક્ષમા છે

## 'ભવ્ય' એવો ચાદ કોને મળે ?

પૌદ્‌ગલિક સુખથી ઘેવાયલાઓ કેવલી- વચન કહે છે કે 'મોક્ષમા સુખ શુ ? નહિ ખાવાનુ, નહિ પીવાનુ, નહિ પહેરવા ઓઢવાનુ, નહિ હરવા ફરવાનુ કોઈ કહેશે કે ત્યા સુખ શુ ?' એ બિચારાઓને સુખ કેવલ ખાનપાનાદિમાજ દેખાય છે નાના બચ્ચાને આબરૂની સમજણ હોતી નથી એટલે એ તો એમજ કહેવાના કે 'આબરૂના શુ ફાકડા ભરાય છે, તે શુ દીંચાય છે, કે શુ પહેરાય ઓઢાય છે !' એ બચ્ચુ 'આબરૂ એ અપૂર્વ ચીજ છે' એમ જાણતુ નથી, તેની કિંમત ખાવાપીવાના હિસાબે આકે છે તેજ રીતે અહીં પણ પુદ્‌ગલાનંદીઓ મોક્ષનુ સુખ સમજવાનુ પણ સામર્થ્ય ધરાવતા નથી અનાદિ કાલથી જીવો કર્મની ગુલામીથી અને પુદ્‌ગલની પરાધીનતાથી ટેવાઈ ગયા છે, અને તેથી તેવા પ્રાણીની દૃષ્ટિ તેવીજ હોય છે

બકરાના ટોળામા ઉછરેલો સિંહ બકરાના ટોળાનેજ પોતાનુજ કુટુંબ માને છે તેજ રીતે અનાદિકાલથી કર્મની જંજીરોથી જકડાયેલાઓને, પુદ્‌ગલની પરાધીનતાથી રંગાયેલાઓને મોક્ષની ઈચ્છા થવી, મોક્ષ મેળવવાનો યત્ન થવો તો દૂર રહ્યો પણ મોક્ષનુ નામ સાભળવુ પણ મુશ્કેલ થઈ પડ્યુ છે આટલી વાત ધ્યાનમા હોવાથી શ્રીતીર્થકરદેવે પ્રથમ પરીક્ષામા પસાર થનાર માટે જે પ્રમાણપત્ર (સર્ટિફિકેટ) નક્કી તેનુ મૂલ્ય સમજાશે એ પ્રમાણપત્ર કયુ ? એ ચાદ કયો ? ભવ્ય !

એ ચાદ કોને મળે ? ખાસી મળે ? મોક્ષ છે' એમ માનવુ એથી એ ચાદ મળે 'મોક્ષ' અસ્તિત્વને માનનાર એ ચાદનો અધિકારી થઈ ચૂકયો છોકરો જ્યા સુધી તદ્દન નાહાન

હોય ત્યા સુધી 'આબરૂ'ની કલ્પના પણ એને હોય નહિ જરા સમજણો થાય એટલે એને કાંઈક એમ થાય કે 'આબરૂ છે' 'આબરૂ છે' એમ માનતો થાય એટલે એ સમજણો ગણાય તેમ અહીં પણ હજી કરતો કારવતો કાંઈ નથી પણ 'મોક્ષ છે' એટલુ માને તે ભવ્ય ગણાય જૈન શાસનની પ્રથમ પરીક્ષાજ એ છે મોક્ષ માત્ર શબ્દાર્થ પૂરતો સમજનો નહિ જેમકે કીડી, મંકોડી કે કોઇ પણ ત્રસ જીવ જરા દબાણમા આવે કે છુટકારો ઈચ્છે એવા મોક્ષની અહીં વાત નથી સકલ કર્મ રહિત થઈને આત્માએ પોતાના શુદ્ધ સ્વરૂપમા રહેવુ તેનુ નામ મોક્ષ આવુ પણ ધામ છે કે જ્યા આત્મા શાશ્વત્ અનંત સુખમય સ્થિતિમા રહે છે અને તેનુજ નામ મોક્ષ ( આવ૦ નિ૦ ગા૦ ૧૨૮ થી ૧૨૦ ), निसेसकम्मविगमो मुक्खो जीवस्स सुद्धरूवस्स । साइ अपज्जवसाण अव्वाबाह अव थाण ( श्रा० प० गा० ८३ ) એ મોક્ષ છે એટલુ માને તે ભવ્ય !

## ભવ્યત્વ, શુક્લપાક્ષિક, સમકિતી, એ ચાદોનુ ફલ

હવે પ્રશ્ન થશે કે ભવ્યત્વનો ચાદ મળ્યાથી ફાયદો શો ? કમકે રાજદરબારી ચાદ, ઇલ્કાબ મળે છે એટલે તો ચાદુ પડ્યા જેવી હાલત થાય છે જેમ ચાદુ પડે એટલે એમાથી રસી વહ્યાજ કરે તેમ સરકારી ચાદ મળે એટલે દરેક નાના મોટા પ્રસંગે તેણે પૈસા ભરવામા અને કામ કરવામા ઊભુજ રહેવું પડે, આગલ થવુ જ પડે આ ચાદ એવો નથી અહીં તો જેને એ ચાદ મળ્યો એને માટે મોક્ષ નક્કી થઈ ગયો એ જીવને, 'ભવ્ય' ઈલ્કાબધારી જીવને મોક્ષ મળવાનો, મળવાનો અને મળવાનો જ !

હવે એ જીવ આગળ વધે, મોક્ષ માન્યા પછી, મોક્ષ માટે ક્રિયા કરે એ ક્રિયા ભલે સવળી કરે કે અવળી કરે પણ મોક્ષ માટે કરે તેને બીજો વાદ 'શુક્લપાક્ષિક' નામનો મળે चरमे पुद्गलावर्त्ते यतो य शुक्लपाक्षिकः । (यो० बिं श्लो ७२। જૈન શાસનમાંનો આ બીજો વાદ મેળવનારને એક પુદ્ગલપ । વર્ત્ત સમયની અંદરજ મોક્ષ મળે મોક્ષ મળેજ પછી આગળ વધે મોક્ષ માટેજ બધી ક્રિયા કરે, બીજી બધી ક્રિયાને નકામી માને, મોક્ષને પરમ તત્ત્વ માને તેનાજ માટે તમામ પ્રવૃત્તિ કરે, તેજ હેતુએ શુદ્ધ દેવ શુદ્ધ ગુરુ, શુદ્ધ ધર્મને માને એટલે ત્રીજો વાદ 'સમકિતી એ નામનો મળે 'સમ્યક્ત્વધારી' વા' મેળવવાનુ ફલ, અર્દ્ધપુદ્ગલપરાવર્ત્ત સમયની અંદર મોક્ષ નક્કીજ अंतोमुहुत्तमित्तंपि फासिअं हुज्ज जेहि सम्मत्तं। तेसिं अव ड्ढपुग्गल, परिअट्टो चेव संसारो ॥ ( नवतत्व गा० ५३ )॥ દુનિયાની વાત તરફ નજર કરીએ, કલ્પવૃક્ષ કે ચિંતામણિ માગ્યે અગર કોઈ દેવ પ્રસન્ન થાય તો મળવામાં બાકી રહે ? માગનાર ચૂકે એ વાત જૂદી તેમ જૈન શાસન પણ એવું છે કે માગનાર ચૂકે તો ચૂકયો ! એ તો કહે છે 'તું મોક્ષ માગ!' મોક્ષનો મનોરથ કરે તો મોક્ષ પણ મારે મેળવી દેવો ! મોક્ષ માટે કમ કમ તો એક પુદ્ગલપરાવર્ત્ત જેટલા સમયની અંદર મોક્ષ મેળવી દેવો અને મોક્ષ માટેના પ્રયત્નમાં તન્મય થા તો અર્દ્ધપુદ્ગલપરાવર્ત્ત જેટલા સમયની અંદર મોક્ષ મેળવી દેવો

## તમે સુખને ભોગવો છો કે સુખ તમને ભોગવે છે?

આવો મોક્ષ મેળવે કોણ ? ઇચ્છે અને તેના માટે પ્રયત્ન કરે તે મોક્ષ ઇચ્છે કોણ? દુનિયા તરીકે જોઈએ છીએ કે

ભાગ્યશાળી જો ઉંઘમાથી ભડકીને ઉઠે તો તેના મોમાથી ઇંદ્રાસન શબ્દ નીકળે અને અભાગીઓ જો ઉંઘમાથી ભડકીને ઉઠે તો તેના મોમાથી 'નિદ્રાસન' શબ્દ નીકળે તેજ રીતિએ અહીં પણ ભાગ્યવાન્ જીવો આ માનાજ સુખને માગે અને ભાગ્યહીન જીવો પૌદ્ગલિક સુખને માગે

આથી જીવોના બે વર્ગ એક આત્માના સુખને વાચ્છનારો વર્ગ અને બીજો પૌદ્ગલિક સુખને વાચ્છનારો વર્ગ આ બીજ સુખ (મોક્ષ) મેળવવાના સાધ્યનુ સાધન ધર્મ છે પૌદ્ગલિક સુખ (કામ) મેળવવાના સાધ્યનુ સાધન અર્થ છે આ રીતે અર્થ, કામ ધર્મ, અને મોક્ષ એ ચારને પુરૂષાર્થ જગતમા કહેવામા આવે છે, કોઈ પણ જીવ આ ચાર નિવાયના સાધ્યવાળો નથી પુરૂષ એટલે જીવ, આ ચાર (અર્થકામાદિ) સાધે છે માટે તેને પુરૂષાર્થ કહેવામા આવે છે જગત્ આખાની ભાવના ચાર પ્રકારની છે

શ્રીમહાવીરદેવ છેલ્લા દેશનામા ભવ્યાત્માઓના ઉપકાર માટે ફરમાવે છે કે સાધના તેજ કહેવાય કે જેનુ ફળ સારૂ હોય તમારા દુનિયાના વ્યવહારને તપાસો ! કોઈ છોકરાએ આગળી બાળી સાવુ અફાળ્યુ કે ટાટીઆ ઘસ્યા એ પણ ઉદ્યમ તો ખરો કે ને ? પણ પરિણામ શુ ? પૌદ્ગલિક સુખો એટલે પરાધીનતાની બેડીમા જકડાવુ તે પ્રાચીન કાળના લોકો હજી તેવા સુખને ભોગવતા હતા પણ આજે તો તમે સુખને નથી ભોગવતા પણ સુખ તમને ભોગવે છે તમે કહેશો કે જીવ સુખને કે સુખ જીવને મળે તેમા ફેર શો ? 'ફલાણા શેઠની નાતના અમે' તથા 'અમારી નાતના એ શેઠ' આ બેમા ફરક ખરો કે નહિ ?

પ્રથમના વાક્યમા મહત્તા શેઠની છે, પછીના વાકયમા મહત્તા નાતની છે પ્રાચીન કાલના મનુષ્યો સુખને ભોગવતા હતા

## શ્રેણિકાદિ દૃષ્ટાન્ત

શ્રેણિક જેવા રાજકુમારને ગાધીઆણાનો ધધો પણ આવડતા હતો ને ? અભયકુમાર જેવો રાજકુમાર શ્રેણિકનો મુખ્ય મત્રી પાચસે પ્રધાનોનો અધિપતિ, રાજ્યધુરા વહન કરનારો, તે વિશાલાનગરીમા, ચેડા મહારાજાના મહેલની પાસે, એક નહિ પણ સર્વ ચીજ વેચવાની દુકાન ખોલે, તેવો વેપાર મહિનાઓ સુધી ખેડે છતા કોઈથી ઓળખાય નહિ વિચારો કે સયોગ ઉપર એમનો કેટલો અને કેવો કાબૂ ! એવા ટેવાયેના કે સુખ ભોગવવાના પ્રસગે ભોગવે પણ વિષમ વખતે સુખને એક બાજુ ધકેલી પણ દે શાલિભદ્ર સરખા કે જેમને શ્રેણિકના ખોળામા બેસતા, જરાવારમા પ્રસ્વેદ છૂટી જાય અને એજ શાલિભદ્ર અગ્નિ ધખધખતી શિલા ઉપર અનશન કરે આ જીવો સુખને લાત પણ મારી શકતા હતા તેઓ સુખના સ્વામી હતા, સેવક નહોતા ધન્નાજી જેવાએ વાત માત્રમા, 'કહેવુ તો સ્હેલુ, કરનારને ખબર પડે કે કેટલુ મુશ્કેલ ! 'આટલુ પોતાની પ્રિયતમાના (શાલિભદ્રની બ્હેનના) મુખે સાભળવા માત્રમા સસારનો પરિત્યાગ કર્યો, સયમ લીધુ, પાળ્યુ, અને અનશન કરી સદ્ગતિ સાધી તાત્પર્ય કે તેઓ સુખને ભોગવતા હતા આજે તમને સુખ ભોગવે છે

રોજ શાક ખાવાને ટેવાયના તમને, દશ તિથિ શાકનો ત્યાગ કરનો પડે તેમા મોટી મૂઝવણ ! ખાવુ ન ભાવે ! શાક વિના ગળે ન ઉતરે, લૂખુ ગળે અટકે, આયબિલ ન થાય

આ દશા ! કહો, ખોરાક ને તમે ખાઓ છો કે ખોરાક તમને ખાય છે ? જે ખોરાકને ખાય તેને આ ન ભાવે, આ ભાવે, આયબિલ ન થાય, એવુ ન હોય એવુ જેને થાય તેની ગણના ખોરાકથી ખવાયેલામા ગણાય કે પોતાની સ્થિતિ પોતેજ વિચારી લ્યો કે, પૌદ્ગલિક સુખને અગે પણ તમે સુખ ભોગવો છો કે સુખ તમને ભોગવે છે ? તમે ખોરાક ખાઓ છો કે ખોરાક તમને ખાય છે ?

જેઓ સુખને ભોગવનારા છે તેઓ સુખ આવે ત્યારે વિવેકપૂર્વક ભોગવી શકે છે, પોતાની ઇચ્છાનુસાર એને બાજુએ ખસેડી પણ શકે છે અને સુખ ચાલ્યુ જાય કે ન્યૂન થાય તો તને તે માટે ઓછતો થતો નથી જેઓ ખોરાકને પોતે ખાનારા છે તેને કદી 'આ ભાવે, આ ન ભાવે' એવુ થતુ નથી, જે પ્રસગે જે મળ્યુ તે ગળે ઉતરેજ, પછી તે ચોપડયુ હોય કે લૂખ્ખુ હોય એવા આત્મા ષટ્રસ ભોજન જેવા આનદથી જમે તેથી અધિક આનદથી આયબિલ પણ કરી શકે જે બિચારાઓ સુખથી ભોગવાય છે તેઓ સામાન્ય સુખમા પણ છકી જાય છે, અને જરા ઓછુ થતા હાયવોય કરવા મડી પડે છે અને દુખ આવે ત્યારે તો માથા કૂટે છે ! જે પામરો આ તો નથી ભાવતુ, લૂખુ ખાતા ગળે અટકે છે' એવુ કહે છે તેવાઓ ખોરાકથી ખવાયેલા સમજવા

## કયો ચાલ્લો વલ્લભ છે ?

પુરૂષાર્થ ચાર કહેવામા આવ્યા પણ વાસ્તવિક પુરૂષાર્થ કયો ? શબ્દથી તો કેસર, કકુનો પણ ચાલ્લો કહેવાય અને કાળી મેશનો પણ ચાલ્લો કહેવાય પણ કોઈને ચાલ્લો કરવા

જાઓ તો તે કયો પસંદ કરશે? કયો સમજશે? કેશર, કંકુનોકે કાજલનો! કાજલનો પણ કહેવાય તો ચાંલ્લોજ છતા તે ગણાય અનિચ્છનીય ત્યારે શબ્દ માત્ર ઉપયોગી ગણાય નહિ પણ રહસ્ય તરફ જોવુ જોઈએ સાચુ સુખ આત્મીય છે પૌદ્ગલિક સુખ, સુખ કહેવાય ભલે પણ તે કુતરા મારવામા વપરાતી ઝેર મિશ્રિત બરફી જેવુ છે પૌદ્ગલિક સુખો લાગે ગળ્યા, મીઠા પણ વિપાકે ભયકર છે, દારૂણ છે દુર્ગતિમા તથા દુર્ગતિની પરપરામા જીવને જકડી રાખનારા છે

**ધર્મ આવશ્યક, અવશ્યમેવ પણ કયા સુધી?**

આત્મીય સુખ મળશે કયા છે? મોક્ષમા આત્માનુ સપૂર્ણ, સર્વદા રહેનારૂ સુખ મોક્ષમા જ છે માટે મોક્ષ જ સાચો પુરૂષાર્થ છે મોક્ષ એકજ પુરૂષાર્થ છે સ્હેજે તર્ક થઈ શકે કે 'અર્થ તો અનર્થરૂપ તથા કામ વિપાકે ભયકર છે એટલે એને તો હેય ગણી પુરૂષાર્થની ગણનામા વાસ્તવિક દૃષ્ટિએ ન લેવાય તે સમજ્યા પરન્તુ ધર્મ તો મોક્ષનુ સાધન હોવા છતા એને ય એ ગણનામા નહિ? ધર્મ માટે કહેવાય છે કે તે ધન પણ દે, કામ પણ દે અને મોક્ષ પણ દે તો પછી એ તો ઉપાદેયની કોટિમા ખરોને?" જરૂર ધર્મ મોક્ષનુ સાધન અને આદરણીય, પણ તે કયા સુધી? ગોળ ગાંગડો લાવો તેમા તો બારદાન કાપી અપાય છે પણ શાકમા દીગ, છોતાં તો તોલમા સાથેજ આવે છે, શાકની કિંમતમા જ તોલાય છે છતા તેને ગળે ઉતારાય છે? કેળા કે મોસબી છોલીને કોઈ વેચે છે? એની છાલ એનુ રક્ષણ છે તમે ખાતી વખતે તો કાઢીજ નાખોને? તેમ ધર્મ ઉપાદેય ખરો છતા ત્યાજે બાધ

વાનો નહિ! ચમકના ના! ખુનાસો માટે કે શાસ્ત્ર જેમ ધમ ક્રવાનુ કહે છે તેમ છોડવાનુ પણ કે છે ધર્મ જોડવો? ના! ક્યારે? ઘો। ઉપર બેસીને તમે નાકકને ઘર જઓ પણ આગળે ઘોડો છોડી ઘો કે ઘ મા ય લઇ જાઓ? ઘોડાનુ કામ હોય ત્યા સુધી તે રખાય

## ધર્મની જરૂર ક્યા સુધી?

ધર્મ પણ કુટુબના, અર્થના, સયોગના, શરીરના ભોગે પણ ક વાનો, આચરવાનો જરૂર પણ મન કર્મથી મુક્ત થવાય ત્યા સુધીજ એની આવશ્યકતા ધર્મનુ કામ કર્મમાત્રથી મુક્તિ મેળવી આપવાનુ મુક્તિ મળે પછી ધર્મની જરૂરિયાત નથી મોક્ષમા ધર્મની જરૂર નથી જ્યા અધર્મ નથી ત્યા ધર્મની જરૂર હોયજ નહિ સસારમા અધર્મ છે તેથી ધર્મ કરવાની આવશ્યકતા છે જો કે ધમ પુરૂષાર્થ છે પણ આત્મી કહે એટલે મોક્ષના પગથીયા સુધી સ્ત્રી ચૂલો સળગાવેવો નાખે પણ રસોઇ થાય, થઈ રહે ત્યા સુધી પછી લાકડા ભર્યા જાય તો રધાયેલુ દાઝે અને એ રસવતી કરનારી મૂર્ખી ગણાય રસોઈ થાય ત્યા સુધી લાકડાની જરૂર પપુ રસોઈ થઈ ગઈ બાણ્ણામા રસોઇ બાદ પપુ લાકડા નહિ

## જૈનદર્શન ને ઇતરદર્શનમા ધર્મના લક્ષણમા ભેદ

ધર્મ મોક્ષનુ સાધન છે (चतुवगडग्रणीर्मोक्षो यो० गा०) માટે તે પુરૂષાર્થ જરૂર અને મોક્ષ પ્રાપ્તિ સુધી આચરવાની પણ જરૂર છે અહીં જન શીણતમા પણ ઉતરવુ પડશે અ ય દર્શનીઓ કહે છે કે 'જેનાથી સસારમા ઉદય મળે અને સિદ્ધિ પણ મળે તે ધર્મ' જૈનદર્શન કહે છે કે

'જેનાથી સ્વર્ગ મળે તથા અપવર્ગ (મોક્ષ) મળે તે ધર્મ' (યોગ૦) તર્ક વશે કે આ બે માન્યતામાં ફરક શો? ભાઈ પણ માનો જણ્યો અને બ્હેન પણ માની જણી ફરક ખરો કે નહિ? મામી તથા ફોઈમાં ફરક ખરો કે નહિ? ઇતર દર્શનીઓ દેવલોક માટે પણ ધર્મ કરવાનો કહે છે એટલે કે મોક્ષની જેમ દેવલોકને (સ્વર્ગને) પણ સાધ્ય માને છે જ્યારે જૈનદર્શન દેવલોકને પ્રાપ્ય માને છે, સાધ્ય મોક્ષનેજ માને છે ખેડુત ખેતી કરે છે તેમાં ઉદ્દેશ અનાજ મેળવવાનો છે ઘાસ મેળવવાનો નથી, ઘાસ ઉગે છે ખરૂં તેજ રીતિએ ધર્મ કરવામાં ઉદ્દેશ મોક્ષનો છે પણ સ્વર્ગાદિ પ્રાપ્ય છે ઇતર મન્તવ્યમાં સ્વર્ગ પણ ઉદ્દેશ તરીકે છે ઇતરમન્તવ્ય તથા જૈન મન્તવ્યમાં ફરક આ છે

## દૃષ્ટિ ફેરવો! દિશા બદલો!! ભાન થયું હોય તો ગુલાટ મારો!!!

જૈનદર્શન ધર્મને સ્વતંત્ર પુરૂષાર્થ નથી માનતું પણ સ્વતંત્ર પુરૂષાર્થ મોક્ષ મેળવવાના સાધનરૂપ પુરૂષાર્થ અવશ્યમેવ માને છે મોક્ષ પુરૂષાર્થ તો એવો કે ફળ્યો તે ફળ્યો મળ્યો તે મળ્યો પછી કદી ટળે નહિ, પલટે નહિ, તેમાં લેશ પણ ન્યુનપણું આવે નહિ ચાર પ્રકારના–કેશર, કંકુના તથા કાજલના તેમ અર્થ, કામ પણ કહેવાય પુરૂષાર્થ, ધર્મ, મોક્ષ પણ કહેવાય પુરૂષાર્થ અર્થ અને કામ એ બે પુરૂષાર્થ કાજલના ચાંદલા જેવા છે જેને વ્હાલા હોય તે ગ્રહણ કરે, પણ શાસ્ત્રકાર તો એ બેને હેયજ કહે છે અરે ત્યાં સુધી કહે છે કે તે નામ માત્ર 'અર્થ' છે કિન્તુ 'અનર્થ' છે પરમ અર્થ

તો મોક્ષ જ છે, અને તેના સાધન સ્વરૂપે અર્થ ધર્મ જ છે

એક વકીલ જરા ભાગ વગેરે પીને આવેલો તે ન્યાયાધીશ પાસે દલીલ કરતા પોતાના અસીલને બદલે પ્રતિપક્ષના લાભની દલીલ બાજી કરવા લાગ્યો. દોઢ કલાક વાણી પ્રવાહ ચાલુ રહ્યો વકીલ જરા પકાતો હતો એટલે આશ્ચર્ય વચ્ચે ન્યાયાધીશે પણ ધૈર્યથી શ્રવણ કર્યું એના અસીલે એક ચિઠ્ઠી લખી મોકલી તે વાંચતા વકીલને ભાન આવ્યું અને તેણે બાજી પલટી તેણે એવી ગુલાંટ મારી, 'માઈ લોર્ડ આટલો લાંબો વખત મેં આપનો લીધો છે તે મારા અસીલના લાભ માટે જરૂરી છે, કેમકે પ્રતિપક્ષનો વકીલ આ બધી દલીલો આપની સામે રજુ કરવાનો જ, પણ તે ઉચિત નથી, કેમકે' એમ કહીને તેના પ્રતિકાર રૂપ પાછું અસીલના લાભમાં પોતાનું વક્તવ્ય શરૂ કર્યું આચાર્ય મહારાજ ભવ્યાત્માઓને આ રીતિએ ગુલાંટ મારવાનું દૃષ્ટિ ફેરવવાનું દિશા બદલવાનું ફરમાવે છે

## મોક્ષ જોઇએ તો સાધન ધર્મ આચર્યે જ છૂટકો!

મોક્ષ પુરૂષાર્થ કાંઈ ધારવાનો નથી તમે તેના માટે ઉદ્યમ કરો કે ન કરો તો પણ તે તો જ સ્વરૂપે છે તે જ સ્વરૂપ છે અને રહેવાનો મોક્ષ એ ક્રિયાનો વિષય નથી મનનો, કેવળ મનનો વિષય છે અજવાળું સારૂ છે, પ્રકાશ આપે છે, હીરા તથા પત્થર અલગ રૂપે બતાવે છે, સાપ કે વાંછી બતાવે છે, ખાડો, ટેકરો કે સીધી જમીન દેખાડે છે, પણ તે અજવાળું હાથવે ઘડે કે ગાંઠવે લેવાય? નહિ અજવાળું જેઓને સારૂ લાગતું હોય તેઓએ અજવાળાના સાધનો મેળવવા જોઇએ મોક્ષની પ્રાપ્તિ કરવી હોય તો તેના સાધનને

'જેનાથી સ્વર્ગ મળે તથા અપવર્ગ (મોક્ષ) મળે તે ધર્મ' (યોગ૦) તર્ક થશે કે આ બે માન્યતામાં ફરક શો? ભાઈ પણ માનો જણ્યો અને બ્હેન પણ માની જણી ફરક ખરો કે નહિ? મામી તથા ફોઈમાં ફરક ખરો કે નહિ? ઇતર દર્શનીઓ દેવલોક માટે પણ ધર્મ કરવાનો કહે છે એટલે કે મોક્ષની જેમ દેવલોકને (સ્વર્ગને) પણ સાધ્ય માને છે જ્યારે જૈનદર્શન દેવલોકને પ્રાપ્ય માને છે, સાધ્ય મોક્ષનેજ માને છે ખેડુત ખેતી કરે છે તેમાં ઉદ્દેશ અનાજ મેળવવાનો છે ઘાસ મેળવવાનો નથી, ઘાસ ઉગે છે ખરું તેજ રીતિએ ધર્મ કરવામાં ઉદ્દેશ મોક્ષનો છે પણ સ્વર્ગાદિ પ્રાપ્ય છે ઇતર મન્તવ્યમાં સ્વર્ગ પણ ઉદ્દેશ તરીકે છે ઇતિરમન્તવ્ય તથા જૈન મન્તવ્યમાં ફરક આ છે

## દૃષ્ટિ ફેરવો! દિશા બદલો!! ભાન થયું હોય તો ગુલાંટ મારો!!!

જૈનદર્શન ધર્મને સ્વતન્ત્ર પુરૂષાર્થ નથી માનતું પણ સ્વતન્ત્ર પુરૂષાર્થ મોક્ષ મેળવવાના સાધનરૂપ પુરૂષાર્થ અવશ્યમેવ માને છે મોક્ષ પુરૂષાર્થ તો એવો કે ફળ્યો તે ફળ્યો, મળ્યો તે મળ્યો પછી કદી ટળે નહિ, પલટે નહિ, તેમાં લેશ પણ ઉણપ આવે નહિ ચાર પ્રકારના–કશ, કકુના તથા કાજળના તેમ અર્થ, કામ પણ કહેવાય પુરૂષાર્થ, ધર્મ, મોક્ષ પણ કહેવાય પુરૂષાર્થ અર્થ અને કામ એ બે પુરૂષાર્થ કાજળના ચાલ્લા જેવા છે જેને વ્હાલા હોય તે ગ્રહણ કરે, પણ શાસ્ત્રકાર તો એ બેને હેયજ કહે છે અરે ત્યાં સુધી કહે છે કે તે નામ માત્ર 'અર્થ' છે કિંતુ 'અનર્થ' છે પરમ અર્થ

તો મોક્ષ જ છે, અને તેના સાધન સ્વરૂપે અર્થ ધર્મ જ છે

એક વકીલ જરા ભાગ વગેરે પીને આવેલો તે ન્યાયાધીશ પાસે દલીલ કરતા પોતાના અસીલને બદલે પ્રતિપક્ષના લાભની દલીલ બાજી કરવા લાગ્યો દોઢ કલાક વાણી પ્રવાહ ચાલુ રહ્યો વકીલ જરા પકાલો હતો એટલે આશ્ચર્ય વચ્ચે ન્યાયાધીશે પણ ધૈર્યથી શ્રવણ કર્યું એના અસીલે એક ચિઠ્ઠી લખી મોકલી તે વાચતા વકીલને ભાન આવ્યુ અને તેણે બાજી પલટી તો એવી ગુલાટ મારી, 'માઈ લોર્ડ આટલો લાંબો વખત મેં આપનો લીધો છે તે મારા અસીલના લાભ માટે જરૂરી છે, કેમકે પ્રતિપક્ષનો વકીલ આ બધી દલીલો આપની પાસે રજુ કરવાનો જ, પણ તે ઉચિત નથી કેમકે' એમ કહીને તેના પ્રતિકાર રૂપ પાછુ અસીલના લાભમા પોતાનુ વક્તવ્ય શરૂ કર્યું આચાર્ય મહારાજ ભવ્યાત્માઓને આ રીતિએ ગુલાટ મારવાનુ દૃષ્ટિ ફેરવવાનુ, દિશા બદલવાનુ ફરમાવે છે

## મોક્ષ જોઇએ તો સાધન ધર્મ આચરે જ છૂટકો!

મોક્ષ પુરુષાર્થ કાઇ ધારવાગો નથી તમે તેના માટે ઉદ્યમ કરો કે ન કરો તો પણ તે તો જે સ્વરૂપે છે તે જ સ્વરૂપે છે અને રહેવાનો મોક્ષ એ ક્રિયાનો વિષય નથી મનનો, કેવલ મનનો વિષય છે અજવાળુ સારૂ છે, પ્રકાશ આપે છે, હીરા તથા પત્થર અલગ રૂપે બતાવે છે, સાપ કે વીંછી બતાવે છે, ખાડો, ટેકરા કે સીધી જમીન દેખાડે છે, પણ તે અજવાળુ કોથળે, ઘડે કે ગાડવે લેવાય? નહિ અજવાળુ જેઓને સારૂ લાગતુ હોય તેઓએ અજવાળાના સાધનો મેળવવા જોઇએ મોક્ષની પણ ઇચ્છા હોય તો તેના સાધનને હસ્તગત કર

છટકો મોક્ષ પ્રાપ્તિનુ પરમ સાધન ધર્મ છે, અને મોક્ષ એ આત્માનુ સ્વીય સ્વરૂપ–સદતર વિશુદ્ધ સ્વરૂપ માત્ર છે એ ધર્મ પ્રાપ્ત થાય ત્યારે મોક્ષને સાધી શકાય ધર્મ પોતાને જ્યા સુધી વ્હાલો ન લાગે ત્યા સુધી મોક્ષ થાય નહિ

## સસારથી તારનાર ધર્મના સયમાદિ દશ પ્રકાર

આ મગનભાઈ, આ છગનભાઈ, આ મણિભાઈ એ ખરૂ, પણ મનુષ્યત્વ બધામા વ્યાપક છે, તેમ ધર્મ પોતે જૂદો જૂદો રાર્થ નથી, પણ પ્રકારે પ્રકારે વ્યાપક છે મોક્ષના સાધનરૂપ ધર્મના સયમાદિ દશ ભેદો છે

કોઈ કહેશે કે 'અનુકપા તથા 'માર્ગાનુસારિપણાથી પણ ધર્મ તો કહેવાય છે ને? વાત ખરી, પણ અહીં પ્રાધીયા રૂા ધર્મની વાતનો પ્રસગ નથી પુણ્ય લાભ ધર્મની, સ્વર્ગ આપનાર ધર્મની અહીં વાત નથી, પણ સસારસમુદ્રથી તારનાર, મોક્ષ આપનાર ધર્મની આ દેશના, ભગવાનની છેલ્લી દેશના શ્રીમહાવીરદેવ શ્રીમુખે, શ્રીસઘ્લ સઘને, તેવા ધર્મના દશ ભેદ જણાવે છે

જે ભવ્યાત્મા પુરૂષ કે સ્ત્રી, બાલક કે જુવાન આ પ્રમાણે સમજીને સયમાદિ દશ પ્રકારના ધર્મને આરાધશે તે ઉત્તરોત્તર આ ભવ પરભવ કલ્યાણ મગલિકની માલાને ધારણ કરી પ્રાતે શિવરમણીની વરમાળા એ શાશ્વત્ મગળમાળાને ધારણ કરશે, એટલે કે મોક્ષ સુખમા બિરાજમાન થશે

卐

# જ્ઞાન પંચમી દેશના

## સૌભાગ્ય પંચમી

ज्ञान श्रेष्ठगुणो जीवे, मोक्षमार्गप्रवर्तक ।
भवाब्धि सुतारणे पोत, शृङ्गार सिद्धिसद्मन ॥१॥

### જીવનો ગુણ મુખ્ય જ્ઞાન

શાસ્ત્રકારમહારાજા ભવ્ય જીવોના ઉપકાર માટે જીવના ગુણની મહત્તા વર્ણવતા જણાવે છે કે જીવનો મુખ્યગુણ જ્ઞાન ગુણ છે (जीवो उवओगलक्खणो उत्त० अ० २८ गा० १ ) જીવને માત્ર એકલું જ્ઞાન હોય છે એમ સમજવાનું નથી દર્શન, ચારિત્ર, સુખ દુઃખ આયુષ્ય ધારણ, નામકર્મ ગોત્રકર્મ અને અંતરાયવેદન ઇત્યાદિ સઘળા ગુણો જીવને છે (जीवा णमट्ठकम्म पगडीतो चिणिंसु वा चिणंति वा चिणिस्सति वा, तं –णाणावरणिज्ज दरिसणावरणिज्ज वेयणिज्ज मोहणिज्ज आउय नाम गोत्त अंतरातितं० १ × वेय ५ ठा० पृ० ४१६ ) સુખ, દુઃખ વેદના એ સઘળા લક્ષણો જીવના છે ( एगे पुण्णे, एगे पावे, ठा० पृ० १९, सुहेण य दुहेण य, उत्त० अ० २८ गा० १० ) સમ્યક્ત્વ, મિથ્યાત્વ એ લક્ષણો પણ જીવોના જ છે (जीवकिरिया दुविहा पन्नत्ता, तं० सम्मत्तकिरिया चेव, मिच्छत्तकिरिया चेव, ठा०पृ० ३

આ સઘળા લક્ષણો અજીવનો આશ્રય કરીને રહેલા છે એમ કોઈ માનતુ નથી, છતા "ઉપયોગો લક્ષણ" (ત૦ અ૦ ૨ સૂ ૮) એ દૃષ્ટિએ શાસ્ત્રકારમહારાજાઓએ જ્ઞાનગુણને જ આત્માનુ મુખ્ય લક્ષણ ગણેલુ છે

**જીવના ગુણ અંગે શંકાઓ**

હવે પ્રશ્ન એ થાય છે કે આત્માના આઠ ગુણ છતા શાસ્ત્રકાર જ્ઞાનગુણને જ આત્માનુ લક્ષણ શા માટે જણાવે છે? બીજી શંકા એવી પણ થવાનો સભવ છે કે જો આપણે આત્માના બીજા બધા ગુણો છતા એકલો જ્ઞાનગુણ જ માનીએ છીએ, તો પછી બીજી બાજુએ બીજા કર્મોને પણ બાજુએ રાખીને આપણે એકલા જ્ઞાનાવરણીકર્મને જ માનીએ અને બીજા કર્મોને ન માનીએ તો શુ વાધો છે? જીવના જો આઠ કર્મો માનીએ છીએ તો જીવ પણ આઠ સ્વભાવથી યુક્ત છે એવુ જ માનવુ પડે, કારણ કે જીવના કર્મ અને જીવના લક્ષણ એ બેની વચ્ચે આવાર્ય આવરક ભાવ રહેલો છે વળી જીવના જ આઠ લક્ષણ હોય, અર્થાત્ જો જીવ પોતેજ આઠ સ્વભાવોથી યુક્ત હોય, તો તો જીવ જ્યારે દેવ પદને પામીને મોક્ષનો અધિકારી થઇ સિદ્ધપદે જાય છે, ત્યા પણ એની સાથે જીવના સ્વભાવસિદ્ધ આઠ લક્ષણો રહેવાના છે (अनन्त केवलज्ञान, ज्ञानावरणसंक्षयात्। अनन्त दर्शन चैव दर्शनावरणक्षयात् ॥१२०॥ शुद्धसम्यक्त्वचारित्र क्षायिके मोहनिग्रहात। अनन्ते सुखवीर्य च, वेद्यविघ्नक्षयात्क्रमात् ॥१२१॥ आयुष क्षीणभावत्वात्, सिद्धानामक्षया स्थिति । नाम गोत्रक्षयादेवामूर्तानन्तावगाहना ॥१२२॥ गुण क्र० पृ० ९७)

અને જીવના જો આઠ લક્ષણ છે તો પછી અષ્ટ ગુણ લક્ષણ જીવ" કહેવાવો જોઇએ, પરતુ આમ ન થતા જીવનુ લક્ષણ માત્ર જ્ઞાન જ માનવામા આવ્યુ છે તો મોક્ષમા માત્ર જ્ઞાન જ સાથે રહે છે ? અને બીજા સઘળાનો નાશ થઈ જાય છેશુ ?

## આઠ કર્મો કેમ કહ્યા છે ?

વળી કર્મનો જ જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે એવો પણ પ્રશ્ન ઉપસ્થિત થાય કે શાસ્ત્રકારમહારાજાઓએ જો આઠ કર્મો કહ્યા છે તો પછી પ્રતિક્ષણે ઉપયોગી લાગતુ એવુ અતરાય કર્મ પહેલુ શા માટે કહ્યુ નથી ? દાન, લાભ, ભોગ, ઉપભોગ, વીર્ય ઇત્યાદિ ચીજો દરેક ક્ષણે પ્રવર્તનારી છે વળી નામકર્મ પણ જન્મ પહેલાથી જ છે આત્મા આયુષ્ય લઈને આવે છે તે પણ આગલા ભવથી લઈને જ આવે છે જ્યા એક ભવ પૂરો થાય કે કે ત્યા જ બીજા ભવના આયુષ્યનો આરભ થાય છે, અને તે જ દૃષ્ટિએ જગતનો સઘળો વ્યવહાર ચાલે છે છતા આના કોઈ પણ ગુણને શાસ્ત્રકારોએ આત્માનુ લક્ષણ કહી દીધુ નથી આયુષ્ય કે જેના ઉપર દેખીતી રીતે જીવનો મુખ્ય આધાર છે, તેને પણ આત્માનુ લક્ષણ કહેવામા આવ્યુ નથી આયુષ્યને જીવના લક્ષણની કાટીમા નાખ્યુ નથી, અને માત્ર "ઉપયોગો લક્ષણ" એને અનુસરીને જ્ઞાનગુણને જ આત્માનુ લક્ષણ માની લીધુ છે એનુ કારણ શુ હોવુ જોઇએ ?

## જ્ઞાનાવરણીય કર્મ પહેલુ કેમ ?

ઉપરની સઘળી શકાઓ શાતપણે વિચારી જોઇએ છીએ ત્યારે તેના કથનમા શાસ્ત્રકારોનો રહેલો આશય અને તેમની સર્વોત્કૃષ્ટ તત્ત્વદૃષ્ટિની સમજ પડે છે શાસ્ત્રકારોએ જ્ઞાનાવરણી

કર્મને સૌથી પહેલા કહ્યુ છે તેનો અર્થ એ છે કે જ્ઞાન આત્માનુ પ્રધાન લક્ષણ છે, અને જ્ઞાનાવરણી કર્મ એ પ્રધાન ગુણનુ જ આવરણ કરતુ હોવાથી જ્ઞાનાવરણી કર્મની ગણના સૌથી પહેલી કરવામા આવી છે જો નામગોત્રાદિ આત્માનો મુખ્ય ગુણ હતે તો તો નામગોત્રાદિ કર્મોને જ પહેલા કહેવા પડ્યા હોત, પરતુ નામગોત્રાદિ આત્માનુ મુખ્ય લક્ષણ નથી માટે નામગોત્રાદિ કર્મો પણ જ્ઞાનાવરણી કર્મને સ્થાને પ્રથમ સ્થાનને પામતા નથી

## જ્ઞાનાવરણીય પાંગળુ

જ્ઞાનાવરણી કર્મ સ્વય તો જો કે પાગળુ છે, તેનો સઘળો આધાર મોહ ઉપર રહેલો છે મોહનુ અસ્તિત્વ હોય છે, ત્યા સુધી જ્ઞાનાવરણી કર્મનુ પણ અસ્તિત્વ હોય છે, અને જ્યા મોહ નાશ પામે છે, ત્યા જ્ઞાનાવરણી કર્મને પણ તરત જ વિદાયગીરી લેવી પડે છે મોહના નાશ સાથે જ્ઞાનાવરણી કર્મનો પણ નાશ થઈ જવા પામે છે દશમા ગુણસ્થાનકને છેડે મોહ બધ થવા પામે છે (आरोहति मुनि सूक्ष्मसपराय गुणास्पदम् ॥७२॥ गु०) અને જ્યા દશમા ગુણસ્થાનકને છેડે મોહ બધ થાય (किंतु स सूक्ष्मलोभाशान् क्षयपन् द्वादश व्रजेत् ॥ गु०) કે બારમા ગુણસ્થાનકે જ્ઞાનાવરણીય કર્મને બધ થવુ જ પડે છે (अन्त्ये दृष्टिचतुष्क च, दशक ज्ञानविघ्न यो । क्षपयि वा मुनि क्षीणमोह स्यात्केवलात्मक ॥८१। गुण० क्र० ) તે પછી જ્ઞાનવરણી કર્મ બધાના પામતુ જ નથી જ્ઞાનાવરણી કર્મ જ્ઞાનનુ આવરણ કરનારૂ છે અને મોહ એ તેના પગ છે મોહ જ્યા હોતો નથી ત્યા જ્ઞાનાવરણીનુ અસ્તિત્વ પણ હોતુ નથી, આવુ છતા શાસ્ત્રકારોએ મોહની કર્મને જ્ઞાનાવરણીયકર્મની

પહેલા મૂકી દીધુ નથી (૩૦ ટી પ્ર૦ ૬૪૧ લી ૧૭ થી ૨૪)

## જ્ઞાન આગળ મોહ ૨ક

આપણે આગળ કહી આ યા છીએ કે જ્ઞાનાવરણી કર્મ એકનુ તે પાગળુ જ છે, તેનો મુખ્ય આધાર મોહની કર્મ ઉપર જ છે જ્ઞાનાવરણી કર્મને શરીરના મ યભાગને સ્થાને રાખીએ અર્થાત્ ગરીરના મધ્યભાગ સાથે તેને સરખાવીએ તો મોહની કર્મ પગ સમાન છે મોહ ત્યા સુધી જ ટકી શકે છે કે જ્યા સુધી જ્ઞાનનો ઉદય થવા પામેલો હોતો નથી જ્યા જ્ઞાનનો ઉદય થવા પામે છે, જ્ઞાનની જ્યોતિ નીકળે છે, ત્યા મોહ અધમનો વિનાશ થાય છે જ્યા જ્ઞાનની ઝાખી સરખી પણ થવા પામે છે કે ત્યાથી મોહ નાશવા માડે છે, અને જ્યા મોહનો નાશ થયો કે તે પછી જ્ઞાનાવરણીનો પણ અત આવે છે તેરમે ગુણસ્થાન ક કેવળજ્ઞાન થાય છે, ત્યારે મોહનો અત દશમે ગુણસ્થાનકે જ આવી જાય છે જ્ઞાનાવરણીયકર્મના આધારભૂત તેને ટકાવી રાખનાર, તેને સ્થભાવી રાખનાર મોહની છે, પ તુ મોહ એટલો બધો બાયલો અને ડરકણ છે અર્થાત્ શક્તિહીન છે કે જ્યા જ્ઞાનની છાયા પડે કે કે ત્યાથી મોહ નાશવા માડે છે જ્ઞાનની રસિઓ જોયા પછી ઉભા રહેવાની મોહમા તાકાત રહેવા પામતી નથી જ્ઞાનાવરણીયકર્મને લાવનાર, તેને સ્થભાવનાર, તેનુ પોષણ કરનાર મોહ છે, પરતુ જ્ઞાનગુણ આગળ મોહ રક છે જ્યા જ્ઞાનગુણથી શરૂઆત થઈ કે ત્યા જ મોહ નાશવા માડે છે, એટલે જ આત્માનો મુખ્ય ગુણ "જ્ઞાન" ગણેલો છે

## આત્માના ગુણોમા અ યદર્શન અણજાણ

હવે આત્માના મુખ્ય ગુણ તરીકે જો આપણે જ્ઞાનને

ગ્રાણીત કર્યુ છે, તો આ સ્થળે નાનાવરણીને પણ પ્રથમ સ્થાને બેસાડવુ જ પડે છે, કારણ કે આત્માના ગુણ તરીકે આપણે જ્ઞાનગુણ માનીએ છીએ, તે જ્ઞાનગુણને નાનાવરણી કર્મ રોકે છે એટલા જ માટે નાનાવરણીયકર્મ પહેલુ માનવામા આવ્યુ છે જૈનદર્શન અને અન્ય દર્શનોમા કર્મ સબધી એટલો તફાવત છે કે અન્યદર્શનકારો કર્મ અને કર્મના ભેદો સુધી ગયા જ નથી જૈનદર્શને તત્ત્વવેત્તાની દૃષ્ટિએ કર્મોનુ પૃથક્કરણ કરીને તેના આઠ ભેદો–આઠ સ્વરૂપો છે તેથી કર્મના આઠ ભેદો કહ્યા છે અન્યદર્શનીઓ કર્મના ભેદો સુધી નથી ગયા તેનુ કારણ એ છે કે તેઓએ આત્માના આઠ ગુણો પણ શોધી કાઢ્યા નથી આ મા આઠ ગુણથી યુક્ત છે એવુ ઉચુ તત્ત્વજ્ઞાન તેમની બુદ્ધિમા વસી શ ક્યુ નથી અને આત્માના આઠ ગુણો તેમના સમજવામા ન આવ્યા હોવાથી તેઓ આઠ કર્મ સુધી ન પહોચી શકે એ તો તદન સ્વાભાવિક વસ્તુ છે

**જ્ઞાનાવરણી પહેલુ**

જૈનશાસ્ત્રની દૃષ્ટિએ જ્ઞાનાવરણીયકર્મને મુખ્ય કહ્યુ છે, તે નાનાવરણીયકર્મની મુખ્યતાએ તેને પ્રથમ કહ્યુ નથી કેટલેક સ્થળે જન્મ પ્રમાણે અનુક્રમ રખાય છે, તો કેટલેક સ્થળે વસ્તુનો ક્ષય કેવી રીતે થાય છે તે પ્રમાણે પણ અનુક્રમ રાખવામા આવે છે નાનાવરણીય કર્મનુ પ્રથમ સ્થાન એમાની એકે ય દૃષ્ટિએ રાખવામા આવેલુ નથી અનતાનુબધી કષાયની (सप्तकोत्तरमोहस्य, प्रज्ञमाय क्षयाय्त्रा। गुण० क्र गा ३४॥) માફક પહેલા જ્ઞાનાવરણીકર્મ જાય, અને તે પછી દર્શનાવરણીયકર્મ જાય તેમ પણ થવા પામતુ નથી તે જ પ્રમાણે નાના

વરણીયકર્મ સૌથી પહેલા બંધાતુ પણ નથી, તે જ પ્રમાણે તે સૌથી પહેલા ક્ષય પણ પામતુ જ નથી, તે છતા તેની ગણના પહેલી કરવામા આવી છે તેમા એ જ વસ્તુ હેતુ રૂપે છે કે જ્ઞાન એ આત્માનુ લક્ષણ છે, અને તે લક્ષણનો અંતરાય કરનારૂ જ્ઞાનાવરણીકર્મ છે, એ જ દૃષ્ટિએ જ્ઞાનાવરણીકર્મને સૌથી પહેલુ સ્થાન મળ્યુ છે (ઉ ભા૦ પૃ૦ ૬૪૧)

### દર્શનાદિ ચેતનને અંગે જ છે

જેમ જ્ઞાન એ આત્માનો ગુણ છે, તે જ પ્રમાણે દર્શન એ પણ આત્માનો ગુણ છે, પણ દર્શન એ આત્માના ચેતના ગુણને અંગે જ રહેલો ગુણ છે જે શરીરમા ચૈતન્ય નથી, જે શરીર ચેતનાથી રહિત બનેલુ છે તેવા શરીરની આખો કાંઈ પણ જોઈ શકવાનો નથી વળી સુખનો આનંદ, દુખનો શોક એ સઘળુ જેને ચેતના છે તેને જ હોય છે ચેતના રહિત શબને તમે મિઠાઈ આપશો તો પણ તેથી તેને આનંદની પ્રાપ્તિ થતી નથી, કિંવા તમે શબને માર મારશો તો પણ તેથી તેને દુખ થવાનુ નથી સાચી કિંવા ખોટી શ્રદ્ધા હોવી, આયુષ્યનો ઉદય, નામ કર્મના ઉદયથી શરીર બાંધવુ, ગોત્રમા ઉંચા નીચાનો વ્યપદેશ અને દાનાદિનો અંતરાય એ સઘળુ ચેતનાને અનુસરીને જ છે જે આત્મામા અર્થાત્ કે જે શરીરમા ચેતના નથી, તે શરીરને આ સઘળા સાથે કાંઇ પણ પ્રસંગનો સબંધ હોઇ શકતો જ નથી અર્થાત્ આત્માના દર્શન, ચેતનાદિ બીજા અનેક ગુણો છે, પરન્તુ તે જ્ઞાનગુણની અપેક્ષાએ ગૌણ છે જ્ઞાનગુણની આવી મહત્તા હોવાથી જ શાસ્ત્રકારોએ જ્ઞાન એને જ આત્માનુ લક્ષણ કહ્યુ છે આ વસ્તુ વધારે સમજવાને માટે ઉદાહરણ લઈ તે દ્વારા વિસ્તારપૂર્વક સમજવાનો પ્રયત્ન કરીએ

### સોનાનો મુખ્ય ગુણ કસ

ઉદાહરણ તરીકે સોનાનું દૃષ્ટાંત લો! સોનામાં જડત્વ છે, અગ્નિમાં નાખીએ તો તે બળી જતું નથી તેમાં પીળાશ રહેલી છે આટલું છતાં આ સઘળા ગુણો તે સોનાના લક્ષણ કહેવાતા નથી, પરંતુ કસ એ જ એક સોનાનો ગુણ અથવા લક્ષણ કહેવાય છે સોનામાં જેવા ગુણો રહેલા છે તેવા જ ગુણો બીજી ધાતુઓમાં પણ રહેલા છે જડત્વ ન બળવાપણું, પીતવર્ણ, ઈત્યાદિ ગુણો જેમ સોનામાં છે તે જ પ્રમાણે તે ગુણો બીજી ધાતુઓમાં પણ છે પરંતુ બીજી ધાતુઓમાં ન હોય એવો એક ગુણ સોનામાં રહેલો છે પરંતુ સોનાના ગુણ તરીકે એક માત્ર કસ જ ગુણ ગણાવવામાં આવે છે કસમાં આવે છે તે જ સોનું કહેવાય છે બીજા સઘળા ગુણો પણ સોનાના લક્ષણ ગણાય છે, પરંતુ મુખ્ય લક્ષણ તો માત્ર સોનાનું કસ જ છે સોનાની જ્યારે કિંમત આંકવાની હોય છે, ત્યારે તે કિંમત વજનને આધારે આંકવામાં આવતી નથી, પરંતુ તેની કિંમત કસ ઉપર જ થાય છે, એ માટે જ કસ એ જ સોનાનું મુખ્ય લક્ષણ ગણાય છે

### જીવનો મુખ્ય ગુણ ચેતના

જેમ સોનાનો મુખ્ય ગુણ કસ છે, તે જ પ્રમાણે આત્માનો મુખ્ય ગુણ ચેતના છે કસની સાથે સોનાના જે બીજા ગુણો છે તે સઘળા ઉપલક્ષણો છે તે જ પ્રમાણે આત્માના ચેતના સિવાયના જે ગુણો છે તે ચેતનાની સાથે રહેલા હોઈ તે સઘળા ઉપલક્ષણો સમાન છે

### પૌદ્ગલિક ઉન્માદ દેખાડનાર પ્રભુ શાસન

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જીવનું મુખ્ય લક્ષણ ચેતના

છે જેમ કસ વિનાનુ સોનુ હોઈ શકતુ નથી, તે જ પ્રમાણે ચેતના વિનાનો કોઈપણ જીવ હોઈ શકતો નથી પરતુ જીવ પોતાના એ મહાન્ ગુણને ઓળખી શકતો નથી પોતાનો ચેતના ગુણ છોડીને તે જડતા તરફ ધસી જાય છે, માટે જ તે જીવને પોતાના ચેતના ગુણનુ સસ્મરણ કરાવવાને માટે જ નિરતર ધર્મોપદેશની જરૂર છે, અને એ ધર્મોપદેશ માત્ર શ્રીજીનેશ્વર દેવનુ શાસન જ પુરૂ પાડે છે ચક્રવર્તિની રિદ્ધિ પામેલો, રિદ્ધિ કબજે કરવાની જગો પર બેભાન બનેલા ચક્રવર્તિના છોકરાને મૃગાનુ અને પોતાની રિદ્ધિનુ ભાન હોતુ નથી, અને મૃગાના કાદામા સ્નાલી ગયો છે, તેમ આત્મા પોતાના ચેતના ગુણને ઓળખી શકતો નથી, કારણ કે મિથ્યાત્વાદિ ગાડપણના થરો તેની ઉપર બાઝેલા છે (अनाद्यव्यक्तमिथ्यात्व, जीवेऽस्त्येव मना परम् । व्यक्तमिथ्यात्वधीप्राप्ति गुणस्थानतयोच्यते ॥३॥ ગુ०) આ મિથ્યાત્વ, આ મહાભયાનક ઉન્માદ, આ ગાડપણ જીવાત્મા પોતે ખસેડી શકતો નથી (मद्यमोहाद्यथा जीवो, न जानाति हिताहितम् । धर्माधर्मौ न जानाति, तथा मिथ्यात्वमोहित ॥८॥ ગુ०) તે આ ઉન્માદને ખસેડવાની સ્થિતિમા ત્યારે જ આવે છે કે જ્યારે તે શ્રીજીનેશ્વર ભગવાનના દર્શનરૂપી પ્રતાપી ઔષધાલયમા દાખલ થાય છે આ આખા જગતમા શ્રીજીનેશ્વર ભગવાનનુ એક જ એવુ ઔષધાલય છે કે જેમા દાખલ થયા પછી દાખલ થનારને પોતાના ઉન્માદ રહેલો છે એની ખબર પડે છે, અને તત્પશ્ચાત્ તે પોતાના ગાડપણને છોડવાને તત્પર જ બને છે (गुर्ववचनानां, ॥ ? ॥ સ० દા શ્લો० ૭॥)

### ઉપદેશની જરૂર

ચક્રવર્તિ મહારાજા હોય, પોતાની પાસે અખડ રિદ્ધિ સિદ્ધિ ભરેલી હોય, અને ઇંદ્રના જેવો વૈભવ હોય, તો પણ ઉન્માદથી જો એ ચક્રવર્તિ મહારાજા પણ બેભાન બનેલો હોય તો તેને તેની સપત્તિનો ખ્યાલ આવી શક્તો જ નથી, તે જ પ્રમાણે આત્મા પણ મિથ્યાત્વાદિ ઉન્માદને વશ બનેલો હોવાથી ચેતના રૂપ પોતાની અપાર સમૃદ્ધિને તે ઓળખી શકતો નથી આત્માનો જે અવ્યાબાધ કર્તવ્ય ગુણ છે, તે ગુણ મોહરૂપી તદ્રાથી ઘેરાએલો આત્મા ઓળખી શકતો નથી, માટે જ એ આત્માની તદ્રા ટાળવા અને તેના ચેતના ગુણનુ ભાન કરાવવા જ તેને સતત ઉપદેશ આપવાની જરૂર રહે છે

### દેવ, ગુરૂ અને ધર્મની મહત્તા

સમ્યક્ત્વની પ્રાપ્તિમા દેવ, ગુરૂ અને ધર્મની પ્રાપ્તિ થાય છે (या देवे देवताबुद्धिर्गुरौ च गुरुतामति । धर्मे च धर्मधी शुद्धा सम्यक्त्वमिदमुच्यते ॥ २ ॥ यो शा० प्र० २) તે એક મહત્તા છે, પરતુ દેવ, ગુરૂ અને ધર્મમા મહત્તા છે તે શાને અગે રહેલી છે તે વિચારવાનુ છે દેવની મહત્તા તે દેવ છે એટલા જ માટે માની લીધી નથી, તે જ પ્રમાણે ગુરૂ અને ધર્મની મહત્તા પણ તે ગુરૂ અને ધર્મ છે તેને અગે જ રહેલી નથી, પરતુ તે સઘળાની મહત્તા માત્ર એટલાને જ અગે છે કે તેઓ આત્માને તેના ભૂલી જવાએલા કર્તવ્ય ગુણની યાદ આપે છે અને તે ગુણના સસ્કારો તેનામા જાગૃત કરવાનુ કાર્ય કરે છે, આને જ અગે ગુરૂ અને ધર્મની મહત્તા કહેલી છે

### તીર્થંકર દેવોની મહત્તા શાથી?

કૈવલ્યરૂપી જે મહાન્ રિદ્ધિ આત્માએ વિસારી દીધી છે, જેને આત્મા ભૂલી ગયો છે તે રિદ્ધિને તીર્થંકર ભગવાનોએ શોધી કાઢી છે, અને તેમણે દર્શાવી આપ્યું છે કે આ જ આત્માની સાચી સમૃદ્ધિ છે તીર્થંકરદેવોની આ જ મહાન્ શોધને અંગે તેમનું મહત્ત્વ રહેલું છે એ મહાપુરુષોએ એ આત્માની અખંડ રિદ્ધિ દર્શાવી છે અને એ અખંડ રિદ્ધિ તેમના આલંબન દ્વારા જ મેળવી શકાય છે, એ જ દૃષ્ટિએ શ્રીતીર્થંકરદેવોની મહત્તા છે (सर्वज्ञो जितरागादिदोषस्त्रैलोक्यपूजित । यथास्थितार्थवादी च, देवोऽर्हन् परमेश्वर ॥४॥ यो शा प्र० २)

### આત્માને સાચા રૂપે દોરવાના સાધન

તીર્થંકર દેવોએ તો આત્માની અખંડ રિદ્ધિ બતાવી છે પરંતુ તેને પ્રાપ્ત કરવા માટેનો જે ધોરી રસ્તો છે તે ધર્મ છે ધર્મનું પણ મૂલ્ય એ જ દૃષ્ટિએ છે કે તે આત્માનું કૈવલ્યપણું મેળવી આપે છે આત્માનું કૈવલ્યપણું જેનો પ્રકાશ શ્રીતીર્થંકર દેવોથી થાય છે, તે કેવળપણાની પ્રાપ્તિ ધર્મદ્વારાએ થાય છે, માટે જ અહીં ધર્મની મહત્તા ગણવામાં આવી છે (दुर्गतिप्रपतत्प्राणिधारणाद्धर्म उच्यते। संयमादिदशविध सर्वज्ञोक्तो विमुक्तये ॥११॥ यो शा प्र० ) શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મની અશુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મને મુકાબલે મહત્તા રહેલી છે એ સઘળી મહત્તા કૈવલ્યપણાને અંગે છે જો કૈવલ્યપણાનું ધ્યેય જ ન હોય તો પછી શુદ્ધ દેવ ગુરૂ અને ધર્મ હોય તો એ શું? અને અશુદ્ધ દેવ, ગુરૂ [illegible] હોય તો એ શું? અને દેવ, ગુરૂ અને ધર્મની સમ

હસ્તિ જ ન માનવામા આવતી હોય તો પણ શુ ? કૈવલ્ય પ્રાપ્તિનો મહાન્ ઉદ્દેશ જ જો કાઢી નાખીએ, તો તો શુદ્ધ દેવાદિ કરતા અશુદ્ધ દેવાદિક જ વધારે સારા ઠરે છે કે જેઓ આત્માને મળતા લૌકિક સુખો તેને ભોગવવા દે છે ! તીર્થંકરદેવો અને સુગુરૂઓ આત્માને તેના લૌકિક સુખમાથી ખસેડી નાખે છે, અને ગુરુઓ તે પ્રકારનો બોધ આપે છે, ( महाव्रतधरा धीरा भैक्षमात्रोपजीविन । सामायिकस्था धर्मोपदेशका गुरवो मता ॥ ८ ॥ यो० प्र २ ) અને તીર્થંકર ભગવાનો તે પ્રકારનુ આલબન પૂરુ પાડે છે, છતા એ લૌકિક સુખમાથી ખસેડી નાખનારા તત્ત્વોની પણ આપણે મહત્તા માનીએ છીએ તેનુ એક જ કારણ છે કે તે સઘળા આત્માને તેના સાચા સ્વરૂપ પરત્વે દોરી જવામા કારણ ભૂત છે

## હિતબુદ્ધિથી તીર્થંકરનુ કથન

કૈવલ્યપણારૂપી આત્માના એ મહાપવિત્ર અને સાચા ગુણને જ જો છોડી દઈએ તો તો પછી આત્માના લૌકિક સુખો છોડાવી દેવા તેનો કશો અર્થ જ રહેતો નથી તીર્થંકર ભગવાનો, સુગુરૂ અને સુધર્મ આત્માના લૌકિક સુખો છોડાવી દે છે, છતા આપણે તેમના પરત્વે પ્રીતિ રાખીએ છીએ તેનુ કારણ એ છે કે તેમણે જે કાઇ કહેલુ છે તે સઘળુ આપણા આત્માની હિતબુદ્ધિએ જ કહેલુ છે, (केवलमधिगम्य विभु, स्वयमेव ज्ञानदर्शनमनन्तम् । लोकहिताय कृतार्थोऽपि देशयामास तीर्थमिदम् ॥१८॥ तत्त्वा० का० )॥ એમ આપણે માનીએ છીએ

## ચદ્રગુપ્ત અને ચાણક્યનુ દૃષ્ટાત

ચાણક્ય અને ચદ્રગુપ્ત એ હિંદુસ્તાનના ઇતિહાસના

જાણીતા વજીર અને રાજા હતા ચંદ્રગુપ્ત એક દાસીનો પુત્ર હતો, અને ચાણક્ય તેનો પ્રધાન હતો ચાણક્યે ચંદ્રગુપ્તને રાજ ગાદી અપાવવા અપાર મહેનત કરી હતી, અને છેવટે તેમા સફળતા મેળવીને ચાણક્યે ચંદ્રગુપ્તને ગાદી અપાવી હતી એક વાર ચાણક્ય અને ચંદ્રગુપ્ત એક સરોવરને તીરે પાટલીપુત્રને પાદરે ઊભા હતા, તેવામા મહારાજા નંદનો એક સરદાર ઘોડા ઉપર બેસીને ચંદ્રગુપ્તને પકડી લઈ જવાને ઇરાદે ત્યા આવી પહોચ્યો ચાણક્યે ચંદ્રગુપ્તને તળાવમા ખોસી દીધો, છતા પણ ચંદ્રગુપ્ત ચાણક્યને પોતાનો સર્વોત્તમ સરક્ષક સમજતો હતો કારણ કે તેને ચાણક્યમા જ દૃઢ ભરોસો હતો અને તે જ પોતાનો તારણહાર છે એવુ તે સમજતો હતો

## દૃઢ શ્રદ્ધા રાખવી જ જોઇએ

જીવ આત્માએ પણ આવી જ દૃઢ શ્રદ્ધા રાખવી જરૂરી છે તેણે પણ ચુસ્તપણે એવી શ્રદ્ધા રાખવાની જરૂર છે કે તીર્થંકરદેવો પોતાના વર્તમાન સુખો છોડાવે છે, અને દેખીતી રીતે પોતાને દુ ખમા નાખે છે, પરતુ એકાતે આત્માનુ હિત કરનારા જો કોઈપણ હોય તો તે દેવ, ગુરૂ અને ધર્મ એ જ ત્રણ તત્ત્વો છે આત્મામા જ્યારે આવી દૃઢ શ્રદ્ધા થાય છે, ત્યારે જ શુદ્ધ દેવને દેવ તરીકે સ્વીકાર્યા પ્રમાણ છે, તે સિવાય શુદ્ધ દેવને માનો કિંવા અશુદ્ધ દેવને માનો તેનો કશો અર્થ જ નથી ! દેવ, ગુરૂ અને ધર્મ આત્માનો અમર ખજાનો, કે જે ખોવાએલો છે અર્થાત્ કે જેને આપણે ભૂલી ગયા છીએ તેને તેઓ કૈવલ્યરત્નને પાછો મેળવી આપે છે એ તેમની મહત્તા છે જેણે જૈનદર્શન સ્વીકાર્યું છે તે આત્મા જો આ કૈવલ્યરત્નને

સ્વીકારે છે, તો જ તેનુ એ દર્શન સ્વીકારેલુ પ્રમાણુ છે જેણે કૈવલ્ય જ કબૂ યુ નથી, જેણે આત્માના એ અમોઘ ખજાના ને જ ઓળખ્યા નથી, તેવા આત્માઓએ દર્શનનો સ્વીકાર કર્યો હોય-દર્શન માન્યુ હોય-અર્થાત્ કે તેઓ જૈન ધર્મ પાળતા હોય તો તેનો કાઈ અર્થ જ નથી, અને તેમણે જીવનો સ્વભાવ અથવા જીવનુ લક્ષણ પણ જાણ્યુ જ નથી જૈન ધર્મની બીજા દર્શનોને મુકાબલે શાસ્ત્રોમા સ્થળે સ્થળે મહત્તા ગાવામા આવી છે જૈન શાસનની સ્થળે સ્થળે પ્રશસા કરવામા આવી છે, અને મુક્ત કઠે જૈનત્વના કીર્તિગાન ગાવામા આવ્યા છે (इणमेव निग्गथ पावयण सच्च अणुत्तर केवलिय पडिपुण्ण नेआउय समुद्ध सल्लगत्तण सिद्धिमग्ग , आव० सू० २७) તે સઘળુ એ જ વસ્તુને અગે છે કે જૈન શાસન આત્માનુ પોતાનુ કૈવ ચરૂપી ધન તેને દર્શાવે છે, તે તેને મેળવી લેવાની પ્રેરણા કરે છે, અને એ કાર્યમા આ શાસન આત્માને અપૂર્વ અનન ખળ પૂરૂ પાડે છે

## ધારણા વિના ધર્મની પ્રવૃત્તિ નકામી છે

ધર્મને નામે આપણે જે કાઈ પ્રવૃત્તિ કરીએ છીએ તેમા કાઈક ચોકસપણે ધારણા હોવી જોઇએ, જો એવી કઇ ધારણા ન હોય તો આ બધી પ્રવૃત્તિ કન્યા શોધી રાખ્યા વિના વરઘોડો કાઢવા જેવી જ લેખવા પામે! જીવ સમ્યકત્વ પામે છે તે પછી નવકારમ ત્ર ભણીએ તો તે કાર્યમા પણ મુક્તિની ધારણા હોવી જ જોઇએ (इत्थ य पओजणमिण कम्मक्खओ आव० नि० १०२२) અને એવી ધારણા હોય તો જ ક્રિયાઓ કરેની પ્રમાણ છે જૈન શાસનને પામીએ પણ તે પામ્યા પછી આત્માનો ગુણ

દૈવત્ય ન જોઇએ તો આપણે ધારણા કઈ રાખી શકવાના હતા વારૂ? કૈવલ્યજ્ઞાનને ન જોઇએ તો ધારણા કઈ થાય? ધારણા થાય જ નહિ આત્માના કૈવલ્યગુણના ઉત્પાદક તરીકે તીર્થંકર ભગવાનોને ન માનીએ તો પૌરાણિકોએ વિનાયક બનાવતા વાદરો બનાવી દીધો છે विनायक प्रकुर्वाणो रचयामास वानरं' તેવી જ દશા આપણી પણ થાય! પૌરાણિકોએ પોતાના અધિષ્ઠાતા દેવને તૈયાર કર્યો, માણુસમાથી ઉપજાવી કાઢયો, પરતુ તેમને સૂઢ બનાવી ત સૂઢ આગળ ન લગાડતા પાછળ લગાવી દીધી આથી દેવને સ્થાને પશુ બનાવી દીધો આવી રીતે જો કોઈ પણ જાતની ધારણા વિના કાઈ પણ કાર્ય કરવા નીકળીએ તો તેનુ પરિણામ એવુ વિપરીત જ આવે ધર્મ જે ઇચ્છીએ તે આપે છે, પરતુ ધર્મ પાળતી વખતે તેના પરિણામે શુ મેળવવાનુ છે તેની કાઈક પણ કલ્પના તો અવશ્ય હોવી જ જોઇએ, અને એવી કાઈપણ કલ્પના હોય તો જ તે કલ્પનાની આશાએ કરેલી ક્રિયા સફળ છે

### કલ્પવૃક્ષ પણ માગવાથી જ આપે

ધારો કે તમારી સામે કોઈએ ચમત્કાર ઘડયો અને એક સુદર કલ્પવૃક્ષની તમારી આગળ ઉત્પત્તિ થઈ ચૂકી આ કલ્પવૃક્ષમા તમે જે કાઇ માગો તે આપવાની શક્તિ રહેલી છે ('कप्परुक्ख'त्ति उक्तव्यतिरिक्तसामान्यकल्पितफलदायिकत्वेन कल्पना कल्पस्तत्प्रधाना वृक्षा कल्पवृक्षा इति । ठा० पृ० ३००) પરતુ એ શક્તિનો ઉપયોગ તમોને તો ત્યારે જ થવા પામશે કે તમે જ્યારે તેની પાસે કોઈપણ વસ્તુની યાચના કરો અગર તમે કાઈપણ વસ્તુની યાચના જ ન કરો તો તમારી સન્મુખ એ

ક પવ્રક્ષની જે ઉત્પત્તિ થઈ છે, તે પણ તમારે હિસાબે તો વૃથા જ છે! કલ્પવૃક્ષની પાસે રત્ન ન માગતા તમે કોલસા માગશે। તો તે તમોને કોલસા જ આપશે, અથાત્ તમો શુ માગો છો તે તમારી ક્રિયાના આરભની સાથે જ તમારા ખ્યાલમા હોવાની અતિશય જરૂરિયાત છે

## તમારૂ ધ્યેય

ધાર્મિક ક્રિયાઓ ઉત્તમ છે અને તે અખડ સુખને આપનારી છે (दुर्गतिप्रसृतान् जन्तून् यस्माद्धारयते तत । धत्त चैनान् शुभे स्थाने तस्माद्धर्म इति स्मृत ॥१॥ यो० शा पृ० ६२), પરતુ તમારી જો કાઈપણ માગણી જ ન હોય તો ક્રિયાઓ દ્વારા પણ તમે કશુ જ મેળવી શકવાના નથી એની ખાતરી રાખજો તમે જ્યા સુધી આત્મા કૈવલ્ય સ્વરૂપ છે, (अत एवाह–अनन्तनानोऽनन्तदर्शन ज्ञेयानन्तत्वात्, पचसू० पृ० २४) એવી ધારણા જ ન કરો ત્યા સુધી તમારી બધી મહેનત વૃથા છે તમારા આત્મામા પહેલી ચોખ્ખી ધારણા હોવી જ જોઈએ આત્મા કૈવલ્ય સ્વરૂપ છે એ તમારા ધ્યાનમા હોવુ જ જોઈએ જ્યારે એ વાત તમારા ધ્યાનમા આવશે ત્યારે જ તમે કૈવલ્ય પ્રાપ્તિની ધારણા રાખી શકશો, અને તમે જ્યારે કૈવલ્ય પ્રાપ્તિની ધારણા રાખતા થશો ત્યારે જ કૈવલ્ય સ્વરૂપને પામી શકશો, અન્યથા કૈવલ્ય સ્વરૂપને તમે મેળવી શકવાના નથી

## ઉદ્દેશ વગરની ક્રિયા લૂટારા જેવી

કોઈપણ પ્રકારની ધારણા રાખ્યા વિના જ જો તમે કાઈ પણ મેળવવાની ઈચ્છા રાખતા હો તો તમારી એ ઈચ્છા કેવળ લૂટવાની વાત જેવી છે લૂટારાઓને વેપારની કોઈ ધારણા કે

યોજના કરવી પડતી નથી પોતાને શું ઉપયોગી છે અને પોતે શું મેળવવાનું છે તે કશું તે વિચારતો નથી, પરંતુ બહાર નીકળ્યો અને જે કાંઈ હાથમાં આવે છે તે તે ઝડપી લે છે કોઈપણ પ્રકારની કલ્પના અથવા ધારણા રાખ્યા વિના ધર્મ ક્રિયાઓ કરીને લાભ મેળવવાની મનોવૃત્તિ સેવનારો પણ લૂંટારા જેવો જ છે, તેથી તે તેવો લાભ મેળવી શકતો નથી

### જૈન શાસનની મહત્તા કઈ

જ્યાં સુધી તમે આત્માના કૈવલ્ય સ્વરૂપને અંતરમાં ધારણ કરતા નથી ત્યાં સુધી તમારી સ્થિતિ ગમે ત્યાંકથી ઉપાડી લેવાની ઇચ્છા સેવનારા લૂંટારા જેવી જ છે તમોને જ્યારે એવી ધારણા થાય કે મારો આત્મા એ તો કૈવલ્ય સ્વરૂપ છે, ત્યારે જ તમે લૂંટારાની કક્ષામાંથી બહાર આવેલા ગણાવા પામો છો

આત્માને તેના કૈવલ્ય સ્વરૂપની ધારણા કોણ કરાવે છે તેનો વિચાર કરો જગતમાં એવું એક પણ શાસન નથી, એવો એક પણ સંપ્રદાય નથી કે જે આત્માને તેના કૈવલ્ય સ્વરૂપની ધારણા કરાવી શકે ત્રિલોકમાં માત્ર જૈન શાસન એ એક જ એવું શાસન છે કે જે આત્માને તેના કૈવલ્યપણાની ધારણા કરાવી શકે છે અને જૈન શાસનમાં આવી દિવ્ય શક્તિ રહેલી છે તેથી જ જૈન શાસન પ્રશંસાને યોગ્ય છે, અન્યથા નહિ પરંતુ જૈનો જીનશાસનને જ શા માટે વખાણે છે તેના આપણે અન્ય દર્શનીઓને સંતોષકારક ખુલાસો આપે જ છૂટકો છે જો તેવો ખુલાસો આપણે ન આપી શકીએ તો જૈન શાસનની મહત્તા તેમના ધ્યાનમાં આવી શકવાની નથી ખુદ જૈનોએ પણ એ મહત્તા જાણવી જ રહી જો જૈનો પણ એ મહત્તા ન જોતું

તો એનો અર્થ એટલો જ કે મોટી મોટી વાતો કરવા છતા આપણે આપણા ઘરને જ જાણતા–પીછાણતા નથી

## જૈન શાસન એ દેખતાનો માર્ગ છે

પીરને ખોજા વખાણે છે ખોજા સિવાય પીરને બીજુ કોઈ વખાણતુ નથી, માતા ડાકણ હોય તો પણ છોકરાઓ તો માતાને અન્નપૂર્ણા જેવી જ માને છે શિવને શૈવો માને છે વિષ્ણુને વૈષ્ણવો ભજે છે, અને બુદ્ધને બૌદ્ધો ભજે છે, એ જ રીતે પરમ પ્રતાપી શ્રીજીનેશ્વર ભગવાનને જો આપણે ભજતા રહીએ તો પછી બીજાની અને આપણી માન્યતામા ફેર પણ શો ? ત્યારે હવે વિચાર કરો કે અન્ય દર્શનીઓ પોત પોતાના ઈષ્ટદેવને વખાણે છે તેમા અને જૈનો પોતાના તીર્થકરદેવોને વખાણે છે તેમા કશો તફાવત રહેવો છે કે નહિ ? ઉપદેશકને તે ઉપદેશક છે એટલા જ માટે જેઓ મહત્તા આપે છે તેઓ સાચા તત્ત્વ પરીક્ષકો નથી ઉપદેશકની મહત્તાનો વિચાર કરતા પહેલા એ વાત જાણવી જરૂરી છે કે ઉપદેશક પોતે જે કાંઈ કહેવા માગે છે, તે તેણે પોતે બરાબર પીછાણેલુ અને અનુભવેલુ છે કે નહિ ? જે ઉપદેશક કોઈપણ તત્ત્વને પોતે પહેલા જાણે છે, પછી તેને વર્તનમા મૂકે છે અને તત્પશ્ચાત્ તેનો ઉપદેશ કરે છે, તે જ ઉપદેશક મહત્તાની પ્રાપ્તિને માટે યોગ્ય છે, અને તેવા ઉપદેશકના મુખમાથી જે કાંઈ શબ્દો નીકળે છે–તે જે કોઈ માર્ગ દર્શાવે છે તે માર્ગ અને તેનો તે ઉપદેશ આધારભૂત તથા વિશ્વાસપાત્ર ગણાય છે ત્યારે હવે વિચાર કરો કે કેવલજ્ઞાનનો ઉપદેશ કોનો આધારભૂત ગણી શકાય ? શુ કોઈ પણ માણસ ગમે ત્યાથી આવીને તમોને

ગમે તે ઉપદેશ આપવા મડી જશે તો તે ઉપદેશ પ્રમાણે વર્તન કરવાને તમે કદી પણ તૈયાર થશો ખરા? નહિ ત્યારે એજ સ્થિતિ અહીં પણ સમજવાની છે

## અંધાની લાકડીનો માર્ગ

જેણે પોતે કેવળજ્ઞાન મેળવ્યુ છે, જે પોતે યથાસ્થિત રીતે કેવળજ્ઞાનને જાણે છે, તે જ વ્યક્તિ કેવળજ્ઞાનનો ઉપદેશ પણ આપી શકે છે જેણે કેવળજ્ઞાનને જાણ્યુ નથી કેવળ જ્ઞાનનો જેણે સ્વાત્માનુભવ લીધો નથી, તેનો કેવળજ્ઞાનનો ઉપદેશ કાઈ પણ અર્થ સાધી શકતો નથી કેવળજ્ઞાનના અનુભવપૂર્વકના જ્ઞાનની અહીં જરૂર છે (केवलणाणित्ति अट अरहा सामाइय परिकहेई। तेमिपि पच्चआ खलु सव्वण्णू तो निसामिंति ॥१॥ આવ નિ૦ ગા૦ ૬૫૦) જો કેવળજ્ઞાનનુ અનુભવપૂર્વકનુ જ્ઞાન ન હોય તો તેવાને મોઢે કેવળજ્ઞાનનો ઉપદેશ સાભળવો નકામો છે અહીં અનુભવપૂર્વકના જ્ઞાનની મહત્તાનો સ્વીકાર કેમ કર વામા આવ્યો તેનો વિચાર કરએ અનુભવપૂર્વકનુ જ્ઞાન એ દેખતાનો માર્ગ છે, જ્યારે અનુભવ વિનાનુ જ્ઞાન તે આધળાનો માર્ગ છે પોતે જે માર્ગને દેખે છે એ માર્ગને પોતે અનુભવે છે, પછી એ માર્ગ જગતને દશાવે છે, અને પોતે એ માર્ગે ચાલે છે, તેને આપણે દેખતાનો માર્ગ કહી શકીએ તીર્થાની જેમનાથી શોભા છે એવા ગણધર ભગવાનો અને દશપૂર્વીઆદિ સઘળાઓ આ દૃષ્ટિએ અધાના માગવાળા જ ગણી શકાય છે ગણધર ભગવાનોને માટે આવા શબ્દો વાપર્યા એથી તેમની આશાતના થાય છે, અથવા તેમની મહત્તા ઘટાડવામા આવે છે એવુ સમજવાનુ નથી પરતુ આ કથન માત્ર કેવળજ્ઞાનને

અપેક્ષાએ જ છે ગણધર ભગવાનો, દશપૂર્વીઓ વગેરે સઘળા કેવળજ્ઞાનની અપેક્ષાએ અધાની લાકડીએ ચાલનારા જ છે

## જ્ઞાન એક અવ્યક્ત ચીજ છે.

કેવળી ભગવાનો આંધળાની લાકડીએ ચાલનારા નથી તેઓ સ્વય માર્ગને દેખીને ચાલનારા છે તેઓ પ્રથમ પોતે કેવળજ્ઞાન પામે છે આત્માના કેવળજ્ઞાનનુ સ્વરૂપ ઓળખે છે, અને સઘળા આત્મામા પોતે કેવળજ્ઞાનનો સ્વભાવ દેખે છે આ રીતે કેવળી ભગવાનો પોતે સ્વય કેવળજ્ઞાનને અનુભવતા હોવાથી તેમનો માર્ગ એ અધાની લાકડીનો માર્ગ કહેવાતો નથી, પરતુ તેમનો માર્ગ એ સ્વય દેખીને પછી તે રસ્તે જવાનો માર્ગ છે પારકાને થએલુ જ્ઞાન જાણવુ એ સાધારણ વાત છે એમ સમજવાનુ નથી જગતના સામાન્ય જ્ઞાનનો પણ અમુક વ્યક્તિમા કેટલો સચય છે તે બીજા માણસો જાણી શકતા નથી અમુક માણસમા સાધારણ લૌકિક જ્ઞાન કેટલુ છે તે બીજો માણસ પોતના સ્વભાવથી જાણી શકતો નથી સામાની વાણી, વર્તન અને વિચાર એ ત્રણ દ્વારા તેનુ જ્ઞાન જાણી શકાય છે અને એ જ રીતે આપણે સામાના જ્ઞાનને પારખી શકીએ છીએ સામાના જ્ઞાનને સ્વભાવથી જ પારખી લેવાની આ જગતના આજના ગમે તેવા ભણેલ ગણેલા મનુષ્યમા પણ શક્તિ નથી

અહીં પ્રભુના દશ શ્રાવકોમાના એક શ્રાવક આનદને યાદ કરો આનદને જ્યારે અવધિજ્ઞાન થયુ હતુ ત્યારે તેણે ભગવાન્ શ્રીગૌતમસ્વામીને કહ્યુ કે 'ભગવન્! હુ પ્રથમ દેવલોક દેખી રહ્યો છુ !" આનદ પહેલો દેવલોક દેખી રહ્

છે એ વાતને ભગવાન્ શ્રીગૌતમસ્વામીએ માન્ય રાખી ન હતી કારણ અવધિજ્ઞાન અરૂપી હોવાથી તેનો સ્વય નિર્ણય કરી શકતા નથી તેઓએ એ વસ્તુ પરત્વે હા ના કરી હતી, અને તેઓ તીર્થ-- ભગવાનને એ બાબત પૂછવા ગયા હતા ભગવાન્ શ્રીમહાવી- દેવે ગૌતમસ્વામીને ' मिच्छा मि दुक्कड' દેવાનુ કહીને ( गोयमा ! तुम चेव ण तस्स ठाणस्स आलोएहि जाव पडिवज्जाहि, आणद च समणोवासय एयमट्ठ खामेहि । (उपा० पृ० ९८ ) આનદને અવધિ જ્ઞાન થયુ હોવાની સત્યતાને પોતાની અનુમતિથી જાહેર કરી હતી, ત્યારે જ ગૌતમસ્વામી પણ આનદન અવધિનાન આવ્યુ થયુ છે એ સત્ય જાણી શક્યા હતા

સર્વજ્ઞ કોણ હોઈ શકે ?

ભગવાન્ શ્રીગૌતમસ્વામી જૈન શાસનના એક ઝળહળતા જવાહિર સમા છે, રત્ન છે, સપૂર્ણ શ્રુતકેવળી છે, છતા આન દન શ્રાવકના અવધિનાનને આ મહાત્મા પણ પારખી શક્યા ન હતા નાન એ કોઈ દૃશ્ય થાય એવી વસ્તુ નથી, તે અરૂપી ચીજ છે (यतो ज्ञानममूर्त्तं चिद्रूप सर्वेन्द्रियगोचरातीत बा दिधर्मोपेतम्, અનુ૦ પૃ૦ ૭૫) આવી ચીજને નિહાળવામા ગૌત મસ્વામી જેવા પણ અનધિકારી છે, અરૂપી નાનને સ્વભાવથી દેખવાની શક્તિ તો માત્ર ત્રણ જગતના નાથ એવા એકલા કેવળી, તીર્થકર ભગવાનોમા જ રહેલી છે એ મહાન્ શક્તિ કેવળી સિવાય અન્યત્ર કોઇપણ સ્થળે રહેલી નથી ભગવાન્ શ્રી ગૌતમસ્વામીજી જ્યારે દીક્ષિત થયા ન હતા, ત્યારે તેઓ જૈનધર્મના મહાન્ દ્વેષી હતા (सोऊण गिरमार्णी महिम देवेहि जिणवरिंदस्स । जइ एइ [illegible] सिओ इन्दभूत्ति ॥५९८॥ आव०

જૈન તત્ત્વજ્ઞાનને ઉખેડી નાખવાનો દ્વેષ તેમણે ધારણ કરેલો હતો, અને એ જ કાર્યમા મથ્યા રહીને તેઓ પોતાનો વ્યવસાય ચલાવે જતા હતા, છતા એ સમયે આ પરમ મિથ્યાત્વીના અતરમા પણ એટલી વાત તો માન્ય થએલી જ હતી કે આત્માના જ્ઞાનને અને અજ્ઞાનને જો સ્વભાવથી જ કોઈ જાણી શકતુ હોય તો તે માત્ર એક સર્વજ્ઞ જ જાણી શકે છે સર્વજ્ઞ સિવાય અન્ય કોઈપણ મનુષ્ય જ્ઞાનને દેખી શકતુ નથી એ વાત ઇન્દ્રભૂતિ ગૌતમસ્વામીને પણ માન્ય હતી કે જે સમયે બીજા મિથ્યાત્વીઓની માફક જ ભગવાન્ શ્રીગૌતમસ્વામી પણ એક મિથ્યાત્વી જ હતા બીજાના આત્મામા રહેલુ જ્ઞાન કિંવા અજ્ઞાન સર્વજ્ઞ સિવાય બીજા કોઈ જાણી શકતા નથી, એમ આપણે માનીએ છીએ તે જ પ્રમાણે મિથ્યાત્વીઓની પણ એવી જ માન્યતા છે કે બીજાના જ્ઞાન કિંવા અજ્ઞાનને જાણવુ એ માત્ર સર્વજ્ઞનુ જ કામ છે બીજાનુ કામ નથી (सर्वज्ञोऽसाविति ह्येतत्, तत्कालेऽपि बोद्धृभि । तज्ज्ञान ज्ञेयविज्ञानशून्येर्ज्ञात न शक्यते ॥ १॥ अष्ट० हारि० टी०पृ० ५)

**સ શયજ્ઞાન જાણે તો સર્વજ્ઞ ખરા!**

ઇદ્રભૂતિએ માન્યુ હતુ કે મારા મનમા જે સ શય છે તે જાણી લઈને જો તે કહી આપે તો જ હુ તેમણે સર્વજ્ઞ તરીકે માનવાને તૈયાર છુ (ततो सो चिंतेति जदि मज्झ एत ससय जाणेज्ज छिंदेज्ज वा तो मे विम्हओ होज्जा, आव० चू० पृ ३३६) સ શયનુ જ્ઞાન તે પણ બીજા જ્ઞાનોની પેઠે જ અરૂપી જ્ઞાન છે અને તેથી તે જ્ઞાન જાણવુ એ પણ સામાન્ય માણસોના હાથની વાત નથી એ જ્ઞાન પણ શ્રીસર્વજ્ઞ ભગવાનો પોતે જ જાણી

શકે છે મનના જે પુદ્ગલો છે તે પુદ્ગલોને જાણવાની શક્તિ મન પર્યવજ્ઞાનમા રહેલી છે મન પર્યવજ્ઞાનની જેને પ્રાપ્તિ થઇ હોય તે વ્યક્તિ મનના પુદ્ગલોને જાણી શકે છે (मणपज्जवनाण पुण जणमणपरिचिन्तियत्थपायडण, आव० नि० गा० ७६ ), પરન્તુ તેનાથી આત્માને, આત્માના સ્વભાવને અથવા આત્માના જ્ઞાનને જાણી શકાતુ નથી કારણ કે મન પર્યવજ્ઞાનમા આત્માનો સ્વભાવ જાણવાની શક્તિ રહેલી નથી મિથ્યાદર્શનમા માન્યતા રાખતી વખતે પણ શ્રીમાન્ ગૌતમસ્વામીએ એમ કહ્યુ હતુ કે જો મહાવીરભગવાન મારો સશય જાણી શકે, તો હુ તેમને સર્વજ્ઞ માનવા તૈયાર છુ

આ કથનથી સ્પષ્ટ થાય છે કે અન્યદર્શનીઓ પણ એ વાત સ્વીકારે છે કે બીજાના આત્માનુ જ્ઞાન જાણવાની તાકાત સર્વજ્ઞ સિવાય બીજા કોઈનામા રહેવા પામી નથી આ કથન ઉપરથી એક વાત સાબીત થાય છે કે આત્માનો શ્રેષ્ઠમા શ્રેષ્ઠ એવો જો કોઇ પણ ગુણ હોય તો તે જ્ઞાન છે, અને એ જ્ઞાન ગુણ આત્મામા અનાદિ કાળથી રહેલો છે આ ગુણ-આત્માની આ દિવ્ય રિદ્ધિ આપણે હજી જાણી શકયા નથી તીર્થકર ભગવાનોએ આત્માની આ અનત રિદ્ધિને દેખી છે, અને તેમણે એ રિદ્ધિને પ્રાપ્ત કરીને તત્પશ્ચાત્ જગતને એ વાત જાહેર કરી છે કે કેવલ્ય એજ આત્માની સાચી રિદ્ધિ છે આ રિદ્ધિની અપેક્ષાએ આપણે બધા હજી મૂળાના કાંઠામા મહાની રહ્યા છીએ !

## જૈનોની દેવપૂજાને મહત્વ કેમ ?

ભગવાન્ શ્રીતીર્થ કરદેવો જ આત્માના આ જ્ઞાનગુણને

જાણી શકે છે, પારખી શકે છે, અનુભવી શકે છે, અને તે વાત સર્વજ્ઞ હોય તે જ આ જગતને જણાવી શકે છે તીર્થંકર ભગવાનોનું એ કહ્યું જે માન્ય ગણવું તેનું નામ સમ્યક્ત્વ છે (तमेव सच्चं नीसंकं जं जिणेहिं पवेइयं, आचा० सू० १६३) જૈનો સર્વજ્ઞ ભગવાનોને જ ભજે છે, તેની મહત્તા શું એનો ખ્યાલ પણ હવે તમોને આવતા વાર લાગશે નહિ, જેમ ખોજા પીરને પૂજે છે તેમ બીજા શાસનવાળા પોતપોતાના દેવ દેવદેવી એની પૂજા કરે તે જ પ્રમાણે જૈનો પણ જો તીર્થંકર ભગવાનોને પૂજતા રહે, તો પછી બીજાની દેવપૂજા અને જૈનોની દેવપૂજામાં કાંઈ ફરક રહેવા પામતો નથી!

## તીર્થંકરો જન્મથી જ્ઞાનવાન્ છે

તીર્થંકર પોતે જન્મથી ત્રણ જ્ઞાનના અને દીક્ષાથી ચાર જ્ઞાનના ધણી છે (तिहिं नाणेहिं समग्गा तित्थयरा जाव हुंति गिहिवासे पडिवन्नंमि चरित्ते चउनाणी जाव छउमत्था ॥ वि० म० गा० १२२) તેમણે એ જ્ઞાન મેળવ્યું છે અને તેને પૂર્ણ રીતિએ અનુભવ્યું છે, છતાં કેવળજ્ઞાન થયા પહેલા ઉપદેશ આપતા નથી (अत एव जिना दीक्षा कालादाकेवलोद्भवम् । जन्यादिमिवा मृदु-ज्ञानत्रयभृतोऽपि न ॥१॥ अध्या० क० श्लो २४७) કેવળજ્ઞાનથી પ્રત્યક્ષ અનુભવનારાઓનું કહ્યું માન્ય ગણીને જૈનો ચોક્કસ એ જ પ્રકારની ધારણા પૂર્વક તીર્થંકરદેવોને ભજે છે, માટે જ બીજાની દેવપૂજા કરતા જૈનોની દેવપૂજાને વિશેષ મહત્ત્વ છે

## આત્માની અપૂર્વ સિદ્ધિ

ભગવાન્ શ્રીતીર્થંકરદેવોએ પોતે સંપૂર્ણ જ્ઞાન મેળવીને

( अह सव्वदव्वपरिणाममावविण्णत्तिकारणमणंत । सासयमप्पडि वाइ एगविहं केवलं नाणं ॥ १ ॥ आव० नि गा० ७७ )
તેને પ્રત્યક્ષ અનુભવીને જગતને માટે એ વાત જાહેર કરી છે કે આત્માનો પ્રધાન ગુણ કૈવલ્યજ્ઞાન છે. આત્મા કૈવલ્યનો માલિક છે, અને કૈવલ્યજ્ઞાન એ આત્માની અપૂર્વ રિદ્ધિ છે. હવે આ વાત જ્યારથી તમારા ધ્યાનમાં આવી છે, ત્યારથી એ જ્ઞાન પ્રાપ્ત કરવા તરફ તમારી સતત જાગૃતિ રહેવી જ જોઈએ.

## ચોવીસે કલાક એક જ વિચાર

યુદ્ધનો સેનાપતિ જ્યારથી સમરાંગણના સમાચાર સાંભળે છે ત્યારથી તેની સ્થિતિ યુદ્ધમય બની જાય છે. ચાલુ યુદ્ધે પણ સેનાપતિ કાંઈ આરામ કરવા માંડતો નથી. તે ખાય છે, પીએ છે, સૂએ છે, ઓઢે છે, પહેરે છે, શરીર સાચવવાની બધી ક્રિયાઓ કરે છે પરંતુ તે છતાં તેનું ધ્યાન તો હમેશાં યુદ્ધમાં ને યુદ્ધમાં જ રહે છે. અન્યત્ર તેનું ચિત્ત જતું નથી. સમરાંગણ સેનાપતિથી ચાહે તો પાંચ ગાઉ દૂર હો, ત્યાં નજીકમાં હો, અથવા પાંચ હજાર ગાઉ દૂર હો, પરંતુ દરેક સમયે તેના ચિત્તનું લક્ષમાત્ર તો યુદ્ધ તરફ જ રહે છે, તે જ પ્રમાણે આત્માની સ્થિતિ પણ હોવી જોઈએ.

## આત્માનું લક્ષ્ય

શ્રીજીનેશ્વર ભગવાન દ્વારા આત્માની રિદ્ધિ કેવળજ્ઞાન છે એ વાત જીવ જાણે ત્યારથી તેની વૃત્તિ સતત એ રિદ્ધિ મેળવવા તરફ જ રહેવી જોઈએ ભલે એ માણસ ખાય, પીએ, સૂએ, ફરે, ઊઠે, બેસે, ધંધોરોજગાર કરે કે ચાહે તે કાર્ય

કરે, પરતુ તેની વૃત્તિ આત્માની એ અપૂર્વ રિદ્ધિ તરફ તો હોવી જ જોઇએ, અને તેના મનમા એવી ભાવના તો રહે વી જ જોઇએ કે હુ કેવલજ્ઞાનનો માલીક છુ, અને તે જ્ઞાન મેળવવાનો જ મારો પ્રયાસ હોવો જ જોઇએ એ જ્ઞાન મેળ વવુ એ મારી પહેલી ફરજ છે આત્માની રિદ્ધિ શ્રવણ કરી ચૂકેલી વ્યક્તિને હાથે જે નાઇ ધર્મક્રિયા થાય તે સઘળામા આત્માનો એ હેતુ તો હોવો જ જોઈએ કે હુ કેવલજ્ઞાન મેળવવાનો અધિકારી છુ આવી ધારણા તેની દરેક ક્રિયાઓમા અવશ્ય હોવી જ જોઇએ, અને તેની ધારણા હોય તો જ તેણે તીર્થંકર ભગવાનોનુ કથન આચાર્ય મહારાજાઓ દ્વારા સાભળેલુ પ્રમાણ છે યુદ્ધનો સેનાપતિ જ્યા સુધી જીત નથી મળતી ત્યા સુધી પોતાનુ લક્ષ જેમ રણસગ્રામમા જ રોકી નાખે છે તે જ પ્રમાણે આત્માએ પણ કેવલજ્ઞાન એ આત્માનુ લક્ષ્ય છે એ જાણ્યા પછી, તેની જ્યા સુધી પ્રાપ્તિ નથી થઈ, ત્યા સુધી દરેક ક્રિયા વખતે કેવલજ્ઞાનની પ્રાપ્તિનુ લક્ષ્ય તો રાખે જ છુટકો છે

## સમ્યક્ત્વ કોનુ નામ

સર્વજ્ઞ ભગવાનો પોતે આત્માની રિદ્ધિ મેળવીને અનુ ભવીને અનુભવ સિદ્ધ વાત તરીકે જગતને એમ જાહેર કરે છે કે આત્માનો અપૂર્વ ગુણ આત્માની અપૂર્વ રિદ્ધિ તે કેવલ જ્ઞાન છે એ વાત જાણી લીધા પછી દરેક જાણી લેનારાએ પોતાની ક્રિયાઓમા પોતે કેવલજ્ઞાનની ધારણા રાખવી જ રહી છે આત્માને કેવલજ્ઞાનની પ્રાપ્તિ ન થાય ત્યા સુધી તેની એકેય ક્રિયામાથી કેવલની પ્રાપ્તિનો ઉદ્દેશ ન ખસે તેનુ નામ

સમક્તિની કરણી છે (अत्थि जिओ तह निच्चो कत्ता भुत्ता य पुण्ण पावाण । अत्थि धुवं निव्वाण तस्स वाओ य छट्ठाणा ॥ सम्य० स० गा० ५०) તેનુ જ નામ સમ્યક્ત્વ અર્થાત્ સમ્યક્ત્વ કહો કે સમકિતની કરણી કહો આ સઘળા કથન ઉપરથી સ્પષ્ટ થાય છે કે જ્ઞાનને એકમાત્ર જીનેશ્વર ભગવાનો જ જાણી શકે છે બીજા કોઈ પણ જાણી શકતા જ નથી, અને તેઓ જ એ જ્ઞાનને જાણીને તેને આ જગતને દર્શાવે છે

## આંધળો નજ જોઈ શકે

તેઓ આ રીતે આપણા દર્શક હોવા છતા પણ તમનુ દર્શાવેલુ કોણ જોઈ શકે છે તેનો વિચાર કરો રાજ્યના અધિકારી નવા પાડેલા, ઘણેના મુદ્રાંકિત, સોનાના સિક્કાઓ લઈ આવે અને તે સઘળાને બતાવે, તો પણ જેને આંખો છે તે જ માણસ એ સિક્કાઓને જોઈ શકશે આંધળો સિક્કાઓને જોઈ શકતો નથી, તે જ પ્રમાણે જેને સમ્યક્ત્વ રૂપી આંખો છે, તે જ મનુષ્ય સુવર્ણના સિક્કાઓ રૂપી કેવલજ્ઞાનને જોઈ શકે છે આંખો વિનાના આંધળાઓ અર્થાત્ કે સમ્યક્ત્વ વિનાનો સુવર્ણના સિક્કાઓ રૂપ કેવલજ્ઞાનને જોઈ શકતો નથી

## સમ્યગ્ દર્શન એ આંખો છે

જેને સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ જ નથી થઈ તેવાને માટે તો સઘળુ જ નકામુ છે સમ્યગ્ દર્શન એ આંખો છે, અને એ આંખોની જેને પ્રાપ્તિ થઈ છે તે જ આત્મા કેવલજ્ઞાનને જોઈ શકે છે નેત્ર વિનાનાને સૂર્ય પણ નકામો છે ! અરે ! સાક્ષાત્ જીનેશ્વર ભગવાન્ આવીને તેની સામે હાજર થાય તો તે પણ સમ્યગ્ દર્શન વિનાનાને માટે નકામા છે સર્વજ્ઞ ભગવાનએ

કેવલ્યરૂપી સુવર્ણના માલીક છે કેવલ્યનાન એ સુવર્ણના વિશુદ્ધ સિક્કાઓ છે, પરંતુ એ સઘળુ સામે પડેલુ હોય, જિનેશ્વર નાથ સામે આવીને ઊભા રહેલા હોય, તો પણ જેને સમ્યગ દર્શન રૂપી આખો જ નથી, તેને એ સઘળી સમૃદ્ધિ સ્વામીજ છે જેને આખો છે તેને તો પ્રત્યક્ષ સૂર્યની પણ જરૂર જ નથી

પાણીમા, કાચમા, ઘડામા કોઇપણ ચીજમા સૂર્યનુ માત્ર પ્રતિબિંબ પડે છે, તે પ્રતિબિંબ પણ નેત્રવાળાને માટે તો બસ છે એકલા પ્રતિબિંબ ઉપરથી પણ તે સૂર્યને પારખી લે છે, તે જ પ્રમાણે જેને સમ્યગ દર્શનની પ્રાપ્તિ થયેલી છે તે આત્માઓને માટે તો ભગવાન્ શ્રીજીનેશ્વરદેવોનુ જેમા પ્રતિબિંબ છે એના આગમો જ બસ છે પ્રતિબિંબ ઉપરથી મૂળવસ્તુનો ખ્યાલ આવી શકે છે, પરંતુ તેનો ખ્યાલ પણ નેત્રવાળાને માટે જ છે આધળો તો એનો ખ્યાલ પણ કરી શકવાનો નથી કોઈ વ્યક્તિને આખો હોય, પતરામા, કાચમા કે પાણીમા પડેલુ સૂર્યનુ પ્રતિબિંબ તે દેખી શકે, અને તે છતા પણ એવી શકા કરે કે, 'સૂર્ય ઉગ્યો હશે કે નહિ ઉગ્યો હોય?' તો તેવાઓ ને "દેખતા આધળા જ' કહેવા પડે છે તે જ પ્રમાણે શ્રીજીનેશ્વર મહારાજનુ જેઓ શાસન પામ્યા છે, તેઓ પણ જો એ વિષયમા આ શકા કરવા જાય તો તેઓ દેખતા આધળા જ છે

## દેખતા આધળા

સમ્યગ દર્શનની અપેક્ષાએ અન્ય દર્શનીઓ આધળા છે? નેત્ર વિનાના છે, અને તેઓ આત્માના કવલ્ય ગુણ વગેરેમા શકા કરે તો તે સ્વાભાવિક છે પરંતુ જેઓ જૈન દર્શનને પામ્યા છે, જૈન દર્શનરૂપ આખોને પામ્યા છે, તેઓ આગમ

રૂપી સ્વચ્છ પાણીમા જીનેશ્વરે રૂપી સૂર્યનુ સ્વચ્છ પ્રતિબિંબ જોયા પછી પણ તેમા શકા કરે, તો તેઓ પણ દેખતા આધળા જ છે

## જૈન શાસન એટલે વૈજ્ઞાનિક ધર્મ

જૈન શાસનમા આત્માનુ સ્વરૂપ, કર્મનુ સ્વરૂપ, જ્ઞાનનુ સ્વરૂપ એ સઘળાનુ સ્પષ્ટ અને શુદ્ધ નિરૂપણ કરેલુ છે એ નિરૂપણ મિથ્યા દર્શનીઓ ન સમજી શકે એમા કાઈ આશ્ચર્ય નથી, પરતુ જો જૈન દર્શનના અનુયાયીઓ પણ એ વિવેચનમા શકા કરે તો તેઓ બેશક દેખતા આધળા જ છે જેઓ આત્માના કેવલ્ય સ્વરૂપને માનતા જ નથી, તેમા જ જેઓ શકા કરે છે તેઓ કાઈ પણ પ્રકારે આત્માના કેવલ સ્વરૂપને મેળવી શકનારા નથી જેઓ કેવલ્ય સ્વરૂપ ન માને છે તેઓ જ યથાસમયે તે જ્ઞાન ઉત્પન્ન કરનારા યા પ્રાપ્ત કરનારા માર્ગે ચડી શકે છે, આપણે હિંસા આદિ અવગુણ દુર્ગુણોનો પરિત્યાગ કરીએ છીએ, ક્રોધાદિકને દૂર નાખીએ છીએ ( कवलियनाणलमा नत्थ स्वण कसायाण ॥ આવ નિ ગા૦ ૧ ૪ ), તે સઘળુ આત્માના કેવળજ્ઞાનને અગે કરીએ છીએ જો આપણુ એવુ ધ્યેય જ ન હોય તો આપણે જે કાઇ ઉદ્યમ કરીએ છીએ તે સઘળો મિથ્યા-અર્થ વિના નો જ ગણી શકાય ! જે આત્માને આત્માના કૈવલ્યસ્વરૂપની શ્રદ્ધા નથી, એ સ્વરૂપની પ્રાપ્તિનો જેને ઉદ્દેશ કિંવા ઉલ્લાસ નથી, તે આત્મા ક્રિયા વગેરે જે કાઇ કરતો રહે છે તે સઘળુ ઘાચીના બળદના પરિશ્રમ જેવુ છે

## ઘાચીની ઘાણીનો બળદ

ઘ[illegible] ખુબ ફરે છે, આટા પર આટા મારે છે,

પરંતુ પાછો ત્યાંનો ત્યાં જ! તે જ પ્રમાણે ઉપરના ઉદ્દેશ વિનાનો જીવ ગમે એટલા પ્રબળ પ્રયત્નો કરે, ગમે એવાં દાન વગેરે કરે, પરંતુ તે છતાં તે સંસારમાં ને સંસારમાં જ! તેનો આત્મા મોક્ષે જાય એવો કદી પણ સંભવ જ નથી

## જૈન શાસનમાં જ્ઞાન અને સાન

મોક્ષની પ્રાપ્તિ તો તેને જ માટે શક્ય છે કે જેણે સઘળી ક્રિયાઓમાં કૈવલ્ય પ્રાપ્તિનો જ એક ઉદ્દેશ રાખ્યો છે! આવી કેવળજ્યોતિ આ આત્માને ક્યારે મળે છે તેનો હવે વિચાર કરો! જીવ અનાદિ કાળથી હેતુ વિનાની રખડપટ્ટી પર ચઢેલો છે! તે અનાદિ કાળથી સંસાર ચક્રમાં ફર્યા જ કરે છે (स एव जन्म जरामरणजन्मधारणाब्धिरपि, तस्मिन्ननादिनिधनतया 'अपारे" पर्यन्तविकले बम्भ्रम्यमाणानामिति शेषः। धर्म० प्र० गा० [illegible] टी०) જીવ એકેન્દ્રિયાદિમાં ફર્યો આખો ભમ્યો, જ્ઞાન મળ્યાં પરંતુ તે છતાં તેનો કોઈ દહાડો વળ્યો નથી તેણે અનેક ભવોમાં જન્મ જેટલા મેળવ્યા હશે, તેનાથી વધારે જ્ઞાન મેળવ્યા હશે (दुमपत्तय अज्झयण), પરંતુ તેણે એક જન્મમાં સાન મેળવી નથી સાન તો ત્યારે જ મળે છે કે આત્મા જ્યારે પરમ પ્રતાપી જૈન શાસનને પામે છે જૈન શાસનમાં જેણે સ્થાન મેળવ્યું છે એવાઓને એકલાં જ્ઞાન હોતાં નથી, પરંતુ જ્ઞાનની સાથે સાન પણ હોય છે જૈન શાસન પામીને તમે જ્ઞાન અને સાન બંને મેળવો છો, અને તે બંને મળ્યા છતાં જ્યારે તમે હવે આત્મકલ્યાણને માર્ગે નહિ આવશો તો પછી આત્મકલ્યાણને માર્ગે આવશો ક્યારે તેનો વિચાર કરો?

## જ્ઞાનપંચમી

ભવ્ય જીવો પોતાની ફરજ વિચારી શકે, આત્મકલ્યાણને પંથે ચાલી શકે, તેટલા જ માટે આ જ્ઞાનપંચમીનું પર્વ રાખ્યું છે વર્ષના બાર મહિના છે આ બાર મહિનામાં દર્શન પંચમી કે દર્શન અષ્ટમીનો તહેવાર આવતો નથી ચારિત્ર ચતુર્દશી કિંવા ચારિત્ર ચતુર્થીનું પર્વ આવતું નથી, પરંતુ એક માત્ર "જ્ઞાનપંચમી" (आगमरत्नमंजूषा शिला० २०१ फा० २, सते चरनीरियपुरिसयारपरक्कमे अट्ठमीचउद्दमीनाणपंचमीपज्जोसवणाचाउमासीए चउत्थट्ठमछट्ठ न करेइ पच्छित्तं, महानि० अ० ७ सू० ८) નામક પર્વ આવે છે એનો ઉદ્દેશ બરાબર સમજો જ્ઞાન પંચમીનું પર્વ આવે છે અને ચારિત્ર કે દર્શનના પર્વો આવતા નથી, એથી એમ ન સમજશો કે ચારિત્ર અથવા દર્શન એ સામાન્ય વસ્તુ છે તે પણ કાંઈ સામાન્ય વસ્તુઓ નથી, પરંતુ જ્ઞાનપંચમીનું પર્વ રાખ્યું છે એ ઉપરથી જ્ઞાનનું કેટલું મહત્ત્વ છે તેજ માત્ર સમજવાનું છે

## વીતરાગપણાથી સર્વજ્ઞત્વ નથી

ભગવાન્ શ્રીમહાવીરદેવનું સર્વજ્ઞપણું તે તેમના વીતરાગપણાને લીધે નથી, કારણ કે વીતરાગપણું ૧૨મેગુ૦ ને (खीणमोहो नाम जेण निरवसेसमिह कमणायक मोहणिज्ज खवित आव० चू० भा० २ पृ० १२१), અને સર્વજ્ઞપણું ૧૩મેગુ૦ ને છે, (जोगा जस्स अत्थि करलिस्स सो सजोगिकेवली, आव० चू० भा० २ पृ० १२०), તેથી વીતરાગપણાને લીધે ભગવાન્ શ્રીગૌતમસ્વામીએ તેમનું સર્વજ્ઞપણું કબૂલ રાખ્યું ન

પરંતુ મહાત્મા ગૌતમસ્વામીજીએ જાહેર કર્યું હતું કે આત્માનું સંશયજ્ઞાન જો તેઓ દૂર કરી શકે, તો જ તેઓ સર્વજ્ઞ છે તે સિવાય હું તેમને સર્વજ્ઞ માનવાનો નથી તે જ પ્રમાણે અહીં જ્ઞાનપંચમીનું પર્વ છે એ પણ બીજા તત્ત્વોની મહત્તા ઓછી કરવાને માટે નથી, પરંતુ આત્માના જ્ઞાનગુણને આરાધવાને અંગે જ છે ત્યારે જ્ઞાનપંચમીનું પર્વ શા માટે છે એ વાત ધ્યાનમાં લેજો આત્માના જ્ઞાનગુણને આરાધના માટે જ્ઞાનપંચમીનું પર્વ છે હવે એ જ્ઞાનપંચમીની ખરેખરી આરાધના કેવી રીતે થાય છે તેનો વિચાર કરો. તમે જ્ઞાનપંચમીનો ઉત્સવ કરો એટલે કે જ્ઞાનપંચમીનો ઉપવાસ વગેરે કરો, ખમાસમણા દો કાઉસગ્ગ કરો તે સઘળાનો અને જ્ઞાનગુણનો શો સંબંધ રહેલો છે તે વિચારો

## આત્માને ધર્મક્રિયામાં કેમ પરોવવો?

કોઈ એવી શંકા કરશે કે આત્માનો ગુણ કેવળજ્ઞાન છે એ વાત કબુલ છે, પરંતુ એ કેવળજ્ઞાનને રોકનાર તો જ્ઞાનાવરણીય કર્મ છે, તો પછી જ્ઞાનપંચમીનું પર્વ કરવાના નિમિત્તે સામાયિકાદિ કરતા, વાંચતા કે ગાથાઓ ભણતા હોય કે માથું ઝુકાવવું ઉપવાસ કરવો એ સઘળાનો શો સંબંધ હોઈ શકે? એ શંકાનો જવાબ તદ્દન સીધો છે

## ગાય બાંધવાના દૃષ્ટાંતથી ક્રિયા

ગાય દૂધ ઓછું આપતી હોય તો તમે જરૂર એમ કહો કે "છોકરા! ગાયને વધારે જાડા ખીલા સાથે બાંધી દે એટલે તે દૂધ વધારે આપશે" શું આ કહેવાનો કાંઈ અર્થ છે? દેખીતી રીતે એમ લાગે છે કે જે વડીલ છોકરાને આવો

વિચિત્ર હુકમ કરે છે તે વડીલ મૂર્ખ હોવો જોઇએ, પરંતુ તમે જ્યારે વડીલે આપેલા હુકમની પરિસ્થિતિ વિચારશો, ત્યારે તમને ખાત્રી થશે કે વડીલે જે આજ્ઞા આપી છે તે આજ્ઞા કેવળ વાસ્તવિક છે ખીલો પાતળો હોવાથી ગાય, તે ખીલા કાઢી નાખતી હોય, અને અન્યત્ર ભટકવા ચાલી જતી હોય, ત્યા લોકો ગાયને દોહી લેતા હોય અને તેથી ગાય ઓછુ દૂધ આપતી હોય, તો 'ગાયને જાડે ખીલે બાંધવાનો' અર્થ એ છે કે તેથી તે છટીને નાસી જઇ શકે નહિ, અને તેને બીજા માણસો દોહી લઈ દૂધની ચોરી કરી શકે નહિ આવી રીતે આત્માને ધર્મ ક્રિયાઓમા પરોવવો એ ગાયને જાડા ખીલા સાથે બાંધવા બરાબર જ છે આત્માનો ગુણ કેવ થપાડ છે એ આત્મા જાણે છે

આત્માને આ ગુણ મેળવવાની હઠ તમના છે, છતા આત્માને તેની પોતાની માલીકીની એ વસ્તુ નથી મળી શકતી તેનુ કારણ વિચારજો કોઈ માણસ પાસે તમે પાચ હજાર રૂપીયા માગો છો, તમારા અને તેના બંનેના ચોપડામાથી આ વાત સાબીત થાય છે તમે કોર્ટમા દાવો કરો છો ન્યાયાધીશ તમારૂ લેણુ સાચુ છે એ ઠરાવી આપે છે, અને હુકમનામુ કરી આપે છે, છતા એ પૈસા તમો સીધી રીતે મેળવી શકતા નથી

## ધર્મ ક્રિયા આત્માને પડતો બચાવે છે

તમારૂ લેણુ છે, તમે પૈસા માગો છો, તમારૂ માગણુ વ્યાજબી છે, એ સઘળી વાત કબુલ છે, પરંતુ તે છતા તમારૂ એવુ કાંઈ બળ નથી કે જેથી તમે ઘરમા પેસી જઈને તેની પાસેથી તમારા પૈસા વસુલ કરી શકો તમારા પૈસા લેણા છે,

તમે માગો છો એ વાત સાચી છે સરકારે તે વાત કબૂલ રાખી છે, પરંતુ તે છતા તમારૂ લેણુ વસુલ કરવા અહીં તમોને બેલીફની જરૂર પડે છે, અને તમારૂ જે લેણુ હોય તે માત્ર બેલીફની મારફત જ વસુલ કરી શકાય છે

**બેલીફથી લેણુ વસુલ કરાય**

એજ પ્રમાણે આત્માને કરવી પડતી ક્રિયાઓનુ પણ સમજવાનુ છે આત્માને જે કેવળ જ્ઞાન થવાનુ છે તે જ્ઞાન બહારથી લાવવાનુ નથી, અથવા તે જ્ઞાન કોઇની પાસેથી ઉછીનુ પણ લેવા જવાનુ નથી પરતુ એ જ્ઞાન તમે ક્રિયાઓ દ્વારા જ પ્રાપ્ત કરી શકો છો ગાયનુ ઉદાહરણ આપણે આગળ જોયુ છે ગાયને જાડે ખીલે બાધીએ તો તેનાથી તે છૂટી થઇને ગમે તેમ રખડી શકતી નથી, અને તે ગમે ત્યા રખડવા જતી ન હોવાથી તેનુ દૂધ પણ ચોરાવા પામતુ નથી, પરિણામે ગાય વધારે દૂધ આપે છે ગાયને ખીલે બાધવામા જેમ તેને રખડતી બધ કરવાનો ઉદ્દેશ રહેલો છે, તે જ પ્રમાણે આત્માને ક્રિયામા જોડવામા પણ તેને વિવિધ વિષયો તરફ ભમતો અટકાવવાનો જ હેતુ છે આત્માને ક્રિયાઓ વડે વિષયોમા વહી જતો રોકી નાખવાનો જ ઉદ્દેશ છે અને એ જ ઉદ્દેશપૂર્વક જૈન શાસનની સઘળી ધર્મ ક્રિયાઓને અવકાશ છે

ગાયને જાડે ખીલે ન બાધી રાખો તો પરિણામ એ આવે છે કે તે છૂટી જાય છે, અને ગમે ત્યા રખડવા મડી પડે છે, તે જ પ્રમાણે આત્મા પણ જો ક્રિયાઓમા પરોવાયેલો ન રહે, તો આત્માનુ અધ્યવસાયરૂપી દૂધ સ્ત્રી, પુત્રો, પૈસો અને બીજી પૌદ્ગલિક ઉપાધિઓમા વહેચાઇ જાય છે આત્મા

વિષયોરૂપી કાદવ તરફ વહી જાય છે, અને સમાગ્ના વિચા રોમા જ તે સદા, સર્વદા પરોવાયેલો રહે છે આ સંગ્રામમાંથી તેને બચાવી લઈને આત્મકલ્યાણને માર્ગે વાળવા અર્થે ખીલારૂપી ધર્મ ક્રિયાઓમા તેને રોકી રાખવામા આવે છે આ રીતે ધર્મક્રિયાથી આત્મા મસારના વિચારોમા વહી જતો રોકી શકાય છે અથાત્ કૈવલ્યજ્ઞાનથી વિમુખ થવાનો તેનો તે માર્ગ બધ થાય છે, પરતુ હવે તેને કૈવલ્યપણુ મેળવવાનુ તો બાકી જ રહે છે

કૈવલ્ય કયારે મળી શકે?

એ કૈવલ્યપણુ શી રીતે મેળવવુ તે સમજવાને માટે આ સાથે એવીકનુ ઉદાહરણ લેવાની જરૂર છે તમારી મિલ્કત પ્રતિવાદી પાસે છે, સરકારે તમારી વાત માન્ય રાખી છે, તમારી મિલ્કત ઉપર તમારો અધિકાર સ્વીકાર્યો છે પરતુ તે છતા જો તમે જાતે જ હુકમનામુ બજાવવા જાઓ, તો પ્રતિવાદી એવો જબરો છે કે તમારા પાઘડી લૂગડા પણ તે આચકી લે છે તમારી પાઘડી લૂગડા ન જાય અને તમોને તમારી ચીજ પાછી મળે તે જોવાનુ કામ બેલીફનુ છે તેજ પ્રમાણ તમારા આત્માનો જે કૈવલ્યગુણ છે એ તમારી માલી કીનો છે એવુ શ્રીજિનેશ્વર ભગવાને હુકમનામુ કરી આપ્યા છતા તે હુકમનામાની બજાવણી માટે તમારે 'મોહક્ષય" રૂપી બેલીફની જરૂર પડે છે મોહક્ષયરૂપી બેલીફ જો તમારી સાથે આવતો નથી અને તમે તમારી ટીકીના પૈસા વસુલ કરવા જાઓ અર્થાત્ કે આત્માનો કૈવલ્યગુણ લેવા જાઓ તો પરિણામ એ જ આવશે કે તમારે બીજે તોરણે જ માડવા આગળથી પાછા ફરવુ પડશે!

## મોહક્ષયરૂપ બેલીફ

કેવલ્યગુણ એ તમારા આત્માનો પ્રધાન ગુણ છે, પરતુ એ તમારી ખોવાએલી મિલ્કત છે તે તમારી ખોવાએલી મિલ્કતનો કબજો મેળવવા તમારે મોહક્ષયરૂપી બેલીફને સાથે રાખ્યા વિના છૂટકો જ નથી જો તમે મોહ ઉપર કબજો મેળવી ન શકો તો ખાતરીથી માની લેજો કે તમારી આ મ સિદ્ધિ તમે કદી પણ મેળવી શકવાના જ નથી, અને તમારા કૈવલ્યાભિલાષી આત્માને ઠોકરો જ ખાવી પડવાની છે વ્રત, ઉપ વાસ, પોષધ એ સઘળા મોહની મદતા કરનારા હોવાથી તેઓ સઘળા બેલીફને સ્થાને છે

## હુકમનામુ ચોકખુ જોઇએ

હવે તમે એવો પ્રશ્ન કરી શકો છો કે, પૌષધાદિ કર વાથી મોહમદતાની પ્રાપ્તિ થાય છે એટલે પૌષધાદિની આવશ્યકતા તો સ્પષ્ટ છે, પરતુ ખમાસમણ દેનાથી શો લાભ થાય છે 'નમો નાણસ્સ' એ ગણણાની કૈવલ્યની પ્રાપ્તિમા શી આવશ્યકત રહેલી છે? ઠીક, તમારી મિલ્કત પારકાની પાસે છે એમા કાઇ સશય નથી ન્યાયની કોર્ટે તમારી વાત માન્ય રાખી છે, અને તમોને હુકમનામુ કરી આપ્યુ છે હુકમનામુ બજાવવા માટે તમે બેલીફને પણ તમારી સાથે રાખ્યો છે કોઇ રીતે તમે અપૂર્ણતા રાખી નથી, પરતુ તમારા હુકમનામામા કોર્ટની સહી છે તે ઉપર જ તમે શાહી ઢોળી દો અથવા ડેકા પાડી દો તો જો એમ થાય તો તમે તમારૂ લેણુ એ હુકમનામાની રૂએ વસુલ કરી શકવાના નથી તમારૂ હુકમનામુ સ્પષ્ટ શબ્દ વાર અને ચોખ્ખુ જ હોવુ જોઇએ તમે વિચાર કરો કે તમાર

જ્ઞાનરૂપી મિલ્કત તમે પાછી મેળવવાને માટે જે હુકમનામુ મેળવ્યુ છે તે હુકમનામુ શુદ્ધ અપવાદ રહિત અને ચોખ્ખુ છે ખરૂ કે ?

## ગીરે હુકમનામુ ન બજાવાય

તમારા લાભનુ હુકમનામુ તમે મેળવી દીધુ છે એ વાત સર્વથા સાચી છે, પરતુ એ હુકમનામુ તમે ગીરે મૂકી દીધુ છે દેવુ કરીને તમે દાટ વાર્યો છે, દેવુ કરતા કરતા નથી ધરાયા! દેવુ કરી કરીને એવી દશા આણી મૂકી છે કે તમારી આબરૂ પર તમોને કોઈ પમો પણ ધીરવા તૈયાર નથી આ સ્થિતિમા તમે હુ મનામુ જ ગીરે મૂકીને પૈસા લાવી ખાઈ ગયા છો તમારૂ આ રીતે ગીરે મૂકાએલુ હુકમનામુ તમારે બેનીફ બજાવી શકવાનો નથી, ત્યારે તમારે જો તમારૂ લેણુ પકવવુ હોય તો સૌથી પહેલા તમારી એ ફરજ છ કે તમારે તમારા હુકમનામા પરનો ગીરાનો બોજો ચૂકવી દેવો જોઇએ

## જ્ઞાનરૂપી અમરપટ્ટો ગીરે મૂકાયો છે

હવે તમારૂ જ્ઞાનનુ હુકમનામુ કયા અને કેવી રીતે ગીરવે મૂકાયુ છે તેનો વિચાર કરો કૈવલ્યજ્ઞાન તમારી મિલ્કત છે, એનો અમરપટ્ટો તમે જ્ઞાનવરણીય કર્મને ત્યા ગીરવે મૂકેલો છે, ત્યાથી તમારે તમારી ગીરે મૂકેલી મિલ્કત પાછી છોડાવવાની જરૂર છે જ્ઞાનાવરણીય કર્મનુ જે આવરણ બધાયેલુ છે તે શી રીતે તૂટે છે તેનો વિચાર કરો જે પ્રકારે કર્મો બધાય છે તેનાથી ઉલટા પ્રકાર બધાએલા આવરણોનો અત પણ આવે છે ગીરે મૂકેલી મિલ્કત છોડાવવી હોય તો તેનો સૌથી પહેલો રસ્તો

એ છે કે જેટલા પૈસા આપણે લીધા હોય, તેટલા પૈસા પાછા ભરી દેવા જોઈએ તમારો જ્ઞાન ઉપરનો તમારી માલી કીનો અમરપણે શી રીતે ગીરો મૂકાએલો છે, તે તમારે તપાસવાનુ છે જ્ઞાન પ્રત્યેની અરૂચિ, જ્ઞાની પરત્વેની અરૂચિ અને જ્ઞાનના સાધનો પ્રત્યેની અરૂચિ, એ ત્રણે વસ્તુઓની અરૂચિ દ્વારા જ્ઞાનાવરણીય કર્મ બધાય છે, ત્યારે જો એ કર્મને તો પુ જ હોય તો પહેલા કરતા ઉલટો માર્ગ તમારે હાથે ગ્રહણ થવો જ જોઈએ, તે સિવાય જ્ઞાનાવરણીય કર્મ ખસવ પામતુ નથી

## જ્ઞાનાવરણીય કર્મ શી રીતે જાય ?

જ્ઞાન પરત્વેની અરૂચિ, જ્ઞાની પરત્વેની અરૂચિ અને જ્ઞાનના સાધનો પરત્વેની અરૂચિ એથી જેમ જ્ઞાનાવરણીય કમ બધાય છે ( तत्प्रदोषनिह्नवमात्सर्यान्तरायासादनोपघाता ज्ञानदर्शनावरणयो । तत्त्वा० अ० ६ सू० ११ ), તેજ પ્રમાણે જ્ઞાનન સાધન પરત્વેની ભક્તિ, જ્ઞાન તરફ બહુમાન અને જ્ઞાની તરફ બહુમાન, એ ત્રણથી જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય પણ થવા પામે છે જ્ઞાનદાન તમારા દેવ યજ્ઞાન ઉપરની તમારી માલીકી અમરપણે જે ગીરો મૂકાએલો છે તેને છોડાવવાનો માર્ગ એ છે કે તમારે જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધનો એ ત્રણેની આરાધના સપૂર્ણપણે કરવી જોઇએ છે એ ત્રણેની આરાધના ન કરતા જો તમે તે એકની વિરાધના થાય અને બાકીના બેની આરાધના થાય, તો પણ તેથી જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાનો નથી જ, ઉલટુ જ્ઞાનાવરણીય કર્મ બધાતા જ પામશે જ્ઞાન ઉપર અથવા જ્ઞાની ઉપ અથવા તેના સાધનો ઉપ

જો તમે જરા પણ રોષ દર્શાવશો, ત્રણમાથી ગમે તે એક પરત્વે પણ જો તમારા હૃદયમાથી દ્વેષ બહાર પડશે તો તેથી તમારા જ્ઞાનાવરણીય કર્મોમા ઘટાડો થવાનો નથી, પરતુ વધારો જ થવા પામશે તમારે જો તમારા જ્ઞાનાવરણીય કર્મોને ખપાવવાજ હોય તેનો નાશ કરવો જ હોય તેનો અન્ત લાવવો જ હોય તો તેનો ધોરી માર્ગ એક જ છે કે ઉપર કહેવા પ્રમાણે ત્રણેની આરાધના કરો! જેમ અડપલુ કરવાથી મામાનો જે ગુન્હો થએલો છે, તે ગુન્હો ત્યારે જ મિથ્યા થાય છે કે જ્યારે આપણે તેની માફી માગીએ છીએ તે જ પ્રમાણે જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધનો, એનો દ્રોહ કરીને જે જ્ઞાનાવરણીય કર્મ બાધ્યુ છે, તે ત્યારે જ છૂટે છે કે એ ત્રણેનો જ્યારે આદર કરવામા આવે છે

## વરદત્ત અને ગુણમજરીનો સબધ

અહીં વરદત્ત (वरदत्तादिसम्बन्धो मन्ति भवि०अ०४ श्लो०८) અને ગુણમજરીની કથાની યાદ તાજી કરવાની જરૂર છે (ઉપદેશ પ્રાસાદ વ્યા૦ ૨૧૫) વરદત્ત અને ગુણમજરી પૈકી ગુણમજરી પૂર્વભવમા એક વ્યવહારી જિનદેવની સ્ત્રી હતી ગુણમજરીના પુત્રોને પડિતે જ્ઞાન ન આવડવાને માટે શિક્ષા કરી હતી ગુણમજરી પુત્રોને ઉપાધ્યાયથી થએલી શિક્ષાથી ઉશ્કેરાઈ ગઈ હતી અને તેણીએ પોતાના પુત્રોના પડિતને ગાળો દીધી હતી છેવટે પોતાના પુત્રોને એવી શિખામણ આપી હતી કે પડિત તમને શિક્ષા કરે તો પોથી પાટી તમે તેમને સામી મારજો, અને પાટી આદિ ભાગી નાખીને ઘેર ચાલ્યા આવજો', આ રીતે જ્ઞાની અને જ્ઞાનના સાધનોની વિરાધના થાય છે પડિતને

ગુણમંજરીએ જે નિષ્ઠુર શબ્દો કહ્યા હતા, તે જ્ઞાનીની વિરાધના છે અને પાટીપોથી ઇત્યાદિ બાળી નાખવાનું જે કથન કર્યું હતું, તેના દ્વારા જ્ઞાનના સાધનોની વિરાધના કરી. ગુણમંજરીના આ કાર્યને તિરસ્કારીને પતિએ તેણીને કહ્યું હતું કે-

## પતિનો સ્ત્રીને જવાબ

"આચાર્ય બાળકને શિક્ષા કરે છે, તેથી રોષ પામવાનું કે કલહ કરવાનું કારણ નથી, પરંતુ આચાર્યે કરેલું કામ શા હેતુથી કરેલું છે તે વિચારવાનું છે. આ કાર્ય બાળકના આત્માની હિતબુદ્ધિ રાખીને કરવામાં આવ્યું છે અને તેથી તેમને માટે આપણે રોષ કરવો એ કર્તવ્ય નથી।"

ગુણમંજરીએ જવાબ આપ્યો હતો કે-

"ભલે છોકરા ભણ્યા વિનાનો મૂર્ખા રહે, તેથી નાઈ છોકરાને શિક્ષા થશે?, તે હું સહન કરીશ નહિ"

## જ્ઞાનાવરણીય કર્મનો સંચય કેવી રીતે થાય?

ગુણમંજરીના આ વર્તનથી જ્ઞાનની વિરાધના થઈ હતી. આ રીતે જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધનોની વિરાધના થાય છે, આવી રીતે ત્રણેની યા ત્રણમાંથી ગમે તે એકની પણ વિરાધના થવાથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે.

વળી જેમ જ્ઞાન જ્ઞાની અને જ્ઞાનના સાધનો, એ ત્રણની વિરાધના દ્વારાએ જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે, તે જ પ્રમાણે બીજા પણ કેટલાક કારણોથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે. જ્ઞાનની રુચિ હોય છતાં જ્ઞાનના સાધનો કાઢીને ત્યાં હોય અને તે ઉપાડી લાવવા પ્રથી વાચના માગી લાવ્યા હોય તે ઓળગી

જવા, જ્ઞાનનો ગ્રંથ હોય અને તે કોઈ માગે તો "નથી" એવો જવાબ આપવો, પોતાને જ્ઞાન હોય અને કોઈ પૂછવા આવે તો કહેવાની અરૂચિ ખાતર કિંવા બીજા કોઈ વિચારથી તે વસ્તુ મને આવડતી નથી એમ કહી દેવું, આ સઘળો જ્ઞાનનો નિહ્નવ છે

જેમ ત્રિતત્વોની (જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધન) વિરાધના દ્વારા જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે, તે જ પ્રમાણે જ્ઞાનનો મત્સર કરવાથી પણ જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે કોઈ સમર્થ વિદ્વાન્ અને મહાન્ જ્ઞાનીની ઈર્ષા કરવી, તેના વ્યાખ્યાનો, ભાષણો, ઉપદેશો ઈત્યાદિ દ્વારા જે કીર્તિ તેને મળતી હોય તેનો તિરસ્કાર કરવો, કોઈ ગ્રંથ પ્રકાશક જ્ઞાનનો માર્ગ, શોભિતો અને આકર્ષક ગ્રંથ બહાર પાડતો હોય, તો પણ દાઝયા કરવા થઈને તે ગ્રંથ સારો અને શોભિતો થવા માટે તેની ઈર્ષા કરવી; એ બધાથી જ્ઞાનાવરણીય કર્મ બાંધવા પામે છે (આશ્રવો જ્ઞાનસ્ય જ્ઞાનવતાં જ્ઞાનસાધનાનાં च प्रत्नीका निह्नवो मात्सर्यम् तराय आसादन उपघात इति ज्ञानावरणाश्रवा भवन्ति । एतैर्हि ज्ञानावरण कर्म बध्यते, एवमेव दर्शनावरणस्येति तत्त्वा० भा० अ ६ सू ११,

ત્રિતત્વોની વિરાધનાથી તથા ઉપર જણાવ્યું તે દ્વારાએ જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે આ સઘળા કર્મો તોડવા કેવી રીતે તેનો વિચાર કરો લાખની જગો પર કોડી કશી જ વિસાતમાં નથી, તે જ પ્રમાણે આ સઘળા કર્મોના પ્રચંડ ભાર નીચે દબાએલા આત્મા માટે દેવવંદન, ખમાસમણ અને વીશ નવકારવાળી એની તો કશી કિંમત જ નથી?

## ઉપવાસાદિ એકલાથી કાર્ય સિદ્ધિ ન થાય

દેવવંદન, ખમાસમણ, નવકારવાળી એની કશી કિંમત જ

નથી, એથી એમ ન સમજશો કે તે સઘળા કરવાની જ જરૂર નથી તે સઘળુ આવશ્યક છે, પન્તુ મહિને વ્યાજનો જ ડપ્તો હજાર રૂપીયાનો થતો હોય, તે માણસ યાજમુ,ન પેટે પાચ રૂપીયા ભરવા જાય તેનો જેમ કશો અર્થ નથી, તે જ પ્રમાણે અહીં ઉપરોક્ત કથનનો પણ હેતુ છે હવે જે પ્રચડ કર્મબધનો ઊભા છે તેની અપેક્ષાએ માત્ર જ્ઞાનપચમીને દિવસે જ ડાહ્યા બની જઇએ, તે દિવસ માટે જ વ્રત, ઉપવાસ કરીએ અને બાકીનુ કાઇ ન કરીએ તો તેથી આપણો દહાડો વળનાનો નથી, તે યાદ રાખજો

## કઈ તિથિ જ્ઞાનપચમી ?

આપણે કાર્તિક માસની શુક્લ પચમીને જ્ઞાનપચમી માનીને ( श्रुतपञ्चमीकाऽऽराद्धाऽऽराद्धन्तोक्तनयोजप । मवि० अ० ९ श्लो० ६८ ) તેનો આદર કરીએ છીએ, તે દિવસે જ્ઞાનના પુસ્તકો બહાર કાઢીએ છીએ અને જ્ઞાન માડીએ છીએ

## ચદરવાપુઠીયાના શણગારથી કાર્ય નહિ થાય

ચદરવાપુઠીયા વગેરે બહાર જનતાના દર્શનાર્થે મૂકીએ છીએ, પન્તુ આ સઘળાની સાથે એમ વસ્તુ તમારે ખાસ તપાસવાની છે જ્ઞાન માડનાર અને જ્ઞાનનુ દર્શન કરનાર, એ સઘળાએ પોતાની મગવાહી લક્ષમા રાખવાની છે એક તો એકલા ચદરવાપુઠીયા કાઢીને તે પ્રથો સહુ બહાર મૂકયા અને તેના દર્શન કર્યા એટલે જ તમે કાર્યની પૂર્ણ કક્ષાએ પહોચી ગયા છો એમ માની લેશો નહિ જ્ઞાનની પૂર્ણ આરાધના તો હજી બાકી જ છે ચદરવાપુઠીયાની સુશોભિતતા અને ઉપયોગીતા સાથે તમારે અદરના પુસ્તકોની પણ સભાળ રાખવાની

છે, તેવી દરકાર કેટલા રાખે છે અને કેવી રીતે રાખે છે તેનો વિચાર કરો!

**પુસ્તકોની રાખવી જોઇતી કાળજી**

ચદરવાપુઠીયાની દરકાર સાથે અદરના પુસ્તકોની પણ કાળજી રાખી? તે સુધયા છે કે બગડયા છે, તે પણ તમારે જોવાની જરૂર છે જે જ્ઞાનને પ્રતાપે જૈન શાસન ઉજ્જ્વલ છે, તે જ્ઞાનના પ્રતિબિંબ સમા ગ્રથોની પુરેપુરી કાળજી તમારે રાખવાની છે

**વરને (જ્ઞાનને) વિસરી જાઓ છો અને જાનૈયા (ચદરવાદિ) જમાડો છો!**

નથી અને ચદરવાપુઠીયાની કાળજી સાથે એક ડગનુ આગળ વધો લગ્નને દહાડે તમારી ટેવ છે કે તમે વરરાજાને ભૂખે મારો છો અને સાથે આવેલા જાનૈયાઓ માલમલિદા ઝાપટી જાય છે અહીં પણ તમે તે જ સ્થિતિનુ દર્શન કરાવો છો અહીં જ્ઞાન એ વર છે અને ચદરવાપુઠીયા એ તેના જાનૈયા છે તમે જાનૈયાને જમાડો છો અને વરને વિસારી જાઓ છો! ચદરવાપુઠીયાની સભાળ લીધી, પરતુ જ્ઞાનના ફેલાવા માટે તમે શુ કર્યું? એથી એમ ન સમજશો કે ચદરવાપુઠીયા જોવાની જરૂર જ નથી અલબત્ત એની પુરની સભાળ રાખવી, જુની અને નષ્ટ થતી પ્રતોની નવી પ્રતો તૈયાર કરાવવી, જ્ઞાનના પુસ્તકોનો પ્રચાર કરવો, પુસ્તક પ્રકાશની શાસનાનુકૂલ સઘળી પ્રવૃત્તિ કરવી એ ઇષ્ટ છે અને તે તમારી ફરજ પણ છે, પરતુ એ સઘળો જાનૈયાને જમાડવાનો વ્યાપાર છે વરરૂપી જ્ઞાનની સભાળ પણ તમારે રાખવાની છે, તે તમે શી રીતે રાખો છો તે વિચારી જુઓ?

## જ્ઞાનનો ફેલાવો, ઉદ્ધાર અને વધારાના પ્રશ્નો

તમે જ્ઞાનના ફેલાવા માટે શું કર્યું ? જ્ઞાનનો ઉદ્ધાર કેટલો કર્યો ? જ્ઞાનમાં વધારો કેટલો કર્યો ? આ ત્રણ પ્રશ્ન વિચારતા પહેલા તો તમારે પોતે તમારો હિસાબ જોવાનો છે કે ગયા વર્ષમાં તમે નવું જ્ઞાન મેળવીને તમારા પોતાના આત્માને કેટલો સુધાર્યો, તેને કેટલો સંસ્કારી બનાવ્યો અને તેને મોક્ષની સમીપમાં કેટલે અંશે લઈ ગયા ? અથવા તો તમે તમારા આત્માને કેટલે અંશે અજ્ઞાની બનીને બગડવા દીધો અથવા તમે કેટલા બગડયા ! પછી તમારે આ વાત પણ વિચારવાની છે કે તમે જ્ઞાનનો ઉદ્ધાર કેટલો કર્યો ? જ્ઞાનનો સમાજમાં પ્રચાર કરવા માટે તમે શું શું પ્રયત્નો કર્યા ? તમારા શરીરની શક્તિનો કેટલામો ભાગ તમે જ્ઞાનોદ્ધારમાં વાપર્યો અને તમારી વાર્ષિક આવકનો કેટલામો ભાગ તમે જ્ઞાન પ્રચારમાં આપી દીધો ?

જ્ઞાનપંચમ્યાદિ સાથે તમે જ્યારે આ બધા પ્રશ્નો વિચારી જોશો અને તેને શાસ્ત્રદૃષ્ટિએ અમલમાં મૂકશો, ત્યારે જ તમે સાચી જ્ઞાનપંચમી ઉજવી એમ ગણશો, તે સિવાય તમે જ્ઞાનપંચમી પુરેપુરી રીતે ઉજવી છે એવું તમે ન કહી શકો !

## હવે સરવૈયું તો એચો

હવે આગળ વધો ! દીવાળીમાં અમુક દિવસે તમે શારદા પૂજન કરો છો બીજા બધા આર્યો કરતા જૈન આર્યોને શારદા પૂજન સાથે વધારે સંબંધ છે, કારણ કે જૈનેતર આર્યોનો વ્યવસાય બધાનો જ વ્યાપાર રોજગાર ન હોવાથી તેમને ત્યાં નિયમિત શારદાપૂજન કરવામાં આવતું નથી, ત્યારે જૈનોનો સંબંધ માત્ર વ્યાપાર સાથે જ હોવાથી તેમને ત્યાં શારદાપૂજા વધારે

નિયમિત રીતે થાય છે એ શારદાપૂજનને દિવસે પૂજનમા તમે જે દ્રવ્ય મૂકો છો તે દ્રવ્ય પૂજનની સમાપ્તિ થયા પછી તમે ક્યા મૂકો છો, તેનો વિચાર કરો એ દ્રવ્ય પાછુ કોથળીમા મૂકો છો કે શારદાની સેવામા સમર્પણ કરી દો છો તે તપાસો?

## શારદાપૂજા કે લક્ષ્મીપૂજા?

શારદાપૂજનમા મૂકેલુ દ્રવ્ય તમે ધીમે રહીને કોથળીમા સેરવી દો છો! ખરી રીતે શારદાપૂજનમા મૂકેલા દ્રવ્યને કોથળીમા સેરવી દેવાનો તમોને જરા ય અધિકાર નથી જ! શારદાપૂજનનુ દ્રવ્ય એ તમારે શારદાની પૂજામા જ વાપરવાની જરૂર છે શારદાપૂજન વેળાએ તમે જે કાંઈ દ્રવ્ય પૂજનમા વાપરો છો, તે દ્રવ્ય તમે જ્ઞાનખાતામા લઈ જઈ શકો છો! તમારાથી જ્ઞાનપૂજનમા મૂકાએલુ એ દ્રવ્ય કોથળીમા તો નજ મૂકી શકાય! એ તમારૂ દ્રવ્ય તમારે જ્ઞાનખાતામા જ આપી દેવાની જરૂર છે જ્યા સુધી તમે એ દ્રવ્ય જ્ઞાનખાતામા ન વાપરો, ત્યા સુધી તમારી એ શારદાપૂજા માની લેજો કે અધુરી છે!

## અન્યદર્શનના ધરાવવા જેવી તમારી સ્થિતિ

વૈષ્ણવો જેવી જ તમારી સ્થિતિ ન થવી જોઈએ, દેવોને નૈવેદ્ય, થાળ, દ્રવ્ય ઇત્યાદિ ધરાવીને પછી ગોસ્વામીઓ તે લઈ લે છે તેઓ એમ કહી શકે કે, "હે ભગવન! આરતી ઉતારૂ ઘંટ બજાઉં, તમને ધરાવુ, તો હુ શુ ખાઉં? પરતુ એવી દશા તમારી ન જ હોઈ શકે એનો ખ્યાલ રાખજો શારદાપૂજન વખતે તમે જે કાંઈ મૂકો છો તે તમારાથી કોથળીમા નજ મૂકી શકાય એનો ખ્યાલ રાખજો! શારદા એટલે સરસ્વતી અર્થાત્ જ્ઞાન છે, તો પછી જ્ઞાનપૂજાને નામે બહાર નીકળેલુ

દ્રવ્ય તે જ્ઞાનખાતામાં જ જવું જોઈએ, તે પાછું કોથળીખાતામાં જઈ જ ન શકે, આ વાત તમો ધ્યાનપૂર્વક વિચારશો તો તમોને જણાઈ આવશે કે તમે જે કરો છે તે વ્યાજબી નથી

## લક્ષ્ય લક્ષ્મીપૂજનમાં જ છે!

ખરી વાત એ છે કે શારદાપૂજનને દિવસે નામ છે "શારદાપૂજન", પણ લક્ષ્ય છે લક્ષ્મીપૂજનનું! તમે ધ્યેય લક્ષ્મીપૂજનનું રાખો છો અને શારદાપૂજન કરો છો માટે જ તમારી શારદાપૂજા સફળ થવા પામતી નથી સરસ્વતી એ તો આર્યોની સામાન્ય દેવી છે સરસ્વતીને તો વૈદિક આર્યો પણ માને છે અને આપણે જૈન આર્યો પણ સરસ્વતીને માનીએ છીએ દિગંબરો પણ માને છે ( जयउ सुय देवया, श्रुतदेवताकी जय हो महाबंध प्रस्तावना पृ० २३)

## જૈનોને શારદાપૂજન સમ્યગ્જ્ઞાન માટે

જૈન આર્યોનું શારદાપૂજન એ સમ્યગ્જ્ઞાન શા માટે કહી શકાય છે કે તે વખતે તમે એનો આદર સત્કાર કરો મુહૂર્ત વગેરે જોવડાવો છો અને ધર્માનુકૂળ થઈને એ કાર્ય કરો છો, ત્યારે વિચાર કરો કે સમ્યગ્જ્ઞાનને નામે તમે શારદાપૂજન કરો છો, તો પછી સમ્યગ્જ્ઞાનની પૂજા, તેની સંભાળ, તેનો પ્રચાર વગેરે શા માટે કરતા નથી વારુ? તમે એમ સમજતા હશો કે અમે તો દેવવંદન કરીએ છીએ, નવકારવાળી ગણીએ છીએ એટલે હવે અમારે બીજું કાંઈ પણ કરવાનું બાકી નથી, તો તેવી માન્યતા ધરાવનારાઓએ યાદ રાખવાની જરૂર છે કે એ રીતે તમારી જ્ઞાનપૂજા અધુરી છે તમારી [illegible]

તરીકે જ તમારા પચ્ચક્ખાણ અને બીજી ક્રિયાઓને સ્થાન છે, પરંતુ તમે ત્રિતત્ત્વોની વિરાધના, નિહ્નવ ઈત્યાદિ દ્વારા તમારૂં હુકમનામું ગીરે મૂક્યું છે, તે છોડાવવા માટે જ્ઞાનની સંપૂર્ણ આરાધના તમારે કરવાની બાકી જ છે, અને તે આરાધના રૂપે જ ત્રિતત્ત્વોની આરાધના સાથે તમે પોતે કેટલું જ્ઞાન પામ્યા, જ્ઞાનોત્તેજક કાર્યોમાં તમે તમારૂં ધન અને શરીર કેટલું વાપર્યું એ સઘળું તમારે જોવાનું છે જ્ઞાનની આરાધનામાં આ બધા જ કાર્યોનો સમાવેશ થાય છે, એ સત્ય સમજવાનું છે

' જ્ઞાન દશા જે આકરી "

હવે એક વાત ઉપર તમારે ખાસ લક્ષ આપવાની જરૂર છે, તે વસ્તુ એ છે કે જૈન શાસન એ જ્ઞાનક્રિયાત્મક શાસન હોવા છતાં તેણે જ્ઞાનની આરાધના ઉપરજ આટલું બધું જોર કેમ આપ્યું છે? શાસનનો રથ એ કાંઈ એકલા જ્ઞાનના ચક્ર ઉપર જ ચાલનારો રથ નથી, પરંતુ તે જ્ઞાન અને ચારિત્ર એ બંને ચક્રો ઉપર ચાલનારો છે, તો પછી ચારિત્રને વધારે મહત્તા ન આપતા જૈન શાસને જ્ઞાનને જ શા માટે આટલી બધી મહત્તા આપી છે વારૂ? જ્ઞાનને આટલું બધું મહત્ત્વ આપીને જ્ઞાનપંચમીને પર્વરૂપે સ્થાપન કરવાનું કારણ એ છે કે જ્ઞાન એ મોક્ષના અત્યંત સમીપવર્તી પ્રદેશમાં હોવા સાથે જ્ઞાનના અંશમાંથી ચારિત્રના ચક્રની ઉત્પત્તિ થાય છે ચારિત્રના ચક્રમાંથી જ્ઞાનના ચક્રની ઉત્પત્તિ થવા પામતી નથી

જ્ઞાન પહેલું કેમ?

જ્ઞાનના ચક્રમાંથી જ ચારિત્રના ચક્રની ઉત્પત્તિ થાય છે ( सवणे णाणे य विण्णाणे पच्चक्खाणे य संजमे । अणण्हए तवे चेव

वोदाणे अकिरिया सिद्धी ॥२१॥ भग० पृ० १४१ सवणे णाणे य विन्नाणे पच्चक्खाणे य संजमे। अणण्हते तवे चेव वोदाणे अकिरिय निव्वाणे ॥१॥ ठाणा० पृ० १०६, नानस्य फलं विरतिः, प्रशम० श्लो० ७२, તેથી જ જ્ઞાનને વિશેષ મહત્તા આપેલી જોવામા આવે છે શાસ્ત્રકારોએ તો સ્પષ્ટ રીતે કહી જ દીધુ છે કે "જ્ઞાન દશા જે આકરી તેહ ચરણ વિચારો" ( સીમ० વિન० સ્ત ગા० ३ ગા० ७ ) એટલે કે જ્ઞાનની જે વિશુદ્ધ દશા છે તે જ ચારિત્ર દશા છે આથી એમ સમજવાનુ નથી કે ચારિત્રની કાઈ મહત્તા જ નથી, અને બધી મહત્તા જ્ઞાનની જ છે જ્ઞાન ગમે એટલુ હોય તો પણ જો ચારિત્ર ન હોતુ, તો ત્યા મોક્ષની પ્રાપ્તિ નથી એ સ્પષ્ટ છે ( जहा खरो चदणभारवाही भारस्स भागी न हु चन्दणस्स। एव खु नाणी चरणेण हीणो, नाणस्स भागी न हु सोग्गईए ॥१॥ आव नि गा० १००) છતા જ્ઞાન અંગમાથી જ ચારિત્ર જન્મ પામતુ હોવાથી ચારિત્ર પચમીનુ પર્વ ન રાખતા જ્ઞાનપચમીનુ જ પર્વ રાખવામા આવ્યુ છે

## જ્ઞાનથી ચારિત્રની ઉત્પત્તિ

શાસ્ત્રકારમહારાજ સ્પષ્ટ રીતે કહે છે કે 'पढम नाण तओ दया ( द० अ० ४ ) અર્થાત્ પહેલુ જ્ઞાન થાય છે અને જ્ઞાન થયા પછી જ દયા (સંયમ) એટલે ચારિત્રની પ્રાપ્તિ છે " पढम नाण तओ दया" એમા तओ કહી વાક્યના બે પાડ્યા છે એ બે શાસ્ત્રકારોએ શા માટે પાડ્યો છે તે તમારે ખૂબ ધ્યાન રાખીને વિચારવાનુ છે આ વાક્યને બે ભાગમા પાડી દેવામા આવ્યો જ

નથી શાસ્ત્રકારોએ અહીં વાકયભેદ ન પાડ્યો હોત તો તેઓ એમ પણ કહી શક્ત કે, 'જ્ઞાન લાભ થાય એટલે દયાનો લાભ થાય નાણાંનો દયા' એવુ એક વાક્ય અહીં કહી શકત, પરન્તુ તેવુ ન કહેતા શાસ્ત્રકારો અહીં વાકયભેદ પાડે છે, અને બે વાકયો કહે છે એમા જરૂર કાંઈ ભેદ રહેલો હોવો જ જોઈએ

पढम नाणनु ગૂઢતત્ત્વ

અહીં કાંઈક ગૂઢતત્ત્વ હોવુ જ જોઈએ એ ગૂઢ તત્ત્વ એ છે કે જ્ઞાન અને ચારિત્ર એ બનેમા જ્ઞાનનુ ચક્ર પહેલુ ગણાયુ છે, અને તેની જરૂરિયાત પહેલી માની છે એ ચક્રમાથી જ ચારિત્રના ચક્રની ઉત્પત્તિ થતી હોવાથી અહીં ચારિત્ર કરતા જ્ઞાનને પહેલુ લેવામા આવ્યુ છે, અને તેને લગતુ વાક્ય આગળ મૂકવામા આવ્યુ છે આ રીતે અહીં ચારિત્ર ચક્રની પહેલા જ્ઞાનચક્રની આવશ્યકતા જ દર્શાવી છે હવે "एव चिट्ठइ सव्वसंजये (द० अ ४)" એ બીજુ વાક્ય શા માટે કહેવામા આવ્યુ છે તેનો વિચાર કરો જો ચારિત્રચક્રની મુખ્યતા ન હોત તો અહીં એકલુ પહેલુ વાકય જ બસ હતુ 'एव चिट्ठ" सव्वसनये" એ વાકયની અહીં કાંઈ જરૂર જ ન હતી એ વાક્ય અસગત અને અપ્રકરણી જ લેખાત, પરતુ આગલુ વાકય જુદુ કરી દયાની (ચારિત્રની) મુખ્યતા કરી છે, તેથી જ બીજુ વાકય વાજબી ઠરે છે હવે એનો વિચાર કરો કે "अन्नाणी किं काही" (द० गा० ૪૨), અજ્ઞાનને શાસ્ત્રકારોએ ખરાબ શા માટે કહ્યુ છે, અને જ્ઞાન સારૂ શા માટે ,

**જ્ઞાન સારૂ કેમ ?**

જ્ઞાનને સારૂ કહીએ છીએ અને અજ્ઞાનને ખરાબ કહીએ છીએ, પરંતુ અજ્ઞાન ખરાબ શા માટે છે અને જ્ઞાન સારૂ શા માટે છે, તેનો વિચાર કરો. અજ્ઞાન એ અજ્ઞાન તરીકે ખરાબ નથી, તે જ પ્રમાણે જ્ઞાન એ જ્ઞાન તરીકે પણ સારૂ નથી, પરંતુ જ્ઞાન આત્માનું કલ્યાણ કરી શકે છે (દ૦ ગા૦ ૧૧, ૬૨ ૬૧) માટે તે સારૂ છે અને અજ્ઞાન આત્માનું કલ્યાણ કરી શકતું નથી, તે માટે જ તે નઠારૂ અથવા ખરાબ છે ખરી રીતે કહીએ તો જે આત્માનું હિત કરી શકે છે તે જ જ્ઞાન છે અને જે આત્માનું અહિત કરે છે તે જ અજ્ઞાન છે આ જ હેતુથી આચાર્ય દેવ શ્રીશય્યંભવસૂરીશ્વરજીમહારાજ અજ્ઞાનને ખરાબ મનાવે છે અને તેમણે ' अन्नाणी किं काही ' એ વાક્ય લખ્યું છે અર્થાત્ અજ્ઞાન આત્માના હિતનું કાર્ય કરવા દેતું નથી, માટે તે ખરાબ છે જ્યારે જ્ઞાન આત્માના હિતનું કાર્ય કરવા દે છે માટે તે સારૂ છે

**ચૌદપૂર્વીના પ્રશ્ન**

ચૌદપૂર્વી શ્રુતકેવળીઓને તો કાંઈ પ્રશ્ન કરવાપણું હોતું જ નથી તેઓ ત્રણે કાળને અને સઘળા પદાર્થોને તેના પર્યાયો સહિત જાણે છે, પરંતુ તે છતાં તેઓ પ્રશ્ન કરે છે તેનું કારણ શું તે વિચારો એજ કારણથી તેઓ પ્રશ્નો કરે છે કે જેથી જ્ઞાનની મહત્તા જણાય છે, અને બીજાઓ પણ જ્ઞાન પામી શકે છે

**અજ્ઞાન ખરાબ કેમ ?**

જ્ઞાનને સારૂ ગણ્યું છે અને અજ્ઞાનને ખરાબ ગણ્યું છે

અજ્ઞાની દયા (ચરણ) કરતો નથી, માટે અજ્ઞાન ખરાબ ગણુ વામા આવ્યુ છે અજ્ઞાનીની ક્રિયા ફળમા શૂન્યરૂપે છે, અજ્ઞાની ક્રિયા કરે છે પરતુ તેની ક્રિયા અહેતુકરૂપે છે, જ્ઞાનીની ક્રિયામા મોક્ષનો હેતુ રહેલા છે, ત્યારે અજ્ઞાનીની ક્રિયામા હેતુ જ નથી અથવા હેતુ હોય તો પણ તે પૌદ્ગલિકતાનો છે, તેથી જ અજ્ઞાની દયા કરી શકતો નથી આ જ કારણથી અજ્ઞાનને ખરાબ ગણવામા આવ્યુ છે, અર્થાત્ કે અજ્ઞાની, તેના અજ્ઞાનને લીધે દયા નથી કરી શકતો, માટે જ અજ્ઞાન ખરાબ છે અજ્ઞાનથી પ્રેરાયેલો આત્મકલ્યાણના કાર્યો પણ ન જ કરી શકે

સવર, નિર્જરા, આસ્રવ, બધ એમાનુ કાઇ પણ અજ્ઞાની સમજતો નથી, તે બિચારો આ વસ્તુઓને સમજી જ ન શકે તો પછી તે તેને આચરણમા તો ઉતારી જ ક્યાથી શકવાનો હતો વારુ ? ચારિત્ર વગરનો હોય અને જ્ઞાનને માર્ગે ન આવેલો હોય તે દયા પણ ન કરી શકે, અને આત્મકલ્યાણના બીજા કામો પણ ન જ કરી શકે અજ્ઞાની સર્વસયત એટલે સર્વ વિરતિને સમજી શકતો નથી, અને તે ન સમજી શકવામા તેને કારણભૂત અજ્ઞાન છે, માટે જ અજ્ઞાનને ખરાબ માનવામા આવ્યુ છે

## જ્ઞાન માટે જ્ઞાનપચમી

જ્ઞાનની કેટલી મહત્તા છે તે આથી સિદ્ધ થાય છે જ્ઞાન એ આત્મકલ્યાણને સાધનારૂ છે તે સર્વસયતને સમજી શકે છે અને દયા કરી શકે છે, એને જ અગે જ્ઞાનની મહત્તા છે અને તેથી જ શાસ્ત્રમા ચારિત્રબોધ કે દર્શનદશમ જેવા પર્વો ન રાખતા જ્ઞાનપચમીનુ જ પર્વ રાખ્યુ છે

### શ્રીમહાનિશીથસૂત્રમાં જ્ઞાનપંચમી

હવે કોઈ એવો પ્રશ્ન કરશે કે કર્મનો બંધ તો પાંચે જ્ઞાનથી મટી જનારો છે, તો પછી પાંચે જ્ઞાનની આરાધના માટે જ્ઞાનપંચમી ન રાખતાં શ્રુતજ્ઞાનની આરાધના માટે જ પંચમીનું મહાપર્વ કેમ ઠરાવવામાં આવ્યું છે? આવી શંકા કરવી એ સર્વથા અર્થ વિનાનું કાર્ય છે "જ્ઞાનપંચમી"ને આપણે મુખ્યતાએ જ્ઞાનપંચમી જ કહીએ છીએ "મહાનિશીથ સૂત્ર"માં (અ૦ ૭ સૂ૦) પણ જ્ઞાનપંચમીને 'જ્ઞાનપંચમી જ' કહેવામાં આવી છે

### શ્રુતજ્ઞાનની મહત્તા

જ્ઞાનપંચમીને શ્રુતપંચમી (श्रुतपञ्चमीकाऽऽराद्धाऽऽराद्धाऽत्तो ज्ञानपोऽजपै । भविष्य० पृ० ६६ श्लो० ४४) કહેવામાં આવે છે તેનું કારણ એટલું જ છે કે એક દૃષ્ટિએ શ્રુતજ્ઞાન સઘળાં જ્ઞાનનું સર્વોપરી જ્ઞાન છે પાંચે જ્ઞાનનો પ્રકાશ શ્રુતજ્ઞાનથી જ થાય છે, માટે જ જ્ઞાનપંચમીનો શ્રુતપંચમી તરીકે પણ ઉલ્લેખ કરી શકાય છે *ભાષ્યકારમહારાજ શ્રીમાન્ જિનભદ્રગણીક્ષમાશ્રમણજીએ કહ્યું છે કે "અર્થાત્ શ્રુત

---

*मतिश्रुतावधिनामपर्यायकेवलं । मेदा ज्ञानस्य पंचैते मान्या मनीषिसत्तमैः ॥१॥ ज्ञानं सप्तमंतमत गुणतया ग्राह्यं तथैतन्मत, दाता तद्धर आदिमो गुणरतां नम्य सदा सत्तमैः । आराध्यश्च सुमेरनीय चरणो नाशातनीय सदा, वण्य सद्गुणगणनेन विदुषां वार्या च निंदा बुधैः ॥२॥ गणधरा गुणगौरवशालिनो, न्धुरग्वडमतिश्रुतसंपद । प्रति

તે એક રીતે નહિ ઇચ્છવા જોગ શબ્દ છે, અને તેથી સભ્યતા તરીકે તેવા શબ્દો વાપરવાથી દૂર રહેવું એમાં કાંઈ ખોટું નથી તે જ પ્રમાણે શ્રુતપંચમીને શ્રુતજ્ઞાનપંચમી કહેવું એ પણ બહુ ઇચ્છવા યોગ્ય નથી!

## જ્ઞાન માટે પંચમી જ કેમ?

હવે જ્ઞાન માટે પંચમી જ કેમ? જ્ઞાનપંચમી કયારે માનવી યોગ્ય છે? કાર્તિક માસમાં કે જેઠ માસમાં? અને જ્ઞાનની આરાધના માટે પર્વ તરીકે પંચમી જ કેમ માનવી? સાતમ આઠમ કે પુનમ એને માટે કેમ યોગ્ય નથી માની તેનો વિચાર કરો. જ્ઞાન પાંચ પ્રકારના છે, તેથી જ જ્ઞાનની આરાધના માટે પંચમીનો દિવસ ઠરાવાએલો છે એમાં જ મહત્તા અને બુદ્ધિપૂર્વકતા રહેલી છે

## દિગંબરોની જ્ઞાનપંચમી

આપણે કાર્તિક માસમાં પંચમીનું પર્વ કરીએ છીએ ત્યારે દીગંબરો જેઠ મહિનામાં જ્ઞાનપંચમી કરે છે! ( ज्येष्ठ सितपक्षपञ्चम्यां, चातुर्वर्ण्यसंघसमवेत । तत्पुस्तकोपकरणैर्व्यधात् क्रियापूर्वकं पूजाम् ॥ १४३ ॥ श्रुतपंचमीति तेन प्रख्यातिं तिथिरियं परामाप । अद्यापि येन तस्यां श्रुतपूजां कुर्वते जैनाः ॥ १४४ ॥ इन्द्रनन्दिकृत श्रुतावतार ॥ આ લોકો આ જ્ઞાનપંચમી કરવાનું જે કારણ બતાવે છે તે ખરેખર વિચારવા જેવું છે તેઓ કહે છે કે તેમના સંપ્રદાયમાં અર્હદ્દગની અને ભૂતબલી નામના બે સાધુઓ થઈ ગયા હતા ( अहिवल्लि माघनंदि य धरसेणं पुप्फयंत भूयबली। १६ ॥ नि० पट्टावली, भूयबलियाइरिया सुत्तमाह, धवला

ટીકા વીરસેન૦ ) તેમણે કોઈ ગ્રંથ બનાવ્યો તે ગ્રંથ તેમણે જેઠ શુદ પાંચમને દિવસે પૂર્ણ કર્યો હતો, માટે તે દિવસને દિગંબરોએ જ્ઞાનપંચમી તરીકે પર્વ ગણીને પળાવવા માંડયો છે આ ભાઈઓને આપણે વ્યાજબી રીતે એમ પૂછી શકીએ છીએ કે "મહાનુભાવ! ઉપરોક્ત નામના સાધુએ ગ્રંથ રચ્યો, તેની પૂર્ણાહુતિ થઈ, તે દિવસને તમે જ્ઞાનપંચમી કહો છો, અને તે દિવસે ચતુર્વિધ સંઘે મહોત્સવ કર્યો, માટે તેને જ્ઞાનપંચમી કહો છો, તો પછી ભગવાન્ શ્રીગૌતમસ્વામીના જ્ઞાનનું પર્વ તમે શું રાખ્યું છે?" આ પ્રશ્નનો તેમની પાસે કશો જ જવાબ નથી

## દિગંબરોને પ્રશ્નો

ગણધર ભગવાન શ્રીગૌતમસ્વામીના જ્ઞાનનું પર્વ તેઓ ઉજવતા નથી અને કોઈ બે સાધારણ સાધુઓ, તેમના જ્ઞાનનું પર્વ પાળે છે!

બીજી વાત એ છે કે ગૌતમસ્વામીના જ્ઞાનનું પર્વ નથી રાખ્યું તેનું કારણ શું? અને કોઈ બે સાધુઓએ ગ્રંથ પૂરો કર્યો ત્યારથી જ પર્વનો આરંભ કરી દીધો તેનું કારણ શું?

આ સઘળા પ્રશ્નોના તેમની પાસે કાંઈ જવાબો જ નથી

## દિગંબરોની વાત વિશ્વાસનીય નથી

કોર્ટમાં તમારે ચોપડા રજુ કરવાના હોય, તો ચોપડા અસલ હોવા જોઈએ તે મનાવવી અથવા જે દિવસના તારીખ લખેલા હોય તો તેના ઉપર કોર્ટ વિશ્વાસ રાખતી નથી, કારણ કે તે લખાણું નવું છે આજ પ્રકારે દિગંબરોની વાતો પણ વિશ્વાસનીય નથી! શ્રીજિનેશ્વરમહારાજાઓ અને ગણધર-

ભગવાનો, તેમના જ્ઞાનનુ એમને ત્યા કાઇ લાગતુ વળગતુ નથી! તેમના જ્ઞાનના સ્મારકના સભારણાનુ તેમણે એક પર્વ પણ રાખ્યુ નથી, પરતુ ચાર દિવસ ઉપર થઈ ગએલા નવા સાધુઓના જ્ઞાનનુ પર્વ તેમણે પકડી રાખ્યુ છે કોર્ટની દૃષ્ટિએ દિગબરોના ચોપગ નવા લખાએલા છે અને તેથી તે વિશ્વાસપાત્ર હતા નથી દિગબરોને ત્યા આ રીતે ભગવાન શ્રીજિનેશ્વરોનુ કાઇ લાગતુ વળગતુ નથી ગણધરમહારાજો સાથે કાઇ સબધ નથી, પરતુ અર્હદ્દબલી, ભૂતબલી સાથે એમનો સબધ છે!

## દિગબરોને કોનુ શાસન?

દિગબરોનુ શાસન એ ભગવાન શ્રીજિનેશ્વરોનુ શાસન છે કે અર્હદ્દબલી, ભૂતબલીનુ શાસન છે? તેનો વિચાર કરો! વળી અર્હદ્દબલી, ભૂતબલી એમણે ગ્રથ રચ્યો અને તે પૂર્ણ થયો તે જ દિવસથી તેમણે પર્વ ઉજવવા માડયુ કે પર્વનો મહોત્સવ પાછળથી શરૂ કર્યા તે બીજો પ્રશ્ન છે

## દિગબર શાખામા ગ્રથો જ ન હતા

અર્હદ્દબલી, ભૂતબલીએ ગ્રથ રચ્યો એ દિગબરોના જાણવામા કેવી રીતે આવ્યુ છે એનો પણ તેમની પાસે કાઇ જવાબ નથી! ગણધરમહારાજાઓએ આગમોની રચના કરી એ વાત તો સવને સાધારણ રીતે જણાવામા આવી હતી કારણ કે ગણધરમહારાજાઓ જ્યારે દીક્ષા લે છે ત્યારે સમોસરણ હોય છે, ઇન્દ્રો હોય છે, વાસક્ષેપ કરાય છે, પૂછે લોય છે, ( जदा य गणहरा म त पव्वजिता ताहे किर एगनिसेज्जा एगारस अगाणि चोद्दसहिं चाहस पुव्वाणि एव ता भगवता अ... कहितो ताहे भगवतो एगपासे सुत्त करेति, त अक्खरेहि पदे...

यज्णेहिं सम, पच्छा सामी जम्स जत्तिओ गणो तम्म तत्तिय अणुनाणति, एत्तो तित्य होहितित्ति। आव० चू० पृ० ३३७ ) આ મધ્યળાથી ભગવાન્ શ્રીગણધરદેવોની પ્રતિભા અને કીર્તિ માલમ પડે છે, પરન્તુ 'અર્હદ્દબલીએ ગ્રંથ તૈયાર કરી દીધો એની દિગંબર સમાજને ખબર કેવી રીતે પડી હશે તે શંકાનો ઉત્તર જોઈએ છે। ખરી વાત એ છે કે દિગંબર શાખામાં ગ્રંથો જ ન હતા।

ગ્રંથ વિના શાસનનું સંચાલન શક્ય જ નથી, એટલે તેઓ અન્ધાઈ ઊડયા હતા અને કોઈ પણ પ્રકારે ગ્રંથોત્પત્તિ ચાહતા હતા। ત્યાં આ બે અર્હદ્દબલી, ભૂતબલી નીકળી આવ્યા, અને તેમણે ચોપડા લખી આપ્યા એટલે સંઘે ઉત્સવ કર્યો,

**સંતાન વગરનાને છોકરાની જેમ**
**દિગંબરોને બે બલીનો ગ્રંથ**

સાધારણ રીતે વ્યવહાર દૃષ્ટિએ પાપુ સંતાન વિનાના માબાપોને એકાએક છોકરો જન્મે છે ત્યારે આનંદ આનંદ થઈ રહે છે અને સઘળે હર્ષના મંગળ ગીતો ગવાય છે, તે જ પ્રમાણે અહીં પણ બનેલું માલમ પડે છે એક તો શાસ્ત્રો જ નહિ તેમાં આ બે સાધુઓએ શાસ્ત્રો બનાવી આપ્યા, એટલે સમાજે તેના જ્ઞાનને વધાવી લીધું છે, અને તેનો ઉત્સવ પણ આદરી દીધો। પરંતુ આ ધમાલમાં જિનેશ્વર ભગવાનો જે કાંઈ કહી ગએલા છે, તે બાજુએ રહી ગયું છે અને શાસ્ત્રોમાં નવું જ તુત દાખલ થઈ ગયું છે તેનો વિચાર સરખો કરવાની કોઈએ તસ્દી લીધી જ નથી। આગમોના અસ્તિત્વ વિના સમાજમાં કેવી ગરબડ અને સ્ખલના થાય છે, તે સમજવાને માટે આ

એક સારામા સારો ઐતિહાસિક પ્રસગ છે અને તે ઐતિહાસિક પ્રસગ આજના કહેવાતા સુધારકોએ પણ આગમોની આવશ્યકતા સમજવા માટે ખ્યાલમા લેવો જરૂરી છે

## દિગબરોને પહેલા શાસ્ત્રો હતા કે નહિ?

દિગબર જૈનો જ્ઞાનપચમીના ઉત્સવવેળાએ તે પુસ્તકનો વરઘોડો કાઢે છે એ વસ્તુનો ખાસ વિચાર ન કરીએ તો પણ એવો પ્રશ્ન તો સ્વાભાવિક રીતે જ જન્મે છે કે સઘળા જ્ઞાન માત્રની આરાધનાનો આ ઉત્સવ છે, તો પછી તે સઘળુ મૂકીને અર્હદ્બલીની ભૂતબલીએ રચેલા માત્ર એક જ પુસ્તકને સ્વીકારી લેવુ અને એ એક જ શાસ્ત્રના રચનારાના માનમા ઉત્સવ પણ યોજી દેવો એ શુ વાસ્તવિક છે? કોઈ પણ સજ્જન એ વાત તો સ્વીકારવા તૈયાર જ નથી થવાનો કે સઘળા જ્ઞાનનો ઉત્સવ કરવાનુ તજી દઈને તેમજ ગણધર ભગવાન વગેરેના ચૌદ પૂર્વેનો મહોત્સવ તજી દઈને, અને બીજા આચાર્યોના ગ્રન્થોનો મહોત્સવ તજી દઈને અથવા તેમના ઉત્સવો ન કરીને બે સાધુઓનો જ કરવો! વળી સઘળા જ્ઞાનને ઉડાવીને એક જ શાસ્ત્રમા ગોંધી જવુ એ પણ વિચારવા જેવુ છે બીજો પ્રશ્ન એ છે કે અર્હદ્બલી, ભૂતબલી તો લગભગ ત્રીજી ૧૦મા સૈકામા થયા હતા, ત્યારે શુ તે પહેલા દિગબરોના શાસ્ત્રો હતા કે નહિ? આ સઘળા સવાલો એવા છે કે જેનો કોઈ જવાબ જ નથી!!

વૈશાખ શુ૦ ૧૧ એ પણ જ્ઞાનની આરાધનાનો દિવસ છે કારણ કે વૈશાખ શુ૦ ૧૦મે ભગવાનને જ્ઞાન ઉત્પન્ન થયુ અને અગ્યારસે તીર્થ સ્થાપના થઈ છે પરતુ ખાસ જ્ઞાનની બહુમાન પૂર્વક આરાધના કરવાને માટે તો શાસ્ત્રોએ યોજેલો કાર્તિક શુદ

પચમીનો દિવસ એ જ વધારે યોગ્ય અને અનુકૂળ છે

## જ્ઞાનપચમી માટે કાર્તિક માસ કેમ?

હવે જ્ઞાનનો મહોત્સવ કરવા માટે કાર્તિક માસની જ પચમીનો દિવસ કેમ વ્યાજબી માન્યો છે તેનો વિચાર કરો આગળ વારવાર કહેવામા આવ્યુ છે કે જ્ઞાનના પાચ પ્રકારો છે, તે માટે જ પચમીનો દિવસ પર્વ તરીકે રાખ્યો છે આ વાત ઠીક છે પરતુ કાર્તિક શુદ પાચમને બદલે માગશર, પોષ કિંવા મહા માસમા આ પર્વ રાખવામા આવ્યુ હોત તો તેથી શુ ગેરલાભ થાત? અનુકૂળતાની દ્રષ્ટિએ કાર્તિક માસ જેવો જ્ઞાનની આરાધનાને માટે બીજો મહિનો નથી

બીજો મહિનો ન હોવાનુ કારણ ધ્યાનપૂર્વક સમજવા અને સાભળવા જેવુ છે।

## જ્ઞાનની આરાધના માટે કાર્તિક માસ

જ્ઞાનની આરાધના એટલે જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધનો, એ ત્રણેની ભક્તિ તેને જ્ઞાનની આરાધના કહે છે હવે પોષ કે વૈશાખ માસમા તમે જ્ઞાનીને કયા શોધવા જશો તેનો વિચાર કરો સાધુઓની સ્થિરતા કાર્તિક માસ સુધી જ હોય છે, અને જ્ઞાનીઓની કાર્તિક માસમા સ્થિરતા હોવાથી જ્ઞાની સાધુઓની આરાધના માટે કાર્તિક માસ સૌથી વધારે અનુકૂળ છે ચાતુર્માસ પૂરો થયા પછી સાધુમહારાજાઓની સ્થિરતા હોતી નથી અને તેની આરાધના કરવાનુ પણ દરેકને માટે અનુકૂળ થઈ પડતુ નથી કાર્તિક માસમા સાધુએની સ્થિરતા હોય છે, પ્રકૃતિના તોફાનો સમી ગએલા હોય છે, એટલે જે ગામમા જ્ઞાનીઓ હોય તે ગામના લોકોને તો આરાધના માટે યોગ્ય તક મળે

છે એટલુ જ નહિ પણ જેમને જ્ઞાનની આરાધના કરવી જ છે તેઓ પણ અનુકૂળ પડે તે સ્થળે જઈ જ્ઞાનની આરાધના કરી શકે છે આ રીતે જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનનુ સાધન એ ત્રણેના આરાધન માટે કાર્તિક માસ અને જ્ઞાન પાચ હોવાથી પચમી, એ જ દિવસ જ્ઞાનપચમી થવાને માટે પૂરી રીતે લાયક છે

## જ્ઞાનની મહત્તા

જ્ઞાનની મહત્તા સર્વશ્રેષ્ઠ, સર્વોત્કૃષ્ટ અને સર્વોપરી હોવાથી જ જ્ઞાનની આ મહત્તા જૈન દર્શનમા સ્વીકારવામા આવી છે તત્ત્વ દર્શનમા જ્ઞાન દીપક સમાન છે બીજા અનેક તત્ત્વોમા જ્ઞાન તત્ત્વ સુદર છે અને પ્રકાશ સમાન બળવાન્ છે આ ભયકર ભવ સસારને તરવાને માટે જ્ઞાન એ અત્યત ઉપયોગી નૌકા છે અને તેથી જ જ્ઞાનની મહત્તા વધારે છે નિવૃત્તિરૂપ ચારિત્ર, પ્રવૃત્તિ રૂપ ચારિત્ર, દાન, ક્રિયા બધી પ્રવૃત્તિઓ ક્ષાયિકતાને અર્પણ કરનારી છે, છતા તે સઘળી પ્રવૃત્તિઓનો છેવટે ત્યાગ કરવો જ પડે છે એકલો જ્ઞાનગુણ જ એવો છે કે અત સુધી તેનો ત્યાગ કરવો જ પડતો જ નથી પરન્તુ તે સાથેનુ સાથે જ રહે છે ભવનો જ્યા અત છે એવા સિદ્ધપણામા પણ જ્ઞાનનો પ્રકાશ કાયમ રહે છે સિદ્ધપણાને પ્રાપ્ત કરેલા આત્માઓ પણ જ્ઞાનનો ત્યાગ કરતા નથી, એથી સમજાય છે કે જ્ઞાન એ મોક્ષરૂપી મહાલયનો કીર્તિવતો શણગાર છે

વૈશેષિકો નૈયાયિકો, બૌદ્ધો એ સઘળા મોક્ષ અને જ્ઞાન બન્નેને માને છે બીજા સખ્યાબધ આર્યતત્વજ્ઞો કે જેઓ જૈન દર્શનને માનતા નથી, તેઓ પણ જ્ઞાન અને મોક્ષને સ્વીકારે છે, પરતુ તેમના અને જૈનોના મોક્ષમા ફેર એટલો જ છે કે તેમના

મોક્ષ સ્થાન એ પાંજરાપોળ જેવું છે. આત્મા ભવનાપથી ઘરડો થએલો, થાકેલો, કાંઈ ન જાણી શકે, ન સમજી શકે, એવી દશામાં અમુક સ્થાને પડી રહેલો હોય તો પછી એ સ્થાનમાં અને ખોડા ઢોરોની પાંજરાપોળમાં કાંઈ પણ તફાવત જોવા પામતો જ નથી, મોક્ષમાં પણ ચેતના રહે છે, એવું તેઓ માનતા નથી. જૈન શાસન તો સ્પષ્ટ કહે છે કે મોક્ષમાં પણ ચેતના અખંડ રીતે રહે છે. ખોડા ઢોરો જ્યારે શક્તિહીન થાય છે, ત્યારે તેમને તેમના ધણીઓ પાંજરાપોળને હવાલે કરે છે. તેવી રીતે તેમનો માનેલો મોક્ષ જ્ઞાન રહિત આ માઓનો નથ છે. અજૈનો કહે છે તેમ મોક્ષમાં જ્ઞાનરહિત પણ રહેતો હોય તો તો આવા મોક્ષને મોક્ષ ન કહેતા પાંજરાપોળ કહીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ કરવા જેવું નથી. જૈનોના મોક્ષમાં અને જૈનેતરોના મોક્ષમાં જે મોટો તફાવત રહેલો છે તે અહીં જ રહેલો છે.

સર્વજ્ઞ ભગવાનોએ જ્ઞાન પામીને તે જ્ઞાન વડે સિદ્ધ ભગવાનોના દર્શન કર્યા છે અને તેમણે જગતને સિદ્ધ ભગવાનોની માહિતી આપી છે. સર્વજ્ઞ ભગવાનો જણાવે છે કે એ સિદ્ધો સદા, સર્વદા જ્ઞાનગુણ દ્વારા પ્રકાશતા હોય છે અને જ્ઞાનગુણ વડે જ તેઓ જે કાંઈ થયું છે, થાય છે અને થશે તે સઘળાને જાણે છે. આ રીતે મોક્ષને સ્થાને પણ જ્યારે બીજા ગુણો છૂટી જાય છે, ત્યારે જ્ઞાનગુણ એ એક જ ગુણ એવો છે કે જે અનંતકાળ સુધી કાયમ છે. આત્મા જેમ અનાદિ છે તેમ જ્ઞાન ગુણ પણ અનાદિ છે અને તે જ્ઞાન અનંતકાળ સુધી રહે છે. (મ૦ મા૦ ગા૦ ૫૦૦ થી ૫૦૭)

છે એટલું જ નહિ પણ જેમને જ્ઞાનની આરાધના કરવી જ છે તેઓ પણ અનુકૂળ પડે તે સ્થળે જઇ જ્ઞાનની આરાધના કરી શકે છે આ રીતે જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનનું સાધન એ ત્રણેના આરાધન માટે કાર્તિક માસ, અને જ્ઞાન પાંચ હોવાથી પંચમી, એ જ દિવસ જ્ઞાનપંચમી થવાને માટે પૂરી રીતે લાયક છે

## જ્ઞાનની મહત્તા

જ્ઞાનની મહત્તા સર્વશ્રેષ્ઠ, સર્વોત્કૃષ્ટ અને સર્વોપરી હોવાથી જ જ્ઞાનની આ મહત્તા જૈન દર્શનમાં સ્વીકારવામાં આવી છે તત્ત્વ દર્શનમાં જ્ઞાન દીપક સમાન છે બીજા અનેક તત્ત્વોમાં જ્ઞાન તત્ત્વ સુંદર છે અને પ્રકાશ સમાન બળવાન્ છે આ ભયંકર ભવ સંસારને તરવાને માટે જ્ઞાન એ અત્યંત ઉપયોગી નૌકા છે અને તેથી જ જ્ઞાનની મહત્તા વધારે છે નિવૃત્તિરૂપ ચારિત્ર, પ્રવૃત્તિરૂપ ચારિત્ર, દાન, ક્રિયા બધી પ્રવૃત્તિઓ ક્ષાયિકતાને અર્પણ કરનારી છે, છતાં તે સઘળી પ્રવૃત્તિઓનો છેવટે ત્યાગ કરવો જ પડે છે એકલો જ્ઞાનગુણ જ એવો છે કે અંત સુધી તેનો ત્યાગ કરવો જ પડતો જ નથી પરંતુ તે સાથેનું સાથે જ રહે છે ભવનો જ્યાં અંત છે એવા સિદ્ધપણામાં પણ જ્ઞાનનો પ્રકાશ કાયમ રહે છે સિદ્ધપણાને પ્રાપ્ત કરેલા આત્માઓ પણ જ્ઞાનનો ત્યાગ કરતા નથી, એથી સમજાય છે કે જ્ઞાન એ મોક્ષરૂપી મહાનગરનો કીર્તિવંતો શણગાર છે

વૈશેષિકો, નૈયાયિકો, બૌદ્ધો એ સઘળા મોક્ષ અને જ્ઞાન બંનેને માને છે બીજા ગમ્યાગમ્ય આર્યનત્વજ્ઞો કે જેઓ જૈન દર્શનને માનતા નથી, તેઓ પણ જ્ઞાન અને મોક્ષને સ્વીકારે છે, પરંતુ તેમના અને જૈનોના મોક્ષમાં ફેર એટલો જ છે કે તેમના

મોક્ષ સ્થાન એ પાંજરાપોળ જેવું છે. આત્મા ભવનાપથી ઘરડો થએલો, થાકેલો, કાંઈ ન જાણી શકે, ન સમજી શકે, એવી દશામાં અમુક સ્થાને પડી રહેતો હોય, તો પછી એ સ્થાનમાં અને ઢોરા ઢોરની પાંજરાપોળમાં કાંઈ પણ તફાવત રહેવા પામતો જ નથી, મોક્ષમાં પણ ચેતના રહે છે, એવું તેઓ માનતા નથી. જૈન શાસન તો સ્પષ્ટ કહે છે કે મોક્ષમાં પણ ચેતના અખંડ રીતે રહે છે. ઢોરા ઢોરો જ્યારે શક્તિહીન થાય છે, ત્યારે તેમને તેમના ધણીઓ પાંજરાપોળને હવાલે કરે છે. તેવી રીતે તેમનો માનેલો મોક્ષ જ્ઞાન રહિત આ માઓનો નથી છે. અજૈનો કહે છે તેમ મોક્ષમાં જ્ઞાનરહિત પણ રહેતો હોય તો તો આવા મોક્ષને મોક્ષ ન કહેતા પાંજરાપોળ કહીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ કરવા જેવું નથી. જૈનોના મોક્ષમાં અને જૈનેતરોના મોક્ષમાં જે મોટો તફાવત રહેલો છે તે અહીં જ રહેલો છે.

સર્વજ્ઞ ભગવાનોએ જ્ઞાન પામીને તે જ્ઞાન વડે સિદ્ધ ભગવાનોના દર્શન કર્યા છે અને તેમણે જગતને સિદ્ધ ભગવાનોની માહિતી આપી છે. સર્વજ્ઞ ભગવાનો જણાવે છે કે એ સિદ્ધો સદા, સર્વદા જ્ઞાન ગુણ દ્વારા પ્રકાશતા હોય છે અને જ્ઞાનગુણ વડે જ તેઓ જે કાંઈ થયું છે, થાય છે અને થશે તે સઘળાને જાણે છે. આ રીતે મોક્ષને સ્થાને પણ જ્યારે બીજા ગુણો છૂટી જાય છે, ત્યારે જ્ઞાનગુણ એ એક જ ગુણ એવો છે કે જે અનંતકાળ સુધી કાયમ છે. આત્મા જેમ અનાદિ છે તેમ જ્ઞાન ગુણ પણ અનાદિ છે અને તે જ્ઞાન અનંતકાળ સુધી રહે છે. (સ૨૦ મા૦ ગા૦ ૫૦૭ થી ૫૦૭)

આ ધાર્મિક જ્ઞાનનો અને આજના પૈશાચિક જ્ઞાન
કોઇએ સબંધ જોડવાનો નથી જે જ્ઞાન સંસારના બંધનો
વધારે છે સંસારના પાપતાપને વિસ્તારે છે, દુર્ગતિને મા
આત્માને ઢકેલીને તેને પુદ્‌ગલોના શૃંગો પર પણ ણિરાજ
કરે તેવા જ્ઞાનને જૈન શાસન જ્ઞાન કહેતુ જ નથી એ જ્ઞા
તો મહાભયકર અજ્ઞાન છે જે જ્ઞાન મોક્ષ અપાવે તે જ્ઞાન
આ જ્ઞાનની, આવા જ્ઞાનથી યુક્ત એવા જ્ઞાનીની અને એ જ્ઞાન
સાધનોની જે કોઈ સમજપૂર્વક ભક્તિ કરે છે, તે ભવ્યાત
આ ભયકર સસારને તરી જઇને ઉત્તમ આનદને આપન
એવો મોક્ષ મેળવી શકે છે (इय भावणाहि सम्म णाणी जि
वयणवद्धमइरवस्सो। जरणोव्व पत्तणसहिओ समुद्दजाल तहइ कम
भव० भा० गा० ५२१ )

---

## ભાદરવા શુદ્દ પનુ પર્વતિથિપણુ

### એ નહિ પવે પચમીનો ખુલાસો

કેટલાક ભદ્રિક લોકો આચાર્ય ભગવાન યુગપ્રધાન
કાલિકસૂરિજીએ ભાદરવા શુદ ૫ ની સવત્સરી થતી હતી
પલટાવીને ભાદરવા શુદ ૪ ને દિવસે સવત્સરી પ્રવર્તાવી
વાતને સવત્સરીના પરિવર્તનમા નહિ લેતા ભાદરવા શુદ
પર્વતિથિપણુ કલ્પાકો ઉડાવી દે છે, અને તેમા 'એ પર્વે ન
પચમી, સર્વ સમાણી ચોથ' એ પંડિત શ્રીવીરવિજયજી
ચૈત્યવદનમા કહેલુ વચન આગળ કરે છે પણ તે ઘા ણા શાસ

## પુર્ણિમાના પ્રશ્નથી પચમીની ઘટના

જેમ પુનમની ચોમાસી પલટાવીને ચૌદશની કરી અને તેથી તે પુનમોને અઠ્ઠાઈમા ન ગણી, છતા તે પુનમોનુ પર્વપણુ તો શાસ્ત્રકારે માનેલુ છે–चतुर्मासाष्टाहिका चतुर्दशी यावत्पूर्णिमा यावद्वा गणनीयेति ? प्रश्नोऽत्रोत्तर–चतुर्मासाष्टाहिका साम्प्रत चतुर्दशी यावद्गणनीया, पूर्णिमा तु पर्वतिथित्वेनाराध्य त्वेति ॥२६९॥ सेन प्रश्न उ ૦ આ ઉત્તરથી ચોમાસીની બધી પુનમો ચોમાસી તરીકે પલટીને ચૌદશે ચોમાસી થઇ, અને તેથી ગ્રથકાર હાલ એવો શબ્દ વાપરે છે પરતુ તે સાથે પુનમને પર્વતિથિ તરીકે માનવાનુ તો કાયમ રાખે છે તેવી રીતે ભાદરવા શુદ પચમી પણ શાસ્ત્રકારોએ પર્વતિથિ તરીકે કાયમ રાખી છે

## અઠ્ઠમના પ્રશ્નથી પચમીનુ પર્વપણુ

હીરપ્રશ્ન પ્રકાશ ૪મા નીચે પ્રમાણે લખે છે–येन शुक्लपञ्चम्युच्चरिता भवति स यदि पर्युषणाया द्वितीयातोऽष्टम करोति तदेकान्तेन पञ्चम्यामेकाशनक करोति उत यथारुच्या ? इति प्रश्नोऽत्रोत्तरम्-येन शुक्लपञ्चम्युच्चरिता भवति तेन मुख्यवृत्त्या तृतीयातोऽष्टम कार्य । अथ कदाचितीद्वयात करोति तदा पञ्चम्यामेकाशनकरणप्रतिबन्धो नास्ति, करोति तदा भव्यमिति ॥१४॥ એટલે પચમીની આરાધના કરનારાઓએ મુખ્યત્વે ત્રીજથી અઠ્ઠમ કરવો જોઇએ એમ કહી પાચમનુ અજવાળીપાચમ તરીકે પર્વતિથિપણુ જણાવે છે

## પંડિત વીરવિજયજીનું વચન

પંડિત શ્રીવીરવિજયજીમહારાજશ્રીએ તો શ્રીકલ્પસૂત્ર વાચન, શ્રવણને અંગે જ પાંચમનો સમાવેશ ચતુર્થીમાં જણાવેલો છે તેથી પહેલાં લખે છે કે 'પંચમી દિને વાંચે સુણે હોય વિરાધી નિયમા' એ પંડિત વીરવિજયજીના બંને વચનો ચોથની સંવચ્છરીના પ્રતિપાદનના અને પંચમીએ કલ્પ નહિ વાંચવાના છે, તેથી વીરવિજયજીના નામે ભાદરવા શુદ પંચમીનું પર્વતિથિપણું ઉડાવવું તે અજ્ઞાનતા અને મહાપુરુષોના વચનની અવજ્ઞા કરનારૂં છે



# કાર્તિકી પૂર્ણિમા દેશના

## ( સિદ્ધાચલ મહિમા )

### સર્વદર્શન માન્ય શ્રીઆદિદેવ કલ્યાણપ્રદ હો!

ऐन्द्रश्रेणिनतः श्रीमान्नन्दतान्नाभिनन्दनः ।
उद्दधार युगादौ यो जगदज्ञानपङ्कतः ॥१॥

( अध्या० सा० )

### અવતારમાંથી ઈશ્વર કે ઈશ્વરમાંથી અવતાર?

આ જગતમાં સર્વ આસ્તિક દર્શનકારો ભિન્ન ભિન્ન મન્તવ્યો ધરાવે છે, છતાં દેવ, ગુરુ ધર્મ એ ત્રણ તત્ત્વોને માને છે. દેવતત્ત્વ, ગુરુતત્ત્વ કે ધર્મતત્ત્વના મન્તવ્યમાં મતભેદ નથી. મતભેદ વ્યક્તિગત છે. વૈષ્ણવો વિષ્ણુને દેવ માને છે, શૈવો શિવને દેવ માને છે જ્યારે સ્માર્તો બ્રહ્માને દેવ માને છે. એક દેવ એવા છે કે જેને જેમના શુદ્ધ નામે સર્વ દર્શનકારે નામાંતરે પણ માનેલા છે, માન્યા વિના તેમનો છૂટકો થયો નથી, તે દેવ કયા? શ્રીઆદિનાથ ભગવાન્ તેમને દરેક દર્શન

કાર માને છે ( 'त्वमादिदेव पुरुष पुराण , स्त्वमस्य विश्वस्य पर निधानम् । वेत्ताऽसि वेद्य च पर च धाम, त्वया तत विश्वमनन्तरूप ॥ भग० गी० अ० ११ श्लो० ३८ ) કોઈ દર્શનકાર ઋષભદેવ જીને અવતાર ગણે છે, કોઈ તેમને આદમ કહે છે, પણ તાત્પર્ય કે એમને માન્યા છે બધાએ

એ શ્રીઆદિદેવને જૈનો અવતાર તરીકે ઈશ્વર માને છે ? ના ! જૈનોમા અને ઈતરોમા જે ફરક છે તે આ જ છે ઈતરો પણ ઈશ્વર અને અવતાર માને છે, તેમજ જૈનો પણ માને છે પરન્તુ ઈતરો ઈશ્વરમાથી અવતાર માને છે ( 'परित्राणाय साधूना, विनाशाय च दुष्कृताम् । धर्मसस्थापनार्थाय, सभवामि युगे युगे ॥ भग० गी० अ० ४ श्लो० ८ ), જ્યારે જૈનો અવતારમાથી ઈશ્વર માને છે

ઈશ્વરનુ સ્વરૂપ શુ ? નિરજન, નિરાકાર, જ્યોતિસ્વરૂપ ( साकारोऽपि ह्यनाकारो, मूर्तामूर्तस्तथैव च । परमात्मा च बाह्यात्मा, अन्तरात्मा तथैव च ॥ महादेवस्तोत्र श्लो० १६ ) જ્યારે અવતાર તો કર્મ પુદ્ગલથી બધાયેલો મુખદુખવાળો અને શરીરધારી છે ઈતરો આવા નિરજન, નિરાકાર, જ્યોતિસ્વરૂપ ઈશ્વરને, મલિન અવતાર ધારણ કરવાનુ મન્તવ્ય ધરાવે છે, જ્યારે જૈનો મલિન અવતારમાથી અષ્ટ કર્મરહિત નિશુદ્ધ આત્મસ્વરૂપ એટલે કે ઈશ્વરત્વ પ્રાપ્ત કરવાનુ મન્તવ્ય ધારણ કરે છે અવતાર એટલે અષ્ટ કર્મસહિત ( નાનાવ યોન્યાદિ ) દશા અને ઈશ્વરપણુ એટલે કર્મરજરહિત નિરજન દશા ('भवबीजाङ्कुरजनना, रागाद्या क्षय मुपागता यस्य । ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥

એ મૂર્તિના વિધિપૂર્વક દર્શન કરવા જોઈએ ત્રિકાલદર્શન, ત્રિકાલપૂજન એ જ આદર્શ-સેવન ( सो पुण इह विण्णेउ संज्ञाओ तिण्णि ताव ओहेण । पचा० ८ गा० ५ ) જેઓને આ આદર્શના ગૌરવનો ખ્યાલ ન હોય તેઓ તો પ્રજલ્પવાદ કરી દે (બકી દે) કે 'એમ વારવાર દર્શન કર્યા કરો તેમા વળે શુ?' પણ એમા વાક એ બિચારા બકનારનો છે

ગાય, ભેસ શ્વાનાદિ પાસે મોતી, હીરા માણેક વગેરેનો ઢગલો કરો તેઓને એ રગવાનુ મૂલ્ય નથી, તેથી તે ઝવેરાતનુ મૂલ્ય ઘટી ગયુ? વાક કોનો? આદર્શનુ ગૌરવ જે ધ્યાનમા ન લે તેનો વારવાર, અહોનિશ દર્શન પૂજન વગેરે કરવાનો, આદર્શમા લીન થવાનો ઉદ્દેશ આદર્શને ઝડપી લેવાનો છે કારીગર, મિસ્ત્રિ પણ મકાનના ચણતર માટે પ્લાન કાયમ નજર સામે રાખે છે ને! નિષ્ણાત ચિત્રકાર કે વિદ્યાર્થી ચિત્રની કે શિક્ષણની સુન્દર સમજાવટ માટે કોઈ આકાર કે નકશો નજર સામે મૂકી જ રાખે છે ને? તેજ રીતેએ અહીં પણ આત્મસ્વરૂપ પ્રાપ્ત્યર્થે આ આદર્શ છે

શ્રીજિનેશ્વરદેવે મુકિત મેળવી, મુકિતનો માર્ગ બનાવ્યો સ્થાપ્યો માટે મુક્તિના જિજ્ઞાસુઓ (મુમુક્ષુઓ) માટે એ જ આદર્શ અવતારમાથી ઈશ્વર થના ઈચ્છનારે અવતારમાથી ઈશ્વર થનારનો જ આદર્શ હોય શ્રીજિનેશ્વરદેવની પ્રતિમા શ્રી જિનેશ્વરદેવ સમાન જ છે (धूव ठाउण जिणवराण, राज सू० ८१)

**સો શાણાનો એક મત!**

દુનિયામા પણ કહેવત છે કે 'સો શાણાનો એક મત'

'બાર મૂખાના તેર મત' અથવા 'બાર લૈયા અને તેર ચોકા' અનાદિ અનત કાળમા અનતા તીર્થકર અતીત કાળે થયા, વર્તમાન કાલે શ્રીમહાવિદેહાદિના જે તીર્થકરદેવો વિહરમાન છે અને અનાગત કાળે અનતા તીર્થકરો થશે, તે બધાનો એક જ સરખો માર્ગ અવતારમાથી ઇશ્વર કેમ થવુ એ જ ઉદ્દેશ માટેનો એક જ પ્રકારનો માર્ગ

## નવા ઉપદેશક તીર્થંકર

માર્ગ ગમે તેવો સચોટ ઉપદેશ્યો હોય, તે ગમે તેવા વિસ્તારમા પ્રચાર્યો હોય, તો પણ કાલાન્તરે વિકૃત થાય, અગર મદ થાય કે બધ પડે તે વખતે નવા ઉપદેશકની, નવા પ્રવર્તકની, નવા સસ્થાપકની જરૂર અને તે નવા સ્થાપક તે શ્રીતીર્થકરદેવ! આ રીતિએ જૈન દર્શન અનતા ઈશ્વર માને છે, તેથી તેને તેમા બાધ નથી ઈશ્વરને સૃષ્ટિ બનાવનાર માનનારાઓ ઇશ્વરમાથી અવતાર માને છે અને તેથી તેઓની સૃષ્ટિ બની તે બની આથી તેઓ ઇશ્વર એક માને છે, છતા અવતાર તો અનેક માનવા જ પડે છે તેઓમા પણ કહેલુ છે – 'यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत।। એ ઇશ્વરો આ અવતારમાથી જ થયા હીરા પણ ખાણમાથી જ નીકળે છે ને? ખાણમા કાઈ બધા જ હીરા હોતા નથી તેમા પત્થરો વગેરે પણ હોય છે કાલાન્તરે બધ પડેલા માર્ગને ફરી ચલાવે તે શ્રીતીર્થકરદેવ! તે જ શ્રીપરમેશ્વર! વિચ્છેદ થઈ ગયેલા મુક્તિ મેળવવાના માર્ગની સ્થાપના કરે તે પરમેશ્વર ( व्युच्छिन्न तीर्थ तीर्थकर एव व्यवस्थापयति, माध्य वृत्ति, प्र० प० पृ० २१ )

## શ્રીઋષભદેવજી પરમૈશ્વર્ય આપનારા થાઓ !

શ્રીઋષભદેવજી ભગવાન, માર્ગના કેટલા આંતરે થયા? અઢાર કોડાકોડી સાગરોપમના આંતરે થયા છે ('अष्टादशकोटिकोटिसागरभ्रष्टधर्मिणाम्। क्रियोद्धारकर स्वामिन्, तमोभरविरोचन॥ शत्रु० मा० स० ३ श्लो० ३८) એમના વખતમાં યુગલિકો હતા (तथा कान्त्या च बुद्ध्या च अभ्यधिकास्तेभ्यो मिथुनकमनुष्येभ्य इति॥ आव० हरि० पृ० १६६) એ દુનિયા કલ્પ ભોજનમાં પડી ગઈ હતી, ઇંદ્રિયોના વિષયો વિના બીજી વાત ન હતી, ધર્મનું નામ પણ ન હોતું તે વખતે ધર્મ સ્થાપવો કેટલો મુશ્કેલ!

શ્રીઋષભદેવજી ભગવાન્ માટે તો તમામ વૈભવ અભૂતપૂર્વ હતો. એમની નગરી પણ ઇંદ્રનિર્મિત હતી (आभोएउं सक्को उवागओ तस्स कुणइ अभिसेअं। मउडाइअलंकारं नरिंदजोग्गं च से कुणइ। १००॥ साहू विणिआ पुरिसा विणीअनयरी अह निविट्ठा ॥२००॥ आव० नि०) દેવતાઈ ઠકુરાઈ હતી. ભોજન માટે ફળોઆદિ પણ દેવતાઓ દેવકુરુઉત્તરકુરુમાંથી લાવીને હાજર કરતા હતા (भगवांस्तु ऋषभनाथो यावदद्यापि प्रव्रज्यां न प्रपद्यते तावद्देवोपनीतमेवाहारमुत्तरकुरुगतकल्पद्रुमफलरसमुपभुक्तवानिति। आव० मलय० पृ० १९०) અનેક દેવો સેવામાં હતા. આ વખતે શ્રીઋષભદેવજીએ ધર્મ આચર્યો અને સ્થાપ્યો.

'ધર્મ' શબ્દ વહાલો તો સૌને લાગે છે, પણ ધર્મનું રહસ્ય સમજવું આવશ્યક છે. ધર્મનું રહસ્ય એ જ કે 'ત્યાગમાં

સુખ અને ભોગમા દુઃખ' શ્રીઋષભદેવજી ભગવાને આવી દિવ્ય સાહ્યબીનો પરિત્યાગ કર્યો, તમામ વોસિરાવીને પ્રવ્રજ્યા અગીકાર કરી સપૂર્ણ સાધના કરી કેવલજ્ઞાન, કેવલદર્શન મેળવ્યુ, મુક્તિ હસ્તગત કરી અને મુક્તિના માર્ગની સ્થાપના કરી

શ્રીઋષભદેવજી ભગવાન્ તો આદિ દેવ હોવાથી, આદ્ય તીર્થંકર હોવાથી, તેમણે તો જગતના માનવીઓને દુનિયાની કલાઓ પણ બતાવી ( महारायवासमज्झे वसमाणे लेहाइआओ गणिअप्पहाणाओ सउणरुअपज्जवमाणाओ बावत्तरिं कलाओ जम्बू० प्र० सू० ३० ) તે વખતે કાઇ કલા ન હોતી, રસોઇ કરવાનુ પણ કોઈ જાણતુ ન હોતુ, વાસણ કેમ બનાવવા, રસવતી કેમ ... વગેરે કશુ કોઈ જ જાણતુ ન હોતુ (જાણવાની જરૂર ન હોતી, કેમકે કલ્પવૃક્ષથી તમામ મનોરથો પૂરાતા હતા, પણ કાળ પલટ્યો એટલે તેવી જરૂરિયાત ઉભી થઈ), કોઈ અનીતિ કરે તો કશી દડ નીતિ ન હોતી આ તમામનો પ્રબધ કરવાની ફરજ શ્રીઋષભદેવજીને શિરે આવી, તે તેમણે બજાવી

આ તમામ કાર્ય ગૃહસ્થપણામા કર્યુ એ વસ્તુને શ્રમણાવસ્થા સાથે, તીર્થંકરપણા સાથે, ધર્મનિદર્શન સાથે સબધ નથી ગૃહસ્થપણામા પણ ગૃહસ્થને યોગ્ય ફરજ બજાવવી જોઇએ મેમાન આવે તો જાતે ભૂખ્યા રહીને પણ મેમાનને જમાડવા જ પડે, તેમ તેવા પ્રસગે જરા દોષ વ્હોરીને પણ તથાવિધ ફરજો ગૃહસ્થે અદા કરવી પડે ભોગજીવન જીવનારાઓને પણ બચાવવા એ કર્તવ્ય જ છે, (इम च ण सव्वजीवरक्खणदयट्ठाते पावयण भगवया सुकहिय अत्तहिय पेच्चाभाविय आगमेसि भद्द सुद्ध

નેયાઉય અકુડિલ અણુત્તર સવ્વદુક્ખપ્પહીણમગ્ગં... (નેયાઉય અકુડિલ અણુત્તર સવ્વદુક્ખગાયાણ વિઉસમણ, પ્રશ્ન૦ સૂ૦ ૨૨), ભોગજીવન અને ત્યાગજીવન એ ઉભયજીવનના શ્રીઋષભદેવજી ભગવાન્ પ્રથમ પ્રવર્તક છે (तजहा उसमे इ वा पढमराया इ वा, पन्मभिक्खायरे इ वा, पन्मजिणे इ वा पन्मतित्थयरे इ वा ॥ કલ્પ૦ સૂ૦ ૨૧૦, अरहा कोसलिए पढमराया पढमजिणे पन्मकेवली पढमतित्थयरे पन्मधम्मवरचक्कवट्टी समुप्पज्जित्थे, જમ્બૂ૦ પ્ર૦ મૂ૦ ૩૦ )

તે શ્રીઋષભદેવજીભગવાને શ્રીસિદ્ધગિરિરાજનો મહિમા પ્રવર્તાવ્યો ( देशनान्ते प्रभु प्राह, पुण्डरीक गणेश्वरम् ॥ शत्रुंजय पर्वतोऽय, तीर्थराड् निर्वृत्तगृहम् ॥ ३० ॥ प्राणिभिय समारूढैर्लोका प्रमतिदुर्लभम् । अप्याप्यते स तीर्थेश ,शाश्वतोऽय गिरिर्वर ॥३१॥ अनादितीर्थमेतद्धि सिद्धान्तीर्थकृतोऽत्र च । अनन्ता मुनयश्चापि, क्षिप्त्वा स्वकर्मसञ्चयम् ॥३२॥ શત્રુ૦ મા૦ મ૦ ૫ )

## કાર્તિકી પૂર્ણિમા અને સિદ્ધક્ષેત્ર

જૈન જનતા તેમજ જૈનેતરો પણ ધર્મની અપેક્ષાએ કાર્તિકી પૂર્ણિમાને જેમ પવિત્ર માને છે, તેવી જ રીતે પૂર્વ કાળમા સમગ્ર લોકો પણ તે દિવસને ઘણા મોટા તહેવાર તરીકે માનતા હતા અને તેથી કાર્તિકી પૂર્ણિમાના તહેવારને કૌમુદી મહોત્સવ કહેતા હતા જેમ સામાન્ય લોકો રક કે રાજા, દરિદ્ર કે શ્રીમાન્ તે કૌમુદીના દિવસને એક મહોત્સવના દિન તરીકે માનતા હતા, તેમ તે લોકોને મહોત્સવ તરીકે માનવાના મૂળભૂત ભગવાન્ આદીશ્વરના વચનથી જૈનોમા

કાર્તિકી પૂર્ણિમાનો દિવસ મહાપર્વ તરીકે મનાતો આવેલો છે ('ते द्राविडवालिखिल्लमुख्यास्तत्र तपस्विन । तस्थुस्तीर्थजिनध्यानपरा मासोपवासिन ॥१६॥ निःशेषक्षीणमोहाङ्गा, कृत्वा नियामणां तत'। क्षामयित्वाऽखिलान् जन्तून्, मनोवचनयोगत ॥१७॥ निर्मल केवल प्राप्य, दुष्टकर्माष्टकक्षयात् । अन्तर्मुहूर्तात्त प्रापुर्दशकोटिमिता शिवम् ॥१८॥ युग्मम् ॥ આ તીર્થના પ્રભાવથી અને એકાગ્ર ધ્યાનથી દ્રાવિડ અને વારિખિલ્લ મુનિઓ ૧૦ક્રોડ મુનિ સાથે માસ ખમણની તપશ્યા કરીને તીર્થ અને જિનધ્યાનમા તલ્લીન બની સપૂર્ણ ક્ષીણ થયો છે મોહ જેનો એવા નિયામણા કરીને મન, વચન ને કાયાથી સર્વ પ્રાણીને ખમાવીને નિર્મલ કેવળ જ્ઞાનને પામીને આઠ કર્મના ક્ષયથી દ્રાવિડ અને વારિખિલ્લ વિગેરે દશ ક્રોડ મુનિઓ અતર્મુહૂર્તમા મોક્ષે ગયા.

कार्तिकेयपूर्णिमायां कृत्तिकास्थे निशाकरे। मुनय केवलैनैते, सिद्धि शत्रुञ्जये ययु ॥२१॥ यथा चैत्रस्य राकाया पुण्डरीकोऽग मन्दिरम् । कार्तिकस्य स्थितेऽपि, तदेते पवणी स्मृते २२॥ चतुर्मासावधिम्प्राप्य पूर्णिमायां भवेऽपि । शिवस्तस्यु सर्वोऽप्येषां, तस्यामेव सु' कृत ॥२३॥ यात्रया तपसा दानाद्वाचनविधानत । अन्यत्रा न्यकालपुण्यात्तस्या स्याद्धिक फलम् ॥२४॥ युग्मम् ॥ कार्तिके मासश्रवण त कम शपयत्यहो । नरके सागरशतेनापि यत्क्षिप्यते न हि ॥ ५ । एकेनाप्युपवासेन कार्तिक्या विमलाचले । ब्रह्मस्त्री पितृभ्रूणहत्यापातकान्मुच्यत नर ॥ ६॥ य कुर्यात कार्तिकीरा- कमसार्द्धध्यानतत्पर । स भुक्त्वा सर्वसौख्यानि, निर्वृति लभते

तत ॥२७॥ वैशाखकार्तिकमधुमसुखेषु मासु, राकासु ये समधि गम्य सम च सङ्घै । श्रीपुण्डरीकगिरिमादरतो विदध्युर्यान तपांसि शिवसौख्यभुजो हि ते स्यु ॥२८॥ श्रा० मा० स० ७

કૃત્તિકા નક્ષત્રમા ચદ્રયોગ થયે છતે કાર્તિકી પૂર્ણિમાના દિવસે શ્રીશત્રુજય ગિરિરાજ ઉપર અનેક ક્રોડ મુનિઓ કેવળ પામી મુક્તિ વર્યા છે તેમજ ચૈત્રી પુનમના દિવસે પુડરીક સ્વામિજી અનેક મુનિવરો સાથે મોક્ષે ગયા છે માટે ચૈત્રી અને કાર્તિકી એ બે પુનમો પર્વો તરીકે પ્રસિદ્ધિ પામ્યા છે અન્ય સ્થાને અને અન્ય કાલે કરેલી યાત્રા, તપ, દાન અને દેવાર્ચનથી જે લાભ-ફળ થાય તે કરતા સિદ્ધગિરિમાકાર્તિકી અને ચૈત્રી પુનમે કરેલી યાત્રા, તપસ્યા, સુપાત્રદાન, પ્રભુપ્રતિમાનુ પૂજન અધિકાધિક ફળ આપનાર થાય છે

કાર્તિક પુનમે કરેલ માસક્ષપણથી જે કર્મ ખપાવી શકાય છે, તે કર્મો નારકીમા સેકડો સાગરોપમના કાળે પણ ખપાવી શકાતા નથી અહીં કરેલા એક ઉપવાસમાત્રથી બ્રહ્મહત્યા સ્ત્રીહત્યા અને બાળહત્યાના પાપથી મનુષ્ય મુક્ત થાય છે જે કાર્તિકી પુનમે અરિહતપરમાત્માના ધ્યાનમા લીન બને છે, તે સર્વપ્રકારના સુખ અનુભવીને છેવટે મુક્તિ પ્રાપ્ત કરે છે વૈશાખ, કાર્તિક, મહાઆદિ મહિનાની પૂર્ણિમાએ જેઓ સઘની સાથે આદરપૂર્વક પુડરીકગિરિની યાત્રા કરે છે, તેમજ દાન, તપ વિગેરે કરે છે તે શિવસુખને ભજનારા થાય છે )

### પહેલી તીર્થ યાત્રા

એ કાર્તિકી પૂર્ણિમા જેમ ચાતુર્માસિક પ્રતિક્રમણને અગે

પચાચારની પવિત્રતા કરાવનારી છે, તેવી જ રીતે એ જ કાર્તિકી પૂર્ણિમાનો દિવસ ભવ્ય જીવોના ભાવિભદ્રને ભેટાવનાર એવા સિદ્ધાચલગિરિજીની યાત્રાનો દિવસ હોઈ ભરતક્ષેત્રને માટે તીર્થયાત્રાનો આદિ દિવસ અને પરમ (શ્રેષ્ઠ) દિવસ છે આદિ દિવસ એટલા માટે કહેવામા આવે છે કે શ્રાવકપણાના સામાન્ય ધર્મને ઉદ્દેશીને આષાઢ શુક્લ પૂર્ણિમા પછીના વર્ષાઋતુના ચોમાસાના દિવસોમા ગ્રામાતર કરવાનુ હોય નહિ ( शुश्रूषमा णस्स कृष्णो, तमाह भगवन् ! कथम् । विहरन्ते न वर्षासु, यूयम प्येऽपि साधव ॥२०१॥ स्वामी तमाह वर्षासु, नानाजीवाकुला मही । जीवाभयप्रदास्तत्र संचरन्ति न साधव ॥२०२॥ त्रि ष० ८ स० १० ) અને સામાન્ય લોકોને પણ વર્ષાઋતુમા શ્રાવકની માફક દયાને લીધે નહિ, તો પણ મુસાફરીની અગ વડની ખાતર પણ ગ્રામાતર જવાનુ હોતુ નથી, અને તેથી *આ કાર્તિકી પૂર્ણિમાને દિવસે વર્ષા ચાતુર્માસનો અત આવતો* હોઈ જે યાત્રા કરવામા આવે તે વર્ષની અપેક્ષાએ આદિ તીર્થયાત્રા જ કહેવાય

## ગિરિરાજ યાત્રાનુ અનુકરણ પટ દર્શન

આ જ કારણથી જૈનોની સારી વસતિવાળા દરેક સ્થાનોના શ્રીસિદ્ધગિરિ ક્ષેત્રથી દૂર હોવાને લીધે સાક્ષાત્ તે ગિરિરાજની યાત્રા ન થઈ શકે, તો પણ તે આદિ તીર્થયાત્રા અને સિદ્ધાચલ ગિરિરાજના દર્શનનો લાભ લેવાય તે માટે તે ગિરિરાજના પટો ગિરિરાજની દિશાએ ગામ બહાર બધાવીને પોતાના સુકૃતનુ સિંચન કરે છે સર્વ જૈનોને અગે આવો આ એક જ અપૂર્વ [illegible] કે જે દિવસે સર્વ ભાવિક જૈનો [illegible]

તીર્થયાત્રાને અગે અને તેમા વળી શ્રીસિદ્ધગિરિ જેવા ઐ
વતાદિ ચઉદ ક્ષેત્રોમા ન મળી શકે તેવા અપૂર્વ તીર્થને અ
ગામ બહાર જઈ પગના દર્શન કરી તીર્થયાત્રાનો અપૂર્વ લ
મેળવાતો હોય

## સિદ્ધક્ષેત્રમા અન્ય કરતા અનતા સિદ્ધ

ધર્મિષ્ઠ મનુષ્યોની જ્યારે ઉપર જણાવ્યા પ્રમાણે તી
ભક્તિ અગે પ્રવૃત્તિ છે, ત્યારે કેટલાક સ્વય નષ્ટ અને
નાશકો પોતાની અક્કલની ખામીને અગે કુતર્ક કરવા તૈ
થાય છે કે સિદ્ધાચલજીની અધિકતા માનવાનુ કારણ શુ ?
કે ધર્મિષ્ઠો તરફથી તેને કહેવામા આવે છે કે આ ગિરિર
ઉપર કાકરે કાકરે અનતાઅનત મોક્ષે ગએલા છે ( अनन
सिद्धसंस्थानमनन्तसुखगायकम्। अनन्तभवपाथोधिमध्यद्वीपमिमंगिरि
॥ शत्रु० मा० स० ५ श्लो० १४) અને તેથી આ ગિરિરાજ પ
પવિત્ર હોઈ યાત્રાનુ ધામ છે, છતા આ સમાધાન અગે
એમ કહે છે કે અઢીદ્વીપમા એવો એક પણ કાકરો નથી
આ અનાદિ કાળચક્રને અગે જ્યા અનતા મોક્ષે ન ગયા હો
અને તેથી અઢીદ્વીપમા સરખુ જ એ ગિરિરાજનુ પણ
હોવાથી તેનો અધિક મહિમા તેઓના ધ્યાનમા ઉતરતો ન
પણ તે કુતર્ક કરનારાઓ એટલુ નથી સમજી શકતા કે અ
દ્વીપના સર્વ સ્થાનો કરતા અહીં મોક્ષે ગયેલાની સખ
અનતગુણી છે

## સિદ્ધગિરિનો પ્રતાપ

આ તીર્થના ક્ષેત્રનો મહિમા ઋષભદેવજી ભગવાને કેવ
પણામા પણ પોતાના કરતા અધિક જણાવ્યો છે અને તેથી

ભગવાન્ ઋષભદેવજી જે વખત સિદ્ધાચલજીથી વિહાર કરતા હતા, તે વખતે તેમની સાથે વિહાર કરવા તૈયાર થએલા પુંડરીકસ્વામીજીને પોતાની સાથે આવતા રોકીને તે સિદ્ધગિરિજીમાં જ રહેવાનું ફરમાવ્યું, ને એમ સ્પષ્ટપણે જણાવ્યું કે આ સિદ્ધગિરિજીના પ્રતાપથી જ તમને અને તમારા પરિવારભૂત ક્રોડો સાધુઓને કેવળજ્ઞાન થશે અને મોક્ષ મળશે. ( दग्ध्वा घातीनि कर्माणि, ल०॥ ज्ञान च कैवलम् । क्षेत्रस्याम्यैव माहात्म्याद्, भावी त्व मुक्तिवल्लभ ॥२०॥ अनुशाम्येति भगवान्, पुण्डरीक महामुनिम् । ययौ विहर्त्तुमन्यत्र, त्रैलोक्यहितकाम्यया ॥२१ ॥ शत्रु० मा० स० ५)

## આત્મબળ કરતા તીર્થબળ

આવા સાક્ષાત્ કેવળી તીર્થંકર ભગવાને પોતે સ્વમુખે પોતાના કરતા અધિક મહિમાવાળા ગણાએલા સિદ્ધાચળ ગિરિરાજનો પરમ પવિત્ર મહિમા ભવ્ય જીવોને મગજમાં ઉતર્યા વિના રહે જ નહિ વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે અન્ય તીર્થક્ષેત્રોમા જે તીર્થકરમહારાજ વિગેરે કેવળજ્ઞાન મેળવી મોક્ષ સાધી શકયા છે, તે તે સિદ્ધ થનારના આત્મબળથી જ છે, જ્યારે આ ગિરિરાજ ઉપર મોક્ષે જનાર મહાપુરૂષોને આ ગિરિરાજના પરમ પવિત્ર મહિમાની અદ્વિતીય મદદ હોવાથી જ તેઓ મોક્ષે જઈ શકયા છે, માટે આ કાર્તિકી પૂર્ણિમા અને ગિરિરાજનો મહિમા ધ્યાનમાં રાખી ભવ્ય જીવોએ આત્માને ઉજ્જવળ કરવા કટિબદ્ધ થવું જરૂરી છે

આવી રીતે શ્રીઋષભદેવભગવાન્ જ સિદ્ધગિરિના મહિમાના પ્રથમ પ્રવર્તક છે તે શ્રીઋષભદેવભગવાનને શાસ્ત્રકારો મંગળા-

ચરણમા જણાવે છે તે ઈન્દ્રોના સમુદાયથી નમસ્કાર કરાયેલા ભગવાન્ ભવ્યાત્માઓને સમૃદ્ધિદાયક, દિવ્યજ્યોતિદાયક અને કલ્યાણકર હો

એવા શ્રીઆદિદેવે બતાવેલો અવનાગમાથી ઈશ્વર થવાના માર્ગને જે ભવ્યાત્માઓ અનુસરશે તેઓ આ ભવ પરભવ કલ્યાણમાર્ગવિક માર્ગને ધારણ કરી ઉત્તરોત્તર પ્રગતિ શીલ બની પરમૈશ્વર્ય પ્રાપ્ત કરશે અર્થાત્ પરમેશ્વરપદે બિરાજમાન થશે



# એકાદશી પર્વ દેશના.

## માન એકાદશી પર્વ માહાત્મ્ય

मन्यते यो जगत्तत्त्वं, स मुनिः परिकीर्तितः ।
सम्यक्त्वमेव तन्मौनं, मौनं सम्यक्त्वमेव च ॥१॥
(ज्ञान० अ० १३)

### પર્વ તથા તહેવાર

શાસ્ત્રકારમહારાજા મહોપાધ્યાય શ્રીમદ્યશોવિજયજીમહારાજ ભવ્ય જીવોના ઉપકારને માટે અષ્ટકજીપ્રકરણની રચના કરતા થકા મૌનપણાને અંગે તેરમા અષ્ટકમાં નિરૂપણ કરતા જણાવે છે કે પહેલા એ વિચારવાનું છે કે દરેક દર્શન, દરેક ધર્મસંસ્થા તિથિ, તહેવારને તથા પર્વોને માનનારા હોય છે (बहूसु तिहीसु य पव्वणीसु य उस्सवेसु य जन्नेसु य छणेसु य, भग० सू० ३८४) વૈષ્ણવોમાં, બ્રાહ્મણોમાં તેમજ તમામ જ્ઞાતિઓમાં પોતપોતાના ધર્મમન્તવ્યાનુસાર પર્વો તથા તહેવારો યોજાયેલા છે ('तिहिसु य'त्ति मदनत्रयोदश्यादि-

तिथिषु 'पव्वणीसु य'त्ति पर्व्वणीपु च कार्त्तिक्यादिपु 'उस्सवेसु य' प्रियसङ्गमादिमहेपु, भग० टीका० पृ० ४७६ ) રાજકીય સંસ્થાઓમા રાજકીય ઉદ્દેશ પાર પાડવા માટે તહેવારો તથા પર્વો રાખવામા આવેલા છે જૈન શાસનમા પણ જૈન દર્શનના ધ્યેયાનુસાર તે પ્રકારના પર્વો તથા તહેવારો નિયત છે*

## પર્વને તહેવારનુ લક્ષણ

પર્વ તથા તહેવારમા ફરક શો ? માસિક કે વાર્ષિક નિયમિત સમુદાયની અપેક્ષાએ હોય તે પર્વ એક વસ્તુની મહત્તા માટે જે ઉત્સવ જોડાય તે તહેવાર. જેમકે શ્રીમહાવીરભગવાનનો નિર્વાણદિવસ તે દીવાળીનો તહેવાર જ્ઞાનપચમી દરેક શાસનમા કરવાની માટે પર્વ આઠમ, પુનમ, ચૌદશ, નિયમિન આરાધવાના માટે તિથિ જૂદા જૂદા મુદ્દાથી ઉત્સવો નિયમિત કરવામા આવે તે તહેવાર

## મૌન એકાદશી પર્વનુ ધ્યેય

મૌન એકાદશી પહેલા ન હતી દરેક મહિને અગીયારશ

---

*અન્યોની તિથિઓ, પર્વો અને ઉત્સવો આરભસમારભની પ્રવૃત્તિવાળા છે જ્યારે જૈનોના તિથિ, પર્વો ને તહેવારો આત્મકલ્યાણની અપેક્ષાએ છે

| ઇતરો | જૈનો |
|---|---|
| તિથિ-મદનત્રયોદશી વિગેરે, | અષ્ટમી વિગેરે |
| પર્વો-કાર્તિકી વિગેરે, | જ્ઞાનપચમી, મૌન એકાદશી વિગેરે |
| ઉત્સવો-પ્રિયમગમાદિમહોત્સવો. | અષ્ટાહ્નિકા વિગેરે |

તો આરાધાય છે અને આ એકાદશી વર્ષમા એકવાર, તેથી એ એકાદશી પર્વ પણ ગણાય. મૌન એકાદશી મુખ્ય કારણથી ઊભી થઈ છે મૌન એકાદશી પર્વનુ ધ્યેય મૌન છે પ્રશ્ન થશે કે મન કે કાયાના યોગને રોકવા પવ ન રાખ્યુ અને વચન યોગને રોકવા પર્વ કેમ રાખ્યુ ? આ પ્રશ્ન વિચારણા માગે છે

**જૈન દર્શનના અને ઇતરોના તહેવારોમા ફરક**

જૈન દર્શનના તમામ અનુષ્ઠાનો મન, વચન, કાયાના યોગને ગોપવનારા છે જૈન દર્શનનુ એક પણ પર્વ કે તેનો એક પણ તહેવાર મન, વચન, કે કાયાના આશ્રવની છૂટ આપતો નથી લૌકિક પર્વો કે તહેવારો તો મન, વચન તથા કાયાના કર્મોને પ્રવર્તાવવાના સાધનરૂપ છે લોકોત્તર પર્વો તથા તહેવારો મન, વચન તથા કાયાના યોગથી બંધાતા કર્મોને રોકવાના, એક જ ધ્યેયથી પ્રવતાયેલા છે મનના પાપી વિચારોથી, વચનના સાવદ્ય નિષ્ઠુર ઉપયોગથી, કે કાયાની પણ તેવી પ્રવૃત્તિથી બધાતા કર્મોને રોકવા એ જ હેતુ આ અનન્ય દર્શનમા નિયત પર્વો તથા તહેવારોનો છે જૈન દર્શનના તહેવાર કે પર્વો, મન, વચન તથા કાયાના આશ્રવોને રોકવા માટે જ છે અને તેથી જ તે પર્વ કે તહેવારને લોકોત્તર ગણાય છે જૈન દર્શનના એટલે કે લોકોત્તર બીજા બધા પર્વો કે તહેવારોમા (આજના પર્વ-મૌન એકાદશી સિવાય) મન, વચન, કાયા=ત્રણના યોગને ગોપવવાના ખરા પણ તે નિવૃત્તિ, પ્રવૃત્તિ પૂર્વકની, જેમકે આર્ત અને રૌદ્રધ્યાન રોકી મનને ધર્મ તથા શુક્લ ધ્યાનમા પ્રવતાવવુ સાવદ્યવ્યાપારભની પ્રવૃત્તિ રોકી કાયાને, વાણીને દેવવદન, સામાયિકાદિ પ્રવૃત્તિમા જોડવા અને તેવી પ્રવૃત્તિ વધારવી.

## મૌન એકાદશી પર્વની મૌનમા વિશિષ્ટતા.

આજના તહેવારની વિશિષ્ટતા બીજી છે સાવદ્ય કે નિર વદ્ય એક પણ વચન ન બોલતા મૌન જ રહેવું એ 'મૌન એકાદશી' પર્વની વિશિષ્ટતા છે પાપને રોકવુ તે શાસ્ત્રકારને ઇષ્ટ છે નિર્જરા થાય તેવી પ્રવૃત્તિ શાસ્ત્રકારને ઇષ્ટ નથી તેમ નહિ

### અભ્યાસ કરનારના પ્રકાર

અભ્યાસ કરનારા બે પ્રકારના હોય, એક ગુણી તથા એક અવગુણી. જે મનુષ્ય અભ્યાસના ગુણને ધ્યાનમા રાખી બીજા ગુણને બાધ ન આવે તેમ અભ્યાસ કરે તે ગુણી અસ્વાધ્યાય કાલ છોડી, સાધુથી કરાતો અભ્યાસ ગુણરૂપ છે અસ્વાધ્યાય વખત ન જોવાય તે અભ્યાસનો અવગુણ છે

### શિષ્યની પ્રાત પૃચ્છા

શિષ્ય સવારના પહોરમા પૂછે છે કે, 'મહારાજ! મારે આજ સ્વાધ્યાય કરવો કે વૈયાવચ્ચ?' ગુરૂ જેમ કહે તેમજ શિષ્યે અગ્લાનભાવે કરવાનુ હોય (वन्दित्ता य तओ गुरु ॥८॥ पुच्छिज्जा पजलीउडो, किं कायव्य मए इह। इच्छ निओइउ भन्ते वेयावच्चे व सज्झाए ॥९॥ उत्त० अ० २६) આમ કોણ કરી શકે? ગુણી અભ્યાસક હોય તે જ આમ કરી શકે

વચનને આધારે એ જ વિચાર કરવાનો છે નિરવદ્યવચન શુક્લધ્યાન કરવાને આજ્ઞા કરે છે, પણ તે બધા ગુણરૂપ છે

### વચનનો ઘા ન રૂઝાય

આ માટે વચનની પ્રવૃત્તિ ઉપર અકુશ ધરાવવો જોઈએ મન, વચન, કાયા એ ત્રણ યોગની પ્રવૃત્તિમા મનુષ્યો માટે

વચનની પ્રવૃત્તિ માટે કાબૂની આવશ્યકતા છે જગતમા વચનથી જે અનર્થ થાય છે, તે અનર્થ મન કે કાયાથી નથી થતો ઘા માર્યો તે ત્રણ દિવસમા રૂઝાઈ જાય છે વચન કહ્યુ હોય તો જિંદગી સુધી ન ભૂલાય માટે 'વચન ઉપર કાબૂ રાખતા શીખો!'

## કાયાનો કાબૂ સાહજિક છે

અધ્યાત્મકલ્પદ્રુમમા એક સ્થળે કહે છે કે, વચનની પ્રવૃત્તિ ન કરવા રૂપ મૌન કોણ નથી કરતુ ? (वचोऽप्रवृत्तिमात्रेण, मौन के के न बिभ्रते। निरवद्य वचो येपा, वचोगुप्तास्तु तान् स्तुवे॥ अ० या० श्लो २८४ ) એકેન્દ્રિયો અનાદિથી મૌન રહ્યા છે માત્ર કે નિરવદ્ય વચન પ્રવર્તાવવુ તે પોતાને આધીન છે જેનુ મન રોકાયેલુ હોય તે જ્યા સુધી વિચાર કરવા માગે ત્યા સુધી વિચાર કરી શકે આયર્લેન્ડે સો વર્ષ સુધી સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો, ગ્લેડસ્ટને પણ તેમા ભીક્ષ આપી, પાર્લામેન્ટમા પણ રજૂ કરી છતા ઊડી ગઈ, તેને વિચાર કેવો હોય! પણ દશ વાગે ઉંઘવાની ટેવવાળો દશ વાગે ઉંઘી ગયો. ભીક્ષમા નામીપાસ થયા છતા દશ વાગે ઉંઘી ગયો 'આ ઓરડો ખૂલે ત્યારે જ તે વિચાર' આવા મક્કમ વિચારનો મનુષ્ય વચન ઉપર કાબૂ ધરાવી શકે વચન ઉપર કાબૂ હોય તો મન ઉપર કાબૂ આવી જાય કાયાનો કાબૂ સાહજિક છે

## વચન યોગથી રખડપટ્ટી

શ્રીમહાવીરમહારાજાના જીવને ક્રોડાક્રોડ સાગરોપમ રખડવુ પડ્યુ તે માત્ર વચન યોગથી જ ને ! વાત તો સાચી

હતી છતા ય રખડવુ પડયુ ને! (दुब्भासिएण इक्कण मरीई दुक्ख सायर पत्तो। भमिओ कोडाकोडि सागरसरिनामधेज्जाण ॥ ४३८ ॥ आव० नि० )

( अहय च दसाराण पिआ य मे चक्कवट्टिवसस्स । अज्जो तित्थयराण, अहो कुल उत्तम मज्झ ॥ ४३० ॥ आव० नि० ) आद्योऽह वासुदेवाना, पिता मे चक्रवर्तिना,। पितामहो जिनेंद्राणा, ममाऽहो उत्तम कुल ॥ १ ॥ ( जइ वासुदेवु पढमो मूआइ विदेहि चक्कवट्टित्त। चरमो तित्थयराण, होउ अल इत्तिअ मज्झ ॥४३१ ॥ आव० नि० )

એ વચન સાચુ હતુ, છતા રખડપટ્ટી શાથી? વાસુદેવમા પ્રથમ, એ ખોટુ તો ન હોતુ જ, એમના પિતા ચક્રવર્તી પણ હતા જ અને ચક્રીઓમા પ્રથમ હતા અને તીર્થકરોમા પ્રથમ તેમના દાદા હતા વળી પોતાને વાસુદેવ, ચક્રવર્તી તથા તીર્થકરની એમ ત્રણ ત્રણ પદવીઓ પણ ખરી જ ને? રખડપટ્ટી શાથી? 'તમે બધા હલકા અને હુ મોટો। મારૂ કુળ કેટલુ ઉંચુ!' આ મનોવૃત્તિ જ સસારમા રખડપટ્ટીના કારણરૂપ બની રખડપટ્ટી તો થઈ પણ છતા ય કર્મનો છેડો છે તે ભવેય ન આવ્યો! તીર્થકરના ભવમા પણ હલકા કુળમા ઉપજવાનો યોગ બન્યો (नामगुत्तस्स वा कम्मस्स अक्खीणस्स अवेइअस्स अणिज्जिण्णस्स उदएण ज ण अरहता वा चक्कवट्टी वा बलदेवा वा वासुदेवा वा अतकुलेसु वा पतकुलेसु वा तुच्छ० दरिद्द० भिक्खाग० किवण० आयाइसु वा, कल्प० सू० १८, समण भगव महावीर चरमतित्थयर पुव्वतित्थयरनिद्दिट्ठ

माहणकुडग्गामाओ नयराओ उसभदत्तस्स माहणस्स कोडालसगुत्तस्स भारियाए देवाणंदाए माहणीए जालंधरसगुत्ताए कुच्छीओ खत्तिय कुंडग्गामे०, कल्प सू० ७०) એ બધો શાનો પ્રભાવ ? વચનયોગનો

## વાણીના દોષમા શેઠનુ દૃષ્ટાંત

એક શેઠ છે તેનો પરગામ વિવાહ થયેલો. પેલી છોકરી વગર વિચારની રમતિયાળ છે, તેથી સાસરે જવા ઈચ્છતી જ નથી બીજા તેડા આવ્યા પણ તેણી ન ગઈ છેવટે ધણી જાતે તેડવા આવ્યો. મા બાપે કહ્યુ કે, "આ વખતે તો બાંધીને પણ મોકલાવવી પડશે' પેલી ધણી સાથે ગઈ વચ્ચે જગલ આવ્યુ પેલીને 'પિયર છોડવુ' તો નથી એનામા અપલક્ષણ નથી એને તો એક જ મુદ્દો હતો કે, 'પિયર ન છોડવુ', એને મનથી ત્યા સુધીનક્કી કર્યું કે, 'રાડુ ભલે, પણ પિયર ન છોડુ'

## ધણીને કૂવામા

પોતે ઢોંગ આદર્યો અને કહ્યુ કે, 'મને તરસ લાગી છે' ધણી કૂવે પાણી ભરવા ગયો, પાછળથી પેલીએ ધણીને ધક્કો માર્યો, ધણી પડયો કૂવામા, અને પેલી રોની રોતી ઘેર ગઈ! ત્યા જઈને શુ કહ્યુ ? કઇ કહેવુ તો જોઇએ ને ! તેણીએ ગોઠવીને કહી દીધુ 'ધાડ પડી, અમે નાઠા, સિંહ આવીને મારા વરને ખાઇ ગયો હશે એમ લાગે છે માબાપને બિચારાને શી ખબર ! બધાએ માની લીધુ, તપાસ ન કરી, પતી ગયુ, પેલી પિયરમા રહી હવે કૂવા આગળથી એક સથવારો નીકળે છે, તેમાથી કોઇકે પાણી ભરવા ઘડો નાખ્યો એટલે કૂવામાથી પેલાએ દોરડુ પકડયુ, હલાવ્યુ અને કહ્યુ કે, 'હુ અદર છુ,

મને બહાર કાઢો !' પેલાએ બહાર કાઢયો અને 'શાથી કુવામા ?' એમ પૂછ્યુ પેલાએ બનેલી વાત ન કહેતા કહી દીધુ કે 'પાણી ભરતા અચાનક પડયો !' એ માણસ પોતાને ઘેર ગયો અને બધાને ગમે તે પ્રકારે સમજાવ્યા પોતે તો મનમા સમજતો જ હતો કે સ્ત્રી ઘેર આવવા માગતી નથી

## સીધે સીધી ઘેર આવી

તે કન્યાનો બાપ, દૈવયોગે તે ગામમા આવ્યો તેણે માન્યુ કે છોકરીનો ભ્રમ ખોટો છે તેણે પોતાને ઘેર જઈ પોતાની પુત્રીને વાત કરી કે, 'જમાઈ જીવે છે' અહીં પેલા માણસને બધા, તે સ્ત્રીને તેડવા જવાનુ કહે છે, પણ તે જતો નથી એ શુ જાય ! એ તો એને સારી રીતે ઓળખે છે ! આખરે બે ચાર જણા સાથે ઘણી તેડવા ગયો આ દરમ્યાન વચ્ચે સમય પસાર થવાથી સ્ત્રી પણ સમજી ગઈ, સીધી સીધી ઘેર આવી પેલા પુરૂષે પેલી વાત યાદ પણ કરી નહિ

## એક વચને ત્રણ નાશ

કેઈ મુદત પસાર થઈ ગઈ છોકરાઓ થયા વેપારને અગે બાપ પોતાના પુત્રને કેઈ વખત શીખામણ આપે છે કે 'ગઈ ગુજરી યાદ ન કરીએ' એક વખત તેનાથી ત્યા સુધી બોલાઈ જવાયુ કે 'ગઈ ગુજરી યાદ કરી હોત તો આજે મારી કઈ દશા હોત !' આ સાભળી પુત્રે તે જાણવા માગ્યુ કેટલોક કાલ તો ન કહ્યુ, પણ બહુ હઠથી છેવટે તેણે પુત્રને બીતી તે વાત કહી દીધી અને કહ્યુ કે તારી માને પૂછીશ નહિ પેલા પુત્રે પોતાની માતાને જઈને પૂછ્યુ "માતા ! પિતાની આ વાત સાચી છે કે બનાવટ ?' માતાએ વખત ટાળવા કહ્યુ 'તુ

જમી લે, પછી કહીશ' પેટી સ્ત્રીએ તો ઉપર જઈને ગળે ફાંસો ખાધો છોકરો થોડીવાર પછી ઉપર ગયો તેને આ બનાવ પોતાના વચનના કારણે થયેલો લાગવાથી તેણે પણ ફાંસો ખાધો. શેઠ ઘેર આવ્યા, જોયુ, વિચાર કરતા પોતાની ભૂલ સમજાઈ અને પોતે પણ ફાંસો ખાધો! લેવા દેવા વિના, ત્રણ ત્રણ જણની હત્યા, વચન ઉપરના કાબૂના અભાવે જ થઈ ને?

## તમે વચનના માલીક કે વચન તમારૂ માલીક?

વચન ઉપર કાબૂ રાખવા ઉપાય કરવો જોઈએ, મૌન એકાદશીનુ પર્વ આ ધ્યેય માટે છે હુ વચનનો માલીક કે વચન મારૂ માલીક' તે વિચારો! તમામ વચનને તમે આધીન છો કે વચન તમને આધીન છે? અનર્થકર વાણી-વચનયોગ તમારી પાસે બોલાવે છે 'ઠાણેણ મોણેણ, ઝાણેણ' (ताव काय ठाणेण मोणेणं झाणेणं अप्पाण वोसिरामि। आव० सू० ૨૭) આથી જ છે અમુક સમય-મર્યાદા સુધી કાયોત્સર્ગમા મૌન રહેવાનુ કહ્યુ છે 'બોલ્યા વગર ન ચાલે એક દિવસ માટે પણ બોલ્યા વગર ન ચાલે એમ જો કહેવાય તો તો કહો કે વચન તમારૂ માલીક છે તમે વચનના માલીક નથી. વચન પરત્વે તમારૂ સ્વામિત્વ છે કે નહિ તેની પરીક્ષા માટે મૌન એકાદશી પર્વ છે એ પર્વ દિવસ ફરજિયાત મૌનનો અભ્યાસ દિન છે

## મૌન એટલે?

મૌન એટલે શુ? એ પણ વિચારણીય છે દુનિયામા 'મૌન' શબ્દ ચૂપ રહેવાના અર્થમા વપરાય છે અને મૌન એકાદશીનુ પર્વ કે તહેવાર, તે જ અપેક્ષાએ છે મૌનવ્રતને ધારણ કરનારા

સુવ્રતશેઠને મૌનથી કેટલો અગાધ લાભ થયો તે વિચારી લ્યો (ઉ૦ પ્રા૦ વ્યા૦)

## શાસ્ત્રમા મૌન

શાસ્ત્રીય પારિભાષિક મૌન કોને કહેવુ ? રામ લક્ષ્મણ સાથે ફરનારા હોવાથી રામનુ નામ યાદ કરવાથી લક્ષ્મણનુ પણ સ્મરણ થાય તે જ રીતે અહીં પણ 'મૌન' શબ્દનો પારિભાષિક શબ્દ પણ સમજવો જોઈએ કોઈક કહેનારા નીકળે કે 'શાસ્ત્રોમા 'મૌન' શબ્દ જ નથી' તો તેઓ અજ્ઞાન છે

શાસ્ત્રમા મૌન માટે મહાન્ સ્થાન છે તમે ( ज समति पासहा त मोणति पासहा ज मोणति पासहा त समति पासहा, आचा० सू० १५६ ) એવુ તો સામાન્યથી સાભળ્યુ હશે 'શાસ્ત્રમા મૌનને સ્થાન નથી' તેમ કહેનારા શ્રીઆચારાગસૂત્રના 'तहा' વચનને ખ્યાલમા લઇ ભૂલ સુધારી શકશે

## દીપકઆદિ સમકિતના ભેદો.

સમકિતને દેખો છો ! જૈન સમકિતી ગણાનારો હોય મુનિ પણ તથા સમકિત એ બે જૂદી ચીજ નથી મુનિપણુ તે જ સમકિત ! આ બે કેમ બને ? સમકિત ચોથે ગુણસ્થાનકે શરૂ થાય, સત્તર પાપસ્થાનક છૂટા પણ હોય શ્રીજિનેશ્વરદેવે કહેલા તત્ત્વોને માનનારા સમકિતી હોય સમકિત ચોથે તથા મુનિ પણ છઠે સાતમે છે

સમકિત ત્રણ પ્રકારનુ છે

૧ દીપકસમ્યક્ત્વ ૨ રોચકસમ્યક્ત્વ ૩ કારકસમ્યક્ત્વ

( अथास्य त्रैविध्य दृश्यते कारक १ रोचक २ दीपक ३ भेदतस्त्रिविध सम्यकत्व, श्रा मप० पृ० ६)

દીપકસમ્યકત્વ કોને કહેવુ ? ઘરમા દીવો કરીએ છીએ તેનાથી આખા ચોપડા ઉકેલાય, પણ દીવો કેટલા અક્ષર ઉકેલે ? ( 'सयमिह मिच्छद्दिट्ठी धम्मकहाईहि दीवइ परस्स। सम्मत्तमिण दीवग कारणफलभावओ नेय ॥ श्राव० प्र० गा० ५० ॥) તેવી રીતે એવા પણ કેટલાક જીવો છે કે જે હૃદયથી કોરા ધાકોર હોય, મોક્ષ, નવર, નિર્જરાને ન માને બાકી બીજા પાસે વાતો બરોબર કરે એક વચનને ન માનનારને શ્રીમદ્ધર્મા થાન ન હોવાથી, અભવ્ય પણ પ્રરૂપણા તો શાસ્ત્રમા કહ્યા પ્રમાણે કરે ( स्वयमिह मिथ्यादृष्टिरभव्यो भव्यो वा कश्चिदङ्गारमर्दकवत् । अथ च धर्मकथादिभिर्धर्मकथया मातृस्थानानुष्ठानेनातिशयेन वा केनचिद्दीपयतीति प्रकाशयति परस्य श्रोतुः सम्यक्त्वमिद व्यञ्जकम् । श्रा० प्र० टी० पृ० ३३ ) અને નવર, નિર્જરા તથા મોક્ષનુ સ્વરૂપ શાસ્ત્રાનુસાર જણાવે

## ઢોકણા તોલવાના કાટે હીરા ન તોલાય

જમાલિનુ દૃષ્ટાત વિચારો સ્થૂલદૃષ્ટિએ કોણ સત્યવાદી લાગે ? કરવા માડેલામા કરોડ વિઘ્ન આવે અને ન પણ થાય, તે બને તો કહો કે કર્યું તેને કર્યું કહેનાર સત્યવાદી કે કરવા માડયુ તેને કર્યું કહેનાર સત્યવાદી ? સ્થૂલદૃષ્ટિથી તો જમાલિનુ જ કથન સત્ય લાગે, પણ અહીં વિવેક જરૂરી છે 'રૂઉના ઢોકણા તોલવાના કાટે હીરા મોતી ન તોલાય સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારવાની વાતો સ્થૂલદૃષ્ટિથી ન વિચારાય

### જૈન શાસન સમય વાદી

जं जं समये जीवो, आविसइ जेण जेण भावेण । सो तम्मि तम्मि समये, सुहासुहं बंधए कम्मं ॥ उ० मा० गा० २४ ॥

જૈન શાસનનો સિદ્ધાંત ગેકડીઓ છે જે સમયે આશ્રવ, સંવરના પરિણામ તે જ સમયે આશ્રવનું આવવું તથા સંવરનું રોકાવું બંધના પરિણામનો સમય એ જ બંધ થવાનો સમય આશ્રવનો જે સમય તે જ પરિણામના સમય નિર્જરાનો પરિણામ જે સમયે તે જ સમયે નિર્જરા એક સમયમાં 'કર્યું' અને 'કરું છું' બે વિભાગ છે કયા? એક બારીક ભાગ સમયનો તેનો 'પહેલો તથા પછીનો ભાગ' એમ ન કહેવાય સમય બારીક જેટલા સમયમાં આરંભ તથા સમાપ્તિનો ભાગ જ નથી આરંભકાળ તે જ નિષ્ઠાકાળ નિષ્ઠાકાળ તે જ આરંભકાળ જેમાં આદિ તથા સમાપ્તિ ભાગ જૂદા ન પડે તેમાં ક્રિયાને અંગે આરંભકાળ તથા નિષ્ઠાકાળ અલગ ન પડે

### જમાલિ સંઘ બહાર

જમાલિએ 'कडेमाणे कडे' (क्रियमाणं कृतमिति साधु सर्वज्ञभाषितम् ॥ त्रि० प० १० स० ८ श्लो ६२) ન કહ્યું 'कडे कडे' કહ્યું (नात चिरादिदम् । क्रियमाणं न हि कृतं कृतमेव कृतं खलु ॥ त्रि० प० १० स० ८ श्लो ६८) ભગવાનનું વચન ન માનવાથી જમાલિની શી દશા? સંઘ બહાર! એક વચન ન માનવાથી સંઘ બહાર! ('ततो जमालिः संघेन निह्नवत्वाद्बहिष्कृतः । त्रि० प० १० स० ८ श्लो० ८४) ભગવાન્ શ્રીમહાવીર દેવે દીક્ષા એકલી લીધી છે તેમની સાથે દીક્ષા લેવા કોઈ

તૈયાર થયુ નથી, જ્યારે જમાલિએ તો કુટુંબની સાથે, તથા પાચસે રાજકુંવરોની સાથે દીક્ષા લીધી છે ( पञ्चओ नवर पचहिं पुरिससएहिं सद्धि, भ० सू० -८४) જમાલિની સ્ત્રીએ એટલે કે ભગવાન્ શ્રીમહાવીરદેવની પુત્રીએ એક હજાર સ્ત્રી સાથે દીક્ષા લીધી છે ( 'जमालिभार्या भगवद्‌दुहिता प्रियदर्शना। सहिता स्त्रीसहस्रग मात्राजीत् स्वामिनोऽतिके ॥ त्रि प० १० स० ८ श्लो ३१) એ સ્ત્રી પતિના પક્ષમા છે પિતાના પક્ષમા નથી. જમાલિ કોણ? શ્રીમહાવીરનો ભાણેજ તેમજ જમાઈ! ('जमालिनाम जामेयो जामाता च प्रभोस्तदा ॥ त्रि०प० १० स० ८ श्लो० ३२) તેવાને પણ મંઘ બહાર! શાસન બહાર! આ શાસનનો આ છે નિયમ!

### અભવ્યો પણ પ્રરૂપણા શાસ્ત્ર મુજબ જ કરે છે!

મઘનુ બધારણ આવુ સુદૃઢ હોવાથી અભવ્યોને પણ પ્રરૂપણા તો શાસ્ત્ર મુજબ જ કરવી પડે અભવ્યો પોતે મોક્ષને માનતા નથી, પણ પ્રરૂપણા મોક્ષની કરે અને સવર તથા નિર્જરાને મોક્ષના કારણરૂપે જણાવે છે

### દીપકસમ્યક્ત્વ

સાભળનારાને સન્માર્ગનુ ભાન થાય તેવુ, અભવ્ય કે મિથ્યાત્વીનુ વચન માટે ત્યા દીપકસમ્યક્ત્વ

### રોચકસમ્યક્ત્વ.

પોતે પણ માને તો તે રોચકસમ્યક્ત્વ રોચકસમ્યક્ત્વમા રુચિમાત્ર ક્રિયામા કાઈ નહિ! વાતે વડા! તાવડી ન

મેલે! વડામા કેટલુ તેન વરે? ( 'रोयगसम्मत्त पुण रुइमित्तकर मुणेयव्व ॥ श्राव० प्र० गा० ४९ )

કારકસમ્યક્ત્વ

શ્રદ્ધા મુજબ ક્રિયા કરવા તૈયાર થવાય, સવર તથા નિર્જરાના કારણો જાણી આદરવામા આવે, આશ્રવ તથા બધને છાડવાનો પ્રયત્ન કરાય ત્યા કારકસમ્યક્ત્વ ( ' ज जह भणिय त तह करेइ सइ जमि कारग त तु ॥ श्राव० प्र० गा० ४० )

લિંગ તથા સ્વરૂપના ભેદનો વિચાર

'મુનિપણુ તે જ સમ્યક્ત્વ, સમ્યક્ત્વ તે મુનિપણુ ' એવા શાસ્ત્રવચનનુ રહસ્ય સમજવુ જોઈએ

મુનિપણુ એટલે? મસ્તક મુડાવી ઓઘો લીધો એ મુનિ પણુ ? 'હા! મુનિભાવ જ સમકિત કહ્યુ સમકિત મુનિભાવે' ( यशो० स्त० सवासो गा० ७६ ) તમને એમ કહેનારા ઘણા મળશે કે 'મન ઠેકાણે વગર સાર્થક શુ? તેવાને કહી શકાય 'મહાનુભાવ! તારૂ મન તો ઠેકાણે છે ને કાઈક તો કાર્ય કર ! કે ઢોગ જ છે?'

મુનિપણા વગર વ્યવહારથી સમ્યક્ત્વ

આજે મનને વશ કરવાના નામે ક્રિયા–લોપકો ઘણા છે જે સમકિત તે જ મૌન મુનિપણામા તથા સમકિતમા ભેદ નથી મુનિપણુ લીધુ નથી તેને વ્યવહારથી સમકિત છે નિશ્ચયનય તો કર્યાને જ ગણનાર છે, ( आ मैव दर्शनज्ञानचारित्राण्यथवा यते । यत्तदात्मक एवैष, शरीरमधितिष्ठति ॥ १ ॥ योग० पृ ८ श्लो० १ ) વ્યવહાર વગરના નિશ્ચયવાળા પડેલા છે

## ઓઘો એ સ્વલિંગ, તેજ સ્વ કહેવાય છે

મુંડન આદિ ચિહ્ન કેવલજ્ઞાનીઓને મંજુર છે નવતત્ત્વમાં 'સ્વલિંગે સિદ્ધ' એ ભેo છે ને? ( साहू सलिंग सिद्ध नवत० गा ५७ महेसाणा ) ઓઘાને સ્વલિંગ ગણેલ છે અનંત જ્ઞાની ઓએ ત્યાગને સ્વલિંગ ગણાવેલ છે મોક્ષનું લિંગ મૂકી દેવાય?

અગ્નિ કેવો? તેને કાળો (શ્યામ) ન કહેવાય ધૂમાડો કાળો ખરો પણ તે લિંગ છે અગ્નિનું સ્વરૂપ ઉષ્ણ ઓઘો એ લિંગ છે સ્વરૂપ નથી ત્યાગ હોવા છતાં ઓઘો ન હોય તો મુનિપણું નથી

## ગૃહસ્થપણામાં ત્યાગી ન કહેવાય

શ્રીમહાવીરદેવ બે વર્ષ ગૃહવાસમાં રહ્યા તે સમયમાં સ્નાન નથી કરતા વિગેરે સ્થિતિ છતાં તે સમયને શાસ્ત્રકારે ગૃહસ્થ પર્યાયમાં ગણેલ છે ત્યાગનું ચિહ્ન ન લેવાય, ત્યાગની પ્રતિજ્ઞા ન થાય, ત્યાં સુધી ત્યાગી ન ગણાય

## કેવલીને પણ વેષની જરૂર

ભરત મહારાજાને આરીસા ભુવનમાં કેવળજ્ઞાન થયું, પણ ઈન્દ્રે હાથ જોડીને વંદના ન કરી કહ્યું કે 'આપ વેષ લ્યો, પરિધાન કરો પછી વંદના કરૂં' ( जिनप्रज्ञप्त लिङ्ग तीर्थकर प्रणीतमेतत् साधुचिह्न रजोहरणमिति पंच० व० टी० पृ० २८ ) ભગવાનને કુદરતે પણ મનઃપર્યવજ્ઞાન ક્યારે આપ્યું? ત્રીસ વર્ષે જ્યારે ત્યાગ કર્યો ત્યારે ને?

## મુનિ કોનુ નામ

જગતના સ્વરૂપને જાણે, જન્માદિની પીડાથી વ્યાકુલ, જગતને નિ સાર તથા અશરણ જાણે, માને, પિછાણે અને પોતાના આત્માનો ઉદ્ધાર કરવા તૈયાર થાય તેનુ નામ જ મુનિપણુ છે (आलिंत्ते ण भंते ! लोए पलित्ते ण भ० लो० आ० प० भ० लो०) जगमरणेण य, भ० सू० ९१ ) આ રીતે સમજીને જેઓ મૌન પણે મૌન એકાદશી પર્વ આરાધવા કટિબદ્ધ થશે તેઓ કલ્યાણાદિ પામી મોક્ષે બિરાજમાન થશે

卐

### આત્મ–ઉપકાર

इह भवसायरमज्जम्मि निवडिओ जाणवत्तपरितुल्लं ।
पावइ जीवो जिणधम्मसजुय कहवि मणुयत्त ॥१॥
पत्त य तम्मि नियमा अत्तुवगारो बुहेहिं कायव्वो ।
जिणधम्मविहाणेण इहरा परिवञ्चिओ अप्पा ॥२॥

### મલધારીય હેમચદ્રસૂરિ

આ સ સારસમુદ્રના પ્રવાહમા પડેલો જીવ કોઈક ભાગ્યના યોગે જ પ્રવહણની માફક જૈનધર્મસહિત મનુષ્યપણુ મેળવે છે

જો તે મળી ગયુ તો પડિતોએ જૈનધર્મ કરવાદ્વારાએ નક્કી આત્માનો ઉપકાર કરવો જોઈએ, નહિતર આત્મા ઠગાયો છે એમ માનવુ

# ચોસઠસમી દેશના

## (પાર્શ્વનાથ ભગવાન જન્મકલ્યાણક)

---

जीयात फणिफणप्रांतसंक्रांततनुरेकदा ।
उद्धर्तुमिव विश्वानि, श्रीपार्श्वो बहुरूपभाक् ॥

अ० ३।० स० श्लो० ४ ॥

### આત્મોન્નતિ માટે જૈન તહેવારો

મહાનુભાવો ! અન્ય સર્વ દર્શનો કરતા જૈન દર્શનની વિશિષ્ટતા દેવતાની નિષ્કલંકતાને લીધે, ગુરૂની મહાનતપણાને લીધે, ધર્મની દયામૂલક ધર્મને લીધે, સહેજે અનુભવી શકાય છે તેમા તહેવારો જે જૈનોમા રાખ્યા છે તેમા ખુદ જિનેશ્વરોના વૃત્તાંતોને ધ્યાનમા લઈ આત્માને ઉન્નતિની દશાએ પહોચાડે તેવાજ તહેવાર રાખ્યા છે અન્ય મતના તહેવાર જુગાર, ખાનપાન, શોભા, ઘરેણાગાંઠને અગ્ર પદ આપે છે, અથવા તેઓના ઉપયોગને માટે એઓએ તહેવાર કલ્પેલા છે, જ્યારે જૈન દર્શનમા તહેવાર પણ ત્યાગ માટે જ કર્યા છે

### એકમો વીસે કલ્યાણકો આરાધ્ય છે

બીજાઓમા માત્ર વિષ્ણુ આદિ એક દેવતાના વ્યક્તિ-

ગત જ તહેવારો છે, પોતાના જ તહેવાર પ્રવર્તાવવામા આવ્યા છે જ્યારે જૈન દર્શનમા એકલા મહાવીરને નામે તહેવાર નથી ચૈત્રી પુનમ તેમજ અખાત્રીજ સાથે મહાવીરને કશો સબધ નથી વિચારીશુ તો અનેક તીર્થકરને લીધે, નહીં કે એકલા મહાવીર મહારાજાના જ જૈનોએ તીર્થકરના કલ્યાણકો આરાધ વાના રાખ્યા એકલા મહાવીરનુ કલ્યાણક આરાધી કૃતાર્થપણુ નથી માન્યુ સમગ્ર તીર્થકરોના કલ્યાણકો આરાધનાની શક્તિ ન હોય ને એક તીર્થકરનુ કલ્યાણક આરાધો તો જુદી વાત

## આરાધના અને આરાધ્યના

આરાધના અને આરાધ્યતા જુદી જુદી ચીજ છે આરાધના શક્તિ ઉપર આધાર રાખે છે, આરાધ્યતા શ્રદ્ધા ઉપર આધાર રાખે છે આરાધ્યતા સર્વ આરાધ્યને અગે હોવી જોઈએ સર્વે તીર્થકરના કલ્યાણકો આરાધ્ય તો છે આપણે એકલા મહાવીરની આરાધના કરી શકીએ તે બધો આધાર શક્તિ ઉપર. પણ આરાધન કરવા લાયકપણુ બધામા રહેલુ છે ઋષભદેવના તેમજ અજિતનાથના પાચ કલ્યાણક આરાધનીય છે આરાધન ભલે એકની કે પાચની કરીએ પણ આરાધ્યતા એ શક્તિ ઉપર આધાર રાખતી નથી એ શ્રદ્ધા ઉપર રાખે છે તેથી ચોવીસ તીર્થકરોના ૧૨૦ કલ્યાણક આરાધવા લાયક ગણીએ છીએ

## એકની આરાધના પણ આરાધ્યતા

બુદ્ધિ બધાની હોય

આરાધના ન કરીએ તેથી આરાધ્યતા ઊડી જતી નથી કૃષ્ણે રાજા કૃષ્ણ પ૦ આરાધી મોક્ષે ગયો આરાધ્યતામ એકની આરાધ્યતા માનો તો મિથ્યાત્વમા જાઓ આરાધન

ભલે એની કરો. બીજા આરાધ્ય નથી તેમ માનો તો મિથ્યત્વમા જાઓ. આરાધનાનો આધાર શકિત ઉપર છે, આરાધ્યતાનો આધાર શ્રદ્ધા ઉપર હોવાથી ૧૨૦ કલ્યાણક આરાધ્ય ગણે, છતા આરાધના માત્ર મોક્ષ કલ્યાણકની કરે જેમ દીક્ષા કલ્યાણકની આરાધનામા તમે તીર્થકરે દીક્ષા લીધી તે તે તપ તેમની દીક્ષાને અગે કરો તો તે તીર્થકર દીક્ષા તપ કહેવાય, તેમ નિર્વાણાદિના તપ પણ સમજવા

## કલ્યાણકની આરાધનામા જઘન્યથી એકાસણુ તો જોઇએ જ

હરિભદ્રસૂરિ પચાશકમા ખુલ્લા શબ્દોમા જણાવે છે કે ગર્ભમા 'ચ્યવન' કલ્યાણક વખતે જન્મ 'કલ્યાણક' વખતે તો તપસ્યા હોતી નથી તીર્થકર માત્ર જે દેવલોકાદિથી ચ્યવી આવે તે વખતે તેમજ જન્મે તે વખતે તપસ્યા હોતી નથી (तित्थयरणिग्गमाई सव्वगुणपसाहण तवो होइ । पचा गा ०२ तीर्थंकरनिर्गमादि येन तपसा तीर्थकरा निष्क्रान्ता, आदिशब्दात्तीर्थंकरज्ञाननिर्वाणादिग्रह , पचा॰ टी॰ गा॰ ०० , सप्तमदशमिकादिचतुष्टयकल्याणकादितपस्यागमप्रसिद्धानां ग्र, पचा॰ टी॰ गा॰ ००८), છતા શાસ્ત્રકારોએ ત્યાગનુ ધ્યેય રાખેલુ હોવાથી કલ્યાણકનુ આરાધન ખાઈને ન રાખ્યુ, પણ એકાસણુ તો ઓછામા ઓછુ કરવુ એમ રાખ્યુ ચ્યવન તેમજ જન્મને વખતે એકાસણુ નથી તો પણ તીર્થકરનુ આરાધન ત્યાગ માટે છે, તેથી જઘન્યમા જઘન્ય દરેક તીર્થકરના કલ્યાણકે એકાસણુ તો રાખ્યુ છે (च्यवन जनन दीक्षा, ज्ञान निर्वाणमिरयहो । अन्ता कल्याणकानि, सुधीरा

राधयेत्तथा ॥ १३ ॥ एकस्मिन्नकाशनक, द्वयोर्निर्विकृतेस्तप । त्रिष्वाचाम्ल सपूर्वोद्ध, चतुर्ष्वपोषित मृजेत ॥ १४ ॥ सपूर्वाद्ध मुपवासं, पुन पचसु तद्विति । पचभिर्नित्सैरं कृर्यात्तानि चोपोषितै सुधी' ॥ आचारोप० व० ५ श्लो० १६ ॥, उववासो आयिलय निव्विय इकोय दो य तेरस उ । एगासणा य चुरसीइ कल्लाणे होइ तवसखा ॥८०१॥ मुणि तेरस न्म चउदस पन्नरस तेरसेव सत्तरम। दस छ नव चउ दो तह कत्तियाइ कल्लाणय जिणाण ॥८०२॥ विचा० सा०)

તીર્થંકર – ૨૪ × કલ્યાણક ૫ = ૧૨૦ કલ્યાણક

{ તપદિન – ૧ + ૨ + ૧૩ + ૮૪ = ૧૦૦ }
{ કલ્યાણક ૪ + ૬ + ૨૬ + ૮૪ = ૧૨૦ }

૭+૧૩+૧૦+૧૪+૧૫+૧૩+૧૭+૧૦+ + +૪+૧=૧૨૦ કાર્તિક આદિ માસના ક્રમે કલ્યાણકો.

## મનુષ્યમા ને ઢોરમા વિવેકથી જ ભેદ છે

ઢોરનો સ્વભાવ છે કે આગળ ધરો, તો મો ઘર મળે ત્યાર ખાવું આપણે મનુષ્ય છતા એ દશા, તો મનુષ્યપણામા ઢોર કરતા કશુ ઓછુ છે? ઢોરમા ને મનુષ્યમા વિવેકનો ફરક કહેવાય તેનો ઉપયોગ કયા થયો? જેમ કાવસામા ને હીરામા ફેર માન તેજનો છે જઘ યમા જઘન્ય ઉપવાસ, આબિલ કઠણ પડે તેથી એકાસણુ દરેક ક યાણકને અગે નિયમિત કર્યું

## પોષી દશમ

આજે તહેવારનો દિવસ શાથી છે? આજના દિવસને

'પોષી દશમ' કહીએ છીએ શાથી ? આપણે ત્યા કૃષ્ણપક્ષે મહિનાની સમાપ્તિ થાય ત્યારે બીજા દેશોમા (મારવાડ આદિમા) અને શાસ્ત્રોમા શુક્લપક્ષે સમાપ્તિ થાય માગશર સુદ ૧૫મે માગશર મહિનો પૂરો આપણે ત્યા અધારા પખવાડિયાની સમાપ્તિ એ મહિનાની સમાપ્તિ આપણી અપેક્ષાએ આજે માગશર વદ દસમ છે શાસ્ત્રની, જ્યોતિષની અને બીજા દેશોની અપેક્ષાએ માગશર સુદ પુનમે મહિનો પૂરો થયો તેથી આપણી માગશર વદી એકમને તેઓ પોષ વદી એકમ કહે છે એ હિસાબે માગશર વદ દશમ, શાસ્ત્રોની અને અન્ય દેશવાળાની પોષ વદી ૧૦ છે ભગવાન્ પાર્શ્વનાથજીનુ જન્મ ક યાણક હોવાને લીધે આજનો દિવસ કલ્યાણક તરીકે ગણીએ છીએ આપણે ૨૪ તીર્થંકરને માનનારા હોવાથી તેમના જન્મના દિવસને કલ્યાણક તરીકે ગણીએ છીએ

## આત્મકલ્યાણ માટે પાર્શ્વનાથ ભગવાનનુ આલબન

જેમ મેરૂ તેરસ આદીશ્વર ભગવાન 'નિર્વાણ' કલ્યાણક, ચૈત્ર સુદી ૧૩ શાસનપતિ 'જન્મ' ક યાણક તેમ પોષ વદી ૧૦ને પાર્શ્વનાથ ભગવાનનુ 'જન્મ' કલ્યાણક ગણી જ્યારે આરાધના કરવા તૈયાર થઈએ ત્યારે પાર્શ્વનાથજીની ઉત્તમતા જરૂર મગજમા આવવી જોઈએ ભગવાન્ પાર્શ્વનાથજી એ પણ આપણા જેવા જ જીવ, પણ એ જીવે જે પોતાના આત્માની શુદ્ધિ કરી, તે લાઇન તપાસીએ તો માલમ પડશે કે એ શુદ્ધિની લાઈને આપણા આત્માને લઈ જઈએ તો આપણા આત્માને નિર્મળ કરી શકીએ

## પાર્શ્વનાથ ભગવાનના જીવ મરૂભૂતિનો પરિણામ

તેમની ક્ષમાગુણની હદ અદ્વિતીય હતી દુનિયાદારીની સ્થિતિએ ક્ષમા સહન ન થાય તો બીજી દૃષ્ટિએ સહન થાય કેમ? પહેલા ભવમા ઉપદ્રવ કરનાર કમઠ અને મરુભૂતિ બન્ને ભાઈઓ હતા પાર્શ્વનાથજીનો જીવ મરૂભૂતિ કમઠનો જીવ ત્યા પણ કમઠ નામે હતો બન્ને સગા ભાઈઓ હતા કમઠની કુત્વિનાએ પાર્શ્વનાથ જીના ઘરે ખરાબ પ્રવૃત્તિ કરી મરૂભૂતિએ રાજાને જણાવ્યુ તે ડરથી કમઠ તાપસ થયો ગુનેહગાર કમઠ તાપસ થયો. મરૂભૂતિને વિચાર આવ્યો કે તેના કર્મથી તેનો આત્મા દૂબ્યો, મર્યો મરેલાને મારવો તે સજ્જનને શોભતુ નથી માટે હુ તેને ખમાવવા જાઉ દુનિયાદારીની દૃષ્ટિએ તેના હાડકા ઉપર પણ થૂકે નહિ, તે જગો પર ખમાવવા જાય છે પેલો શિના લઈ તપસ્યા કરે છે

## મરૂભૂતિનુ કમઠને ખમાવવુ

મરૂભૂતિ ખમાવવા આવે છે સીધી શિલા તેના ઉપર ફેંકે છે આ વખતે મરૂભૂતિના પરિણામ કેવા હોવા જોઈએ? ગુન્હે ગાર ઊલટો શિલા મારે છે વિચારો તે વખતે શિના પડતા પવિત્રતા રાખી શકયો, તે કઈ સ્થિતિનો આત્મા! અધમ તો ગુન્હો કરનાર, પવિત્ર મનુષ્ય ખમાવા જાય છે તેમા અપવિત્ર શિલા નાખી મારી નાખે છે આ વખતે સમતાનો અંશ પણ ટકી શકે? તો પણ ત્યા સમતા ટકાવી તો પણ કમઠના મનમા રહેલુ વેર ભવોભવ ચાલ્યુ આ એકપક્ષી વેર છે પોતે ખમાવવા ગયો છે વગર ગુન્હે ખમાવવા ગયો છે એક જ પક્ષી વેર છે બીજો બધે તો રહ્યુ પણ યાવત્ તીર્થંકરના ભવમા

પણ કમઠ વેર છોડતો નથી એ ક્ષમાનો દરિયો પાર્શ્વનાથનો જીવ તે ભવમા પણ ક્ષમાવાળો છે ભગવાન પાર્શ્વનાથના ભવમા જ્યારે સસારીપણામા પણ તે સ્થિતિના હતા

## गतानुगतिको लोक

મનુષ્યોનો વિચાર એ પ્રવૃત્તિની જડ છે, પણ વિચારની જડ પરિવાર છે ચારે બાજુનો પરિવાર અનુકૂળ હશે તો વાતાવરણ અનુકૂળ થશે તેમા વિચારો અનુકૂળ જ આવશે વાતાવરણ પ્રતિકૂળ હોય તો ચારે બાજુનુ વાતાવરણ પ્રતિકૂળ જ હોય જેને વિચારનુ ધોરણ કુટુબ વાતાવરણ ઉપર નથી તો પરિવાર ઉપર જેને આધાર હોય તેને પરિવાર કેવો સુદર જોઈએ ? કમઠ તપ કરે છે લોકો વદન કરવા જાય છે લોક એવો અજ્ઞાન વર્ગ છે કે જેને ઊડી તપાસ હોતી નથી બધા લોકો બહાર જાય છે 'તપસ્વી એમ કહેતા લોકો પૂજવા ગયા છે

'' गतानुगतिको लोको न लोक' पारमार्थिक

તત્ત્વ વિચારણા કરનાર લોક હોતા નથી પાર્શ્વનાથજી નોકરને પૂછે છે કે સમસ્ત લોકો કયા જાય છે ? તો કહે છે કે પચાગ્નિ તપ કમઠ કરે છે, તેના દર્શન માટે જાય છે ભગવાન ત્યા આવે છે લોકો આને શાથી વખાણે છે ? પચાગ્નિ તપથી, પણ આમા સજ્ઞી પચેન્દ્રિય બળી જાય છે તેને કોઈ દેખતુ નથી 'કાટેલ બોખમા નાખેલ પાણી ઊતરી જાય, તેમ લોકના હાથમા તત્ત્વ આવે તો પણ સરકી જાય લોક તત્ત્વ જાણે નહિ પચાગ્નિ તપ કરે, પણ આ બિચારા જીવની શી વલે થાય છે

## પાર્શ્વનાથનો ધર્મિષ્ટ પરિવાર

તાપસ સાથે ખુલાસો કરે છે બળતો નાગ નીકળે છે સેવકને નવકારનો હુકમ કરે છે વિચારો, સેવકો નવકારમા લીન કેવા હોવા જોઈએ! પાર્શ્વનાથજીનો સમગ્ર પરિવાર-નોકર નવકાર ન જાણતો હોત તો તે જ નવકાર નોકર સભળાવતે કયાથી? એ દશા ન હોત તો સભળાવતે નહિ બીજી બાજુ ઝેરી જાનવર બળે તે બળવાથી સહેજે નરમ થયુ છે, પણ છે તો ઝેરી તેને નવકાર સભળાવવાની તાકાત-નોકરની તાકાત કેટલી હશે? મરી ગયા પછી નવકાર સભળાવાતો નથી જીવતુ ઝેરી જાનવર હોય તેને નવકાર સભળાવવો-જાનવરને આરાધના કરાવવા માટે કેટલી લાગણી હોવી જોઈએ! આપણે મનુષ્યને આરાધના કરાવવામા મો મચકાવીએ છીએ

## લાખે એક ન પામે પણ આરાધના કરાવાય

આ ઝેરી જાનવરને આરાધના કરાવે છે ઝેરી જાનવરને આરાધના કરાવવાનો વિચાર શી રીતે? બાપ કહેવા આવ્યો ન હતો કે મને નવકાર સભળાવવા આવો આરાધનાને લાયકની જાત નથી, છતા પામી ગયો જે ઝેરીની જાતમા લાખમા પણ એક ન પામે તેવી દશામા એમ આરાધના કરાવવી તે કઈ દશાએ? આપણે એ વખત આ વખત કોઈ કામમા નિષ્ફળ થઈએ તો 'શિર જાય તો કબૂલ પણ એ નહિ?' અહીં પાર્શ્વનાથજીએ એવી દશામા લાકડુ ચીરી કઢાવ્યુ

## જીવ બચાવવો તે કર્તવ્ય

બચાવવામા પાપ માનનારા એમના હિસાબે પાર્શ્વનાથજીએ મોટુ પાપ કર્યુ ઝેરીલાને બચાવ્યો એટલે જીવીને શ

કરવાનો છે તે બધા સમજો છો! પંચેન્દ્રિય હત્યા સિવાય બીજો ધંધો તેને છે? સમગ્ર પરિણામે સર્વ દિવસોએ પંચે ન્દ્રિય હત્યા કરનારો, ૧૮ પાપસ્થાનક સેવનારો એવાને પાર્શ્વ નાથજીએ બચાવ્યો ભૂલ કરી એમના કુળમાં રિવાજ પડયો કયાથી કે ભૂલ થઇ! બીજાના કુળમાં સાપ દેખે તો ઠગોરો લઇ નીકળે તેમને સાપ હોય તો પણ બચાવવો તેવો કુળમા સંસ્કાર પડયો કયાથી? ભૂલ સમજ્યા વગર ભૂલ કહેવાય કેમ? સમકિતી છે ઉપકાર જાણ્યો છે પ્રમાદથી થયો નથી ધારીને કર્યું છે તો સમકિતીની ભૂલ કહેનાર મિથ્યાત્વી મૂળ વિચારો આવા ઝેરીલા, પંચેન્દ્રિયની હત્યા કરનારા એવાને પણ આરાધના કરાવવી તે કર્તવ્ય ગણ્યુ તેવી બીજાની આરાધના માટે કેટલા કટિબદ્ધ થાય?

## દયાના દુશ્મનોએ લેવુ જોઇતુ દયાનુ દૃષ્ટાંત

ભગવાન મુનિસુવ્રતસ્વામી ૬૦ જોજન રાતોરાત ચાલી આવ્યા એકની આરાધના માટે મનુષ્યે કેટલુ કરી છૂટવુ જોઇએ? સાપ સરખા માટે આરાધનાની ભાવના કરે છે, તે વિચારવાનુ છે

## અગ્નિ કરતા પાણીનો ઉપદ્રવ ભયંકર છે

તે ધરણેન્દ્ર બને છે કાઉસગ્ગ ધ્યાને પાર્શ્વનાથજી રહ્યા છે બિનગુન્હેગાર એવો જીવ દુનિયા છોડી નીકળ્યો છે, તે વખતે પણ ઉપદ્રવ અગ્નિ કરતા પાણીનો ઉપદ્રવ ભયંકર છે અગ્નિને ઓલવવાનુ અને તેનાથી ખસવાનુ સ્થાન છે પાણીનો ઉપદ્રવ એવો કે ખસવાનો, નાશવાનો ઉપાય નહિ, તે માટે નીતિકારોએ એ ઉપદ્રવ ભયંકર ગણ્યો છે

તેમજ બચાવ માટે સાધન પણ લેવા માગતા નથી બચવાના સાધનો ન માગે, બચાવ કરો તેવી આકાંક્ષા ન કરે, તે આત્મા કઈ સ્થિતિનો હોય ?

## ભક્તની ભક્તિ

ભક્ત થતા લગીર ધ્યેય લક્ષમા રાખવુ કે આપણી સ્થિતિ કઈ હોવી જોઇએ ? ઉપર પાણી ન આવવા દેવુ તે માટે ઉપર ફણા રાખી અને નીચે કુડળી ઉપર ભગવાનને લેઈ લીધા ફણાથી ઉપર આચ્છાદન કરે છે આ બધી દશા ખ્યાલમા લેવડાવવા ઉપાધ્યાયજી કહે છે કે એવા પાર્શ્વનાથજી તમારૂ રક્ષણ કરો

## ફણામા પ્રતિબિબ

ફરી નાગેન્દ્ર તેની ફેણો ચકચકતી ચાટલા જેવી હોય તો ચકચકતામા પ્રતિબિબ પડે ચકચક થાય તો પ્રતિબિબ પડે તે સાત ફણા ચમક થઈ રહેલી છે, તેમા પ્રતિબિબ પડ્યુ ઉપાધ્યાયજી કહે છે કે પાર્શ્વનાથને કબજામા લેવાની નાગની શી તાકાત કે તે કબજામા લે ? પણ પાર્શ્વનાથનુ શરીર ફેણમા સક્રમી ગયુ, દેખાવા લાગ્યુ, એટલે દેખનારને સાત પાર્શ્વનાથ લાગે મૂળ પાર્શ્વનાથજી ઢકાઈ ગયા

## સાત સ્વરૂપ સાત જગતનો ઉદ્ધાર કરવા ?

પાર્શ્વનાથજીએ સાત રૂપ કર્યા તેમને સાત રૂપ કરી કામ શુ હતુ ? એ બહુરૂપી શુ કરવા થયા ? તેનુ કારણ એ છે કે બીજાઓ સાત ભુવન માને છે (भूर्भुवः स्वर्महश्चैव, जनश्च तप एव च। सत्यलोकश्च सप्तैते, लोकास्तु परिकीर्तिता ॥१॥ विष्णुपुराणम्), સાત વિશ્વભુવનાઃ છે, તેથી 'उद्धर्तुमिव विश्वानि' એક રૂપે

ઉદ્ધાર થશે, માટે માતેનો સાથે ઉદ્ધાર કરવો છે તેથી માન રૂપ કરૂ આખા જગતનો ઉદ્ધાર કરવો હોય તે માટે પાર્શ્વનાથજી ભગવાન ઘણા રૂપવાળા થયા એટલે માત રૂપવાળા થયા માતે વિશ્વનો-ભુવનનો એકી સાથે ઉદ્ધાર કરવા સાત રૂપ ધારણ કરનાર સમતાના સાગર, તમારૂ રક્ષણ કરો એવા ભગવાનનુ આજે કલ્યાણક છે તેથી તે દ્વારા જે આરાધન કરશે તે આ ભવ પરભવ કલ્યાણ કરી મોક્ષસુખને વિષે વિરાજમાન થશે

卐

## પરોપકારની પ્રકૃષ્ટતા

जो परउवयारंपि हु करेइ पुग कहवि पुण्णजोएण ।
पत्ता मोहग्गुवरिंपि मजरी तेण पुरिसेण ॥१॥
अत्तुवगारमईडविहु जायन्ति बहवा जयम्मि विरलाण ॥
ते उण विरलयरच्चिय परोवयारे मई जाण ॥२॥

(શ્રીમલધારીય હેમચંદ્રસૂરિ

ભાવાર્થ —(જે મનુષ્ય જિનધર્મ વિધાનદ્વારાએ આત્માને ઉપકાર કરે છે) તે મનુષ્ય જો કોઈપણ પુણ્યના યોગે અન્ય જીવોને ઉપકાર કરે તો તે મનુષ્ય સૌભાગ્યની ઉપર મજરી પ્રાપ્ત કરે અર્થાત્ સુંદર શરીર હોય અને મસ્તકે મજરી ધારણ કરી હોય તો જેમ શોભે તેમ તે આત્મઉપકાર કરવાવાળો પરોપકારથી શોભે છે, કેમકે જગતમા આત્માનો ઉદ્ધાર કરવો એ રૂપી આત્મઉપકારની બુદ્ધિ પણ થોડાઓને જ હોય છે, પણ તે કરતા ઘણા થોડા જ જીવો તેવા હોય છે જેઓની બુદ્ધિ પરોપકારમા પરાયણ હોય

શ્રીવર્ધમાનજૈનતામ્રપત્રાગમમંદિર ભગવાન્
મહાવીરસ્વામી મૂળનાયક



પ્રતિષ્ઠા-વિ સ૦ ૨૦૦૪ મહા શુદ ૩ શુક્રવાર, સુરત

મહોદય પ્રેસ-ભાવનગર

# ચરમ શાસનપતિ મહાવીર દેવ

## જન્મ કલ્યાણક દેશના

कल्याणपादपाराम, श्रुतगङ्गाहिमाचलम् ।
विश्वाम्भोजरविं देव, वन्दे श्रीज्ञातनन्दनम् ॥

( परि० प० )

મહાનુભાવો ! આજનો વિષય આસન્નોપકારી પ્રભુ શ્રીમહાવીરના જન્મકલ્યાણકનો દિવસ હોઈ તે સંબંધીનો છે

### "જયતી" શબ્દથી થતુ નુકશાન

ખાસ ધ્યાન નાખવાની જરૂર છે કે કેટલાક આના પ્રસંગોને "જયતી" શબ્દથી સંબોધે છે, તેને માટે મારે જણાવવુ પડે છે કે 'તેઓની મહોરને પૈસો દેખાડવો' અગર કહેવો એવી તેમની અક્કલની ખૂમી દેખાય છે, નહિતર જે દિવસ નારકીને પણ સુખ કરનાર તરીકે વખણાયેલ છે જે દિવસ ચૌદે રાજલોકને સાતા કરનાર તરીકે છે ( चउहिं ठाणेहिं लोउज्जोते सिता, त० अरिहंतेहिं जायमाणेहिं , स्था० सू० २२८, नारका अपि मोदन्ते, यस्य कल्याणपर्वसु [illegible] प० १० श्लो० ७, तव कल्याण

पर्वसु गर्भावतारजन्मनिष्क्रमणज्ञाननिर्वाणोत्सवेषु तावदासतां संभाव्य सुखसुभवा सुरनराश्च किंतु दुर्वारदारुणवेदनोद्यार्दिता नारका अपि मोदन्ते सुखल्वानुभवनेन मुन्मुद्वहन्ति। वीत० स्तो० टी० पृ० ४० ) જે દિવસ સામાન્ય કેવની, ગણધરો, શ્રુતકેવલી આદિ અગે ન હોય, ને ફક્ત તીર્થ કરોને જ અગે હોય, તેવો કલ્યાણકદિન શબ્દ છોડી 'જયતી' કે દાદા, બાપની પણ ઉજવાય છે, હિદુ યા મુસલમાનો પણ ઉજવે છે, તે સર્વ સાધારણ શબ્દને અહીં મૂકવો ને પેલો 'કલ્યાણક' શબ્દ ભૂલી જવો કે ખસેડી નાખવો એ ઉચિત લાગતુ નથી

## અજ્ઞાનથી વપરાયેલો શબ્દ નુકશાનકારક છે

જો કે ઈરાદાપૂર્વક તમો તીર્થ કરના અપમાન તરીકે કરતા હોય એમ તો હુ ન કહી શકુ, પણ એટલુ તો સ્પષ્ટ કહુ કે–અજ્ઞાન કે અણસમજણથી વપરાયેલ શબ્દ નુકશાનકારક છે માટે આ ધ્યાનમા રાખજો કે આવા દિવસને 'કલ્યાણક' શબ્દથી બોલવામા ચૂકશો નહિ

## કલ્યાણકનો મહિમા

જે કલ્યાણકનો દિવસ એટલો બધો પવિત્ર છે કે જેને અગે ઈન્દ્રોના સિહાસનો પણ ડોલાયમાન થાય છે, ( एअंमि सोहम्मकप्पाहिवइस्स सक्कस्स सीहासण चलइ, महा गुण०पृ० ११७) અને જેને અગે ભગવાન્ હરિભદ્રસૂરિ મહારાજ પણ પોતાના રચેલ પચાશક નામના ગ્રથમા જણાવે છે કે, જે મનુષ્ય આવા કલ્યાણકના દિવસમા તપસ્યા, પૂજા, સાધર્મિકભક્તિ આદિ કરતો નથી, ને બીજા દિવસોમા એટલે કલ્યાણક સિવાયના દિવસોમા

કરે છે તે કપોલકલ્પિત અર્થાત્ સ્વમતિકલ્પ સમજવા, કારણ એ છે કે જેને તીર્થંકરના કલ્યાણકને અંગે માન નથી તેવો મનુષ્ય બીજી તિથિઓ કયા હિસાબે આરાધે છે વિવાહની વખતે ચાલ્લો ન કર્યો ને ઘેર બાયડી (સ્ત્રી) આવી ગયા પછી ચાલ્લો કરવા આવે તો કોઇ લે ખરો ? ના કેમ ? ટાણુ કયા છે અર્થાત્ આવતા ચાલ્લાના રૂપિયાને પણ ટાણુ નથી એમ કહી આડો હાથ કરે છે, તેવી રીતે કલ્યાણકમા તપસ્યા આદિ ન કરે, ને બીજા દિવસે કરે તે કેવળ કપોલકલ્પિત છે એમ ૧૪૪૪ ગ્રથના પ્રણેતા એવા આચાર્ય ભગવાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ પચાપચાશકમા જણાવ્યુ છે (દ્યરાડતક્કદુમાણોડ વણ્ગા ય ઇમીએઁ णिउणबुद्धीए । एय विचिंतियव्व गुणदोमविहावण परम। जेट्ठमि विउझमाणे उचिए अणुजेट्टपूयणमजुत्त। लागाहरण च तहा पयडे भगवतवयणम्मि । लोगो गुरुतरगो खलु एव सति भगवतो वि इट्ठो त्ति। मिच्छत्तमो य एय एसा आसायणा परमा॥ पचा० ९ गा० ૪૬-૪૭-૪૮ )

આ ઉપરથી મહાવીરનો જન્મકલ્યાણક તપસ્યા, પૂજા, સાધર્મિકભક્તિ આદિથી જ આરાધવો જોઇએ

તે દિવસની આરાધનાથી બાકીની આરાધના શાસ્ત્રાનુસારી ગણાય આવી આરાધના જોઈએ એ વાત નક્કી થઈ

શકાકાર જગતના ઉદ્ધારની

બુદ્ધિ સિવાય તીર્થંકર ન બનાય

હવે મહેજે શકા થાય કે પ્રભુ મહાવીરના જન્મકલ્યાણકની આરાધના વિશેષ કેમ ? ઋષભદેવજી ભગવાન્, અજિતનાથજી

આદિ સર્વ તીર્થકરો મોક્ષે ગયા, તીર્થો પ્રવર્તાવ્યા જગતને તારવાના પ્રયત્નો, મનોરથો કર્યા બધા તીર્થકરો સરખી રીતે છે મહિનાના ૩૦ દિવસમા બધા દિવસોએ પહોર ફાટે, અરૂણોદય થાય, સૂર્યોદય થાય કે દિવસ ગણાય, તે સિવાય નહિ, તેવી રીતે એક પણ તીર્થકર મહારાજ જગતને તારવાની બુદ્ધિ કે સંકલ્પ સિવાય બની શકયા નથી ( विचित्र चिन्तयत्यसौ । मोहान्धकारगहने संसारे दुःखिता बत । सत्त्वा परि भ्रमन्त्युच्चैः सत्यस्मिन्धर्मतेजसि ॥ अहमेतानतः कृच्छ्राद्यथायोग कथचन। अनेनोत्तारयामीति वरबोधिसमन्वित ॥ योगबिन्दु श्लो० ૨૮૪, ૮૦, ૨૮૬ )

## તીર્થકરનામકર્મ ત્રીજે ભવે નિકાચિત થાય.

આપણે ત્રીજા ભવે તીર્થકરનામકર્મ નિકાચિત થયાનુ કહીએ છીએ, તીર્થકરનામકર્મ કોડાકોડ સાગરોપમ પહેલા બાધેલુ હોય છે, ( तस्य ह्युत्कृष्टा सागरोपमकोटीकोटिर्बन्धस्थिति , आव हरि० પૃ० ૧૦૦ ) પરતુ વાવેલુ બીજ વરસાદ વગરની જમીનમા બળી પણ જાય છે, તેમ આ કર્મ કદાચ તૂટી પણ જાય છે, પરતુ નિકાચિત તીર્થકરનામકર્મ કે જે ત્રીજે ભવે એટલે તીર્થકરના ભવ પહેલા દેવ-નારકી, ને તે પહેલા મનુષ્યભવમા કરાય છે તે તીર્થકર થયા સિવાય રહે જ નહિ, તેને હાથે તારવા વિરૂદ્ધ કે ડુબાડવાનુ બને જ નહિ, ત્યારે શાસ્ત્રકારો કહે છે કે નિકાચિત કર્યુ કહેવાય ( बज्झइ त तु भगवओ तइयभवोसक्कइत्ता ण ॥१८३॥ नियमा मणुयगईए ॥१८४॥ आव० नि०)

## જૈનો વ્યક્તિના પૂજારી કે ગુણના?

દરેક તીર્થંકરોએ તીર્થંકરનામગોત્ર બાંધેલુ, ત્રીજા ભવે નિકાચિત કરેલુ, તીર્થ સ્થાપેલુ તેનો રાહ સ્થાપેલો છે તો પછી તમે ગુણના પૂજારી કે વ્યક્તિના? ગુણના પૂજારી હો તો બધા તીર્થંકરોના કલ્યાણકો સરખી રીતે આરાધો. જો કે મેરૂત્રયોદશી વિગેરે આરાધો છો છતા આ વીરજિનેશ્વરનુ કલ્યાણક વધારે કેમ ઉજવો છો તેને અંગે શકાકાર કહે છે કે તમે ગુણના પૂજારી નથી

## તમારી ને બીજાની મહોરની કિંમત

તમારી મહોરના રૂા ૩૫)ની કિંમત ગણો, ને બીજાની મહોરના રૂા ૨)ની કિંમત ગણો તો તમે કિંમત કરવાવાળા ન કહેવાઓ, પણ તમારી મહોરની કિંમત કરનારા કહેવાઓ. ગમે તેની મહોર હોય, પણ સરખી કિંમત કરવી પડે ત્યારે ચીજની કિંમત કરનારા કહેવાઓ તેમ જો કલ્યાણકની કલ્યાણક તરીકે કિંમત કરતા હો તો ઋષભાદિક તીર્થંકરોના કલ્યાણકોની કરો, પણ એકલા વીરની એટલે પ્રભુ મહાવીરની વધારો, ન બીજાની ન વધારો, તો કહેવુ પડશે કે કંઈક ગર્ભિત હેતુ હોવો જોઈએ?

## પ્ર૦-મહાવીરપ્રભુને વધારે આરાધવાનુ કારણ?

**સમાધાન**-જેવી રીતે મારી, મારા કુટુંબની, મારા મિત્રની કે મારા શત્રુની મહોરની કિંમત કર્યા કરૂ કે જ્યાં દેખાય મારી હોય છતા પેટીમા હોય કે શત્રુ-મિત્રની હોય, છતા થેલીમા હોય તેની કિંમત ન કરૂ એટલા માત્રથી કિંમત કરવાવાળો નથી એમ કહી શકાય નહિ જો કે હુ ચોવીસે જિનેશ્વરોના કલ્યાણકો આરાધવા લાયક ગણુ છુ, છતા અત્યારે

મને સમારરૂપી સમુદ્રથી પાર પમાડનાર, વિષય, કષાય આદિ પાપોથી બચાવનાર, મોક્ષમાર્ગ તરફ દોરનાર શાસનપતિ જો કોઈ હોય તો પ્રભુ મહાવીર જ છે, માટે હુ વિશેષ ઉજવુ છુ, એટલે બીજાની ઉપેક્ષા કરવા માગતો નથી સર્વ તીર્થંકરોના કલ્યાણકના દિવસ આરાધ્ય ગણુ છુ, છતા શાસનના માલીક કે જેનાથી મારૂ શ્રેય થઈ રહ્યુ છે, જે શ્રેય ને લીધે દુષમા કાળ છતા દુષમાકાળને ધન્યવાદ અર્પુ છુ

## સાપના દૃષ્ટાંતથી ઘટના

સૂતા હોઈએ, સાપ આવ્યો, ને ઓરમન માતાએ સોટી મારી આપણને ઊઠાડયા તો તે વૈરી કે ઉપકારી ? જો કે સગી માતા તો ભાઈ ! કહી સાચવીને ઊઠાડે, પણ આ સોટી મારે, વાત ખરી પણ જિંદગી બચાવે તેનુ કેમ કશું બોલતો નથી ? સોટીનુ નુકશાન વધારે કે જિંદગીનુ રક્ષણ વધારે ? કહેવુ જ પડશે કે જિંદગીના રક્ષણની કિંમત જુદી જ છે, તેમ આ દુષમકાળ એ ઓરમાન માતા જેવો જ છે આપણને વિચિત્ર સંજોગોમા મૂકે છે, એમા મૂક્યા છતા શાસનના પ્રભાવે મિથ્યાત્વસર્પથી બચી જઈએ

## કોણુ પાલવે કંચન કરતા આજા પાલવે ત્રાંબિયા મારા

આ વાત વિચારશો ત્યારે ભગવાન્ હેમચંદ્રસૂરીશ્વર મહારાજે કહેલ —

" सुषमातो दुःषमायां कृपा फलवती तव '

અર્થાત્ હે ભગવન્ ! સુષમાકાળમા જો કે આપની જગત ઉપર મહેર હતી. મને રખડાવવાનુ ધાર્યું ન હતુ, મને તાર

વાનો પ્રયત્ન કર્યો, પણ મારૂ નસીબ પાતળું કે તેથી કાણા એવા પાનને કંચન મળે તે કરતા સાજા પાલવે ત્રાંબીયા મળે તો ભૂખ ભાગી જીવતા રાખે. આપે તો કંચન વરસાવ્યું કોઈ પૂછવા આવે તેને ઉપકાર કરી કંચન વરસાવ્યું, છતા હું કાણા પાલવવાળો મારૂં શું ? જો કે દાતા, દાન, ગ્રાહક, સામગ્રી મુશ્કેલ છતા કાણુ લૂગડું હોય ત્યા શું થાય ? તે રૂતા દુષમાકાળમા ત્રાંબીયા મળે છે અત્યારે નથી તો તીર્થંકરો, નથી તો સામાન્ય કેવલી, નથી તો ગણધરો, નથી મન પર્યવજ્ઞાની, નથી અવધિજ્ઞાનીઓનો યોગ જે યોગ હોય તે માત્ર ભાગ્યુતૂટ્યુ શ્રુતજ્ઞાન જ ( 'द्वादशाङ्गमय वणरूप श्रुतमिहो दित। दुष्षमायामपि पुन कल्पद्रुमस्त्वभाष्टदम्॥ श्रीपाल०ज्ञान पृ० ८०) સપૂર્ણ પણ નથી તે નાણીયા જ વર્તે છે, રૂપિયા નથી તો હીરા, મોતીની વાત ક્યા કરવી ?

### સોનયાના વરસાદના ભરોસે ત્રાંબયા ન છોડાય

કેટલાક એવા હોય છે કે 'સોનાનો વરસાદ વરસશે ત્યારે પાલવ ધરશુ તેઓએ યાદ રાખવું કે મળેલા ત્રાંબીયા ન લે અને હીરાના ભરોસે રહેશે તો ભૂખે મરી અટવાઈ જશે કુટુંબ પણ નાશ થશે હીરા વિગેરેના વરસાદ વખતે તમારી કઈ પેઢીઓ થઈ જશે હીરા ન વરસે ત્યારે વરસતા ત્રાંબીયા ઝીલી રહેશો તો કુટુંબ જીવતુ રહેશે, ને પછી તે સોનૈયા આવ્યા વરસાદ વખતે તમારૂ કુટુંબ સોનૈયા મેળવી શકશે

### વર્તમાનમા ત્રાંબિયા સમાન પ્રભુશાસન

સોનાના વરસાદ જેવી નથી જિનેશ્વરો નથી કેવળીઓ, નથી ગણધરો, નથી મન પર્યવજ્ઞાનીઓ, નથી અવધિજ્ઞાનીઓ,

એવી સ્થિતિમા જેઓએ જિનેશ્વર ભગવાનનુ અત્યારે મળતુ જ્ઞાન (શ્રુત) કે જે ત્રાંબૈયાના વરસાદ જેવુ છે, તેમા આત્મા સસ્કારિત કર્યા હશે તેવાઓ ત્યારે હીરા મોતી ઝીલવા તૈયાર થશે, પણ જેઓ અત્યારે નહિ ઝીલે તેઓને તો તે ભવાતરમા તીર્થંકરનો સયોગ છતા તેની પ્રાપ્તિનો સભવ નથી

## સુષમાકાળ કરતા દુષમાકાળમા પ્રભુશાસન મળ્યુ તે લાભદાયક છે

હે ભગવન્! સુષમકાળ કરતા દુષમાકાળમા શાસન મળ્યુ તે ખરેખર ફળવાળુ છે, (જો કે અપમાન માટે, અવજ્ઞા માટે નહિ પણ) સુષમાકાળમા આપ, આપ જેવા કેવલી, ગણધરો વિગેરે લાઇફબોટો દરિયામા હતી, તેથી કાઈ ડૂબવાનો ભય ન હતો, તે વખતે તીર્થંકરનો પ્રતિબોધ લાગ્યો તો કલ્યાણની વાત, નહિ તો કેવલી આદિનો પણ લાગી જાય

## તળાવમા સાકળો નાખનાર તીર્થંકરો

જે તળાવમા જગો જગોપર સાકળો નાખી છે ત્યા ડૂબવાનો ભય નથી ત્યા તરી જવુ એમા અધિકતા નથી. આથી તીર્થંકરોની જરૂરિયાત ઓછી નથી સાકળો તો એમણે જ નાખી હતી, તેમનાથી જ કેવળી આદિ ઉત્પન્ન થાય છે, તત્ત્વજ્ઞ સાકળ નાખનારને જ દેખે, બચનાર સાકળને જ દેખે, તેથી અધિકતા છે

## એક સાકળ છતા સાકળ મળે તે ભાગ્યશાળીપણાથી જ

તળાવમા એક જ સાકળ હોય, ને તળાવ ઘોર જાન વરોથી ભરેલુ હોય, ત્યા તે હાથમા આવવી ને બચવુ કેટલુ

મુશ્કેલ છે, તેવી રીતે દુષમકાળમા કોઈ તીર્થંકર, કેવની આદિ નથી, અને તમારા શાસ્ત્રની સાકર મળી ગઈ કઈ વખતે ? ચારે બાજુ જાનવરો ઘુઘવાટા કરી રહ્યા છે દુષમાકાળમા મિથ્યાત્વનો પાર નથી, તીર્થંકરના વારામા ગોશાલક, જમાલિ, ગણ્યાગાઠયા હતા, પણ અહીં 'વરસના મહિના બાર ને પાખડી તેર', તેવા વખતમા સાચુ શાસન મળવુ મુશ્કેલ કેટલુ ? આપ જેવા હોત તો નિર્ણય કરી લેત, પણ અહીં એવું નથી એક ગામ જવુ હોય, અજાણ્યુ જગલ હોય, સીધી કેડી કે રસ્તો હોય તો અજાણ્યા પણ ગામ પહોચી જઈએ પણ ગામ એક ને રસ્તા એકવીશ હોય ત્યા શુ થાય ? ભવિતવ્યતા હોય તો સીધી વાટ આવે નહિ તો આવવી મુશ્કેલ, તેવી રીતે આ આત્મા એવો અજાણ્યો કે બોરનુ ઠાંડુ યે જાણતો નથી, મોક્ષ માર્ગ જાણતો નથી, પાખડીઓથી વ્યાપ્ત એવા દુષમકાળમા આપના શાસનનો યોગ મળ્યો તો કૃપાનો પાર નથી, પૂરેપૂરો ભાગ્યશાળી હોય તો જ ઘોર પ્રાણીઓથી વ્યાપ્ત, અને ફક્ત એક સાકળવાળા તળાવમા સાકળ મેળવી તરી જાય, તેવી રીતે સાચી શ્રદ્ધા મેળવવી, એ પણ ભાગ્યશાળીપણાને લીધે જ

**મેરૂ કરતા મરૂભૂમિનુ કલ્પવૃક્ષ પ્રશસનીય છે**

'मेरुतो मरुभूमौ हि श्लाघ्या कल्पतरोः स्थितिः ॥
(वीत० स्तो० प्र० ९ श्लो० २)

કલ્પવૃક્ષ ઉત્તમ છે, કાઈ હિસાબ હીન છે નહિ પણ ખરેખર લોકોના આશીર્વાદને કયુ મેળવે ? મારવાડમા હોય તે કે નદનવનમા રહેલુ ? મારવાડનુ આશીર્વાદ મેળવે, નદનવનનુ મેળવે નહિ, કારણ ?, ત્યા ઠગલાબધ કલ્પવૃક્ષના ઝાડ છે, જ્યા

ઝાડની મુશ્કેલી ત્યાં કલ્પવૃક્ષની કિંમત ઓર છે તેવી રીતે સુષમાકાળમાં સંસારથી તરીયે એવા સાધનો મળે તે કલ્યાણ કાર જ છે (एवं सुषमादौ पदे पदे सुलभेषु विशिष्टज्ञानमानुषु पुरुषेषु भगवत्स्वपि धर्मतीर્થप्रवर्तनादिरूपा न तथोपयोगिनी यथा सर्वातिशयशून्ये दुष्षमा समय इति, वीत० स्तो टी० पृ० ३६ ) પણ દુષમાકાળમાં તરવાનું સાધન મુશ્કેલ હોવાથી કિંમતી છે, જે ક મારવાડના અને નંદનવનના કલ્પવૃક્ષમાં ફરક નથી, પણ ઢગલા હોય ત્યાં કિંમત ઓછી થાય છે

## દુષમાકાળમાં તરવાનો આધાર શ્રુતજ્ઞાન

દુષમાકાળમાં સંસારસમુદ્રથી તરવાના સાધન આપ તર ફથી મળે છે તે ખરેખર પ્રશંસનીય છે, સાધનમાં ફેર નથી, 'સોનાની ખાણ પાસે એક ચીભડા પેટે ચાર તોલા સુવર્ણ મેળવે' તે કરતાં બીજો 'પાવલી' મેળવે તો ખુશ ખુશ થઈ જાય છે, તેવી રીતે તીર્થંકરના વખતમાં પોતે સ્વયાત, શ્રુત કેવળી આદિ હાજર ત્યાં વધવા, ઘટવાની કિંમત નહિ, પણ દુષમાકાળમાં તરવાનો આધાર નહિ, ફક્ત શ્રુતજ્ઞાન (कत्थ अम्हारिसा पाणी, दूसमादोसदूसिया । हा ! अणाहा कहं हुंता, न हुंतो जइ जिणागमो ॥ संबोधस० गा० ૨૬॥) એ જ તરવાનો આધાર

## શ્રુતજ્ઞાનના ઉત્પાદક ભગવાન્ મહાવીર

શ્રુતજ્ઞાન સર્વોપરિ હોવાથી, તેના ઉત્પાદક મૂળ હેતુરૂપ ભગવાન્ મહાવીર હોવાથી, ( अत्थं भासइ अरहा सुत्तं गंथंति गणहरा निउणं । सासणस्स हियट्ठाए तओ सुत्तं (तित्थं) पवत्तइ ॥ आव० नि० गा० ९२ ) તેમનો જન્મ કલ્યાણકનો દિવસ ઉજવવા વધારે તૈયાર થઈએ છીએ

( चित्तसुद्ध तस्स ण चित्तसुद्धस्स तेरसीपक्खेण हत्थु० जोग० समण भगव महावीर आरोग्गा आरोग्ग पसूया। आचा० सू० १९९)

## શાસનપતિનુ જન્મકલ્યાણક શાથી ઉજવાય છે?

જન્મકલ્યાણક શાથી ઉજવીએ છીએ? ગર્ભમા નવ માસ રહ્યા તેથી? પારણે હિંચોળાયા તેથી? ના! ત્યારે? 'આરીસો ચોકખો કરીયે તો મોઢુ ચોકખુ દેખાય' તેવી રીતે ભગવાન્ તીર્થ કરોમા જે જે મોક્ષની જડો રહી છે, તે જ્યારે આપણે તપાસીએ, ને દૃષ્ટિ કરીયે ત્યારે આપણા આત્મામા તે જડ રોપી શકીએ મહાવીરપ્રભુને મોક્ષને અગે, મોક્ષને ઉદ્દેશીને, ક્ષાયોપશમિક અને ક્ષાયિકપદને અગે-ઉદ્દેશીને જ આરાધ્ય છે, દુનિયાદારીને અગે જો આરાધ્ય હોય તો પ્રથમ યુગલિકો પૂજવા જોઈએ કારણ કે તેઓને રોગ નહિ, જગતી જાનવરોનો ભય નહિ, શોક નહિ આ જ કારણથી તેઓ પૂજાવા જોઈએ અને ઋદ્ધિસમૃદ્ધિ કુટુબકબિલા આદિને અગે જો આરાધ્ય ગણીએ તો ચક્રવર્તીઓને પહેલા પૂજવા જોઈએ

## ચક્રવર્તીની ઋદ્ધિ

ચક્રવર્તીઓ પાસે અનેક પ્રકારની રિદ્ધિ હોય છે, છ ખડના અધિપતિ નવ નિધાનના માલીક, ૧૪ રત્નોના સ્વામી, ૧ લાખ ૯૨ હજાર સ્ત્રીયો વિગેરે ( बावत्तरिपुरवरसहस्सवरनगर-निगमजणवयवई बत्तीसारायवरसहस्साणुयायमग्गो, चउदसवररयण नवमहानिहि-चउसट्ठिसहस्सपवरजुवइण सुदरवई, चुलसीइहयगय रहसयसहस्ससामी छन्नवइगामकोडिसामी आसी जो भारहमि० अजितसाति० गा० ११ ) સપૂર્ણ ભોગના સાધનોનાગા હોય છે પરતુ આપણે તેને લીધે આદર્શ નથી ગણતા.

## તીર્થંકરો દુનિયાદારીને લીધે "આદર્શ" નથી ગણાતા

આપણે મહાવીરના આદર્શતાનો સ્વીકાર કરતા હોઈએ તો અવજ્ઞા તરીકે નહિ પણ કહેવુ પડે કે, કચરો હોય તે ખસેડવા માટે જ અને તેથી જ કહીએ છીએ કે ક્ષાયોપશમિક કે ક્ષાયિક સિવાયની સ્થિતિનુ અનુકરણ કરવાનુ હોય તો 'એક માના પેટમાથી બીજી માના પેટમા જવુ' દેવાનદાની કુક્ષિમાથી ત્રિશલાની કુક્ષિમા જવુ એ ( देवाणदाए माहणीए जालधरसगुत्ताए कुच्छीओ खत्तियकुडग्गामे नयरे नायाण खत्तियाण सिद्धत्थस्स खत्तियस्स का सवगुत्तस्स भारियाए तिसलाए खत्तिय.णीए वासिट्ठसगुत्ताए कुच्छिसि गब्भत्ताए, कल्प० सू० २७) આદર્શ લેવો પડત

શકા થાય કે તે તો ઇન્દ્રાદિકે કર્યું ને ? ( तए ण से हरिणेगमेसी अग्गाणीयाहिवई देवे सक्केण देविंदेणं देवरन्न० कल्प० सू० २६ )

**સમાધાન**-મહાવીર મહારાજાએ એવુ પ્રભાવિક કર્મ બાધ્યુ ત્યારે થયુ ને ?, નહિતર બ્રાહ્મણીની કુક્ષિમાથી ક્ષત્રિયાણીની કુક્ષિમા જવુ થાત ? છતા એ પરાધીન ગણો, ચાલો સ્વાધી નમા તેમને પુત્ર કેટલા ? નહિ, ત્યારે છોકરાવાળાનુ કલ્યાણ થવાનુ નહિ ? અથાત્ ભક્તોમા જે છોકરાવાળા તેઓનુ કલ્યાણ નહિ થાય ? અથાત્ કર્મોદયથી થવાવાળી ચીજોને અગે આદર્શ પણ નથી, પરતુ કર્મરાજાની સાથે યુદ્ધ કર્યું, તેને જમીનદોસ્ત કર્યો ને પોતાના શૂરવીર મરનારોને મજબૂત કર્યા કેવા મજબૂત કર્યા ? કર્મની સામા ઊભા રહે ને તેને જમીનદોસ્ત કરે તેવા. તેને જ અગે ભગવાનનુ આદર્શપણુ છે

## મહારાણા પ્રતાપસિંહનું અનુકરણ શા માટે?

મહારાણા પ્રતાપસિંહનું કે શિવાજીનું અનુકરણ શામાં? અણનમપણામાં પણ ખીણમાં નાસી જવાનું કે કુશકાના રોટલા ખાવાનું કે ભિલાટી લઈ જાય ત્યારે રોકકળ કરવાનું? તેમાં નહિ! અર્થાત્ (૧) ધર્માક્રમ કરનારને નમું નહિ અને (૨) જાલિમી વિરોધીઓની નત્તા ઊખાડું, એમાં એઓનું અનુકરણ છે

## જૈન શાસનના જોદ્ધા કર્મોદયના બનાવને ચાહતા નથી

આ ઉપરથી અજ્ઞાનદશામાં કરેલ નાકમાંથી મોઢામાં હાથ ઘાલવાની જેમ કર્મોદયથી (ઘાનીથી) જે બનાવો બન્યા હોય ત જૈન શાસનના જયવંત જોદ્ધાઓ જરાક પણ નહિ ચાહે તે જોદ્ધાઓ તો કર્મનાશને જીતવાને અંગે જે કાંઈ વર્તન તે વર્તનને ચાહે છે, કંઈક વખત આપણે ભૂલ ખાઈએ છીએ કે બગલાનો રંગ લેતાં આકાર લઈ બેસી, આંધળા જેવી સ્થિતિ કરીયે છીએ

## આંધળો રંગ ન લેતાં આકર લે

"આંધળા બાવાની ટોળી હતી, દેખ્યું કે નિભાવ થતો નથી, તેથી દેખતાની ટોળીમાં મળ્યા, કોઈએ નિમન્ત્રણ કર્યું, આંધળાની ટોળીમાં એક જાતિઅંધ હતો, તેને અનુમાન ન હોય સાધનથી થયેલાને હોય, તેથી ધાર્યું કે આને અહીં રહેતા ો, બધા જમવા ગયા, ખાઈપીને આવ્યા, જન્મથી આંધળાને કુતૂહલ થયું? શું ખાધું? અરે "આજ ખીરપુરી ખાયા" ખીર કેવી ચીજ છે? તો દેખતાએ કહ્યું કે "ધોળા દુધ, બગલા જેમા સફેદ ગાયની તો અનુમાનથી ખબર પડે

પણ "વહુ બગલા ૮યા ?" આકાર બતાવ્યો, અરે (ચીઠાઈને કહ્યુ) એસા તુમને ખાયા? મેરા તો ગલા ભી ફૂટ જાવે, વાત મત કરો પેલાએ કહ્યુ "ભાઈ એ તો રગ!" અર !"

## કર્મોદયની ચીજ લેવી એ આધળા બાવા જેવુ છે

આવી રીતે પ્રભુ મહાવીરના જીવનમાથી તારનારી વસ્તુને બદલે, કર્મોદયની ચીજ લેવા જઈએ તો તેવી સ્થિતિ થાય

## કલ્યાણક ઉજવવાના કારણો

કલ્યાણક શાથી ઉજવીએ છીએ ? સસારીપણાને અગે નહિ, કે તેનુ અનુકરણ કરવા નહિ, પરતુ આપણા આત્માના ઉદ્ધાર માટે એમણે તારક તરીકે જે ઉપદેશ આપેલો તે ઉપદેશના વચનો 'યાનમા રાખવા, તારક તરીકેના વર્તનો કરેલા તેનુ અનુકરણ કરવાનુ જેમને રાઈપ્રતિક્રમણની ટેવ હશે તેને ધ્યાનમા હશે તેમા તપચિતામણિના કાઉસ્સગમા-પ્રભુ મહાવીરે છ મહિનાની તપસ્યા કરી, હે ચેતન ! તુ કર ! (छम्मास तव उम्सग्गुस्त्रोय, यति० दि० गा० १३, अस्मिन्नुत्सर्गे श्रीवर्धमानविहित पाण्मासिकतपो यतिरेव चिन्तयति, यति० दि० गा० पृ० १०) પગણુવુ આદિ ન લીધા કેમ ? તારક દૃષ્ટિથી માનીએ છીએ તેથી તે તરીકનુ અનુકરણ કરવુ તે જ ભક્તિ

## "જ્ઞાતનન્દન" એ નામ હયાતીથી જ છે

આટલા માટે ભગવાન હેમચદ્રસૂરિજીમહારાજે 'वदे श्रीज्ञातनन्दनम् તે મહાવીર પ્રભુને હુ નમસ્કાર કરુ છુ"—"જ્ઞાતનદન" શબ્દ શાથી વાપર્યો ? કારણ કે, માતાપિતાએ કરેલ નામ "વર્દ્ધમાન" છે, ખુદ મહાવીર નામ પણ માતાપિતાનુ નથી, પણ

અવિરતિ દેવતાએ સ્થાપેલુ છે, ( अम्मापिउसति वद्धमाणे०, सह त्थिकट्टु देवेहिं से नाम कय समणे भगव महावीरे, आचा० सू० ४००) એ આચારાગ આદિના પાઠોથી સિદ્ધ છે, તો આ નામની જરૂર શી?

પ્રભુનુ વર્ધમાન અને મહાવીર નામ વિચારો! સોનાની કિંમત વધારે કે તેના બનાવેલ ઘાટની? વર્ધમાન એ ગર્ભમા આવ્યા પછી, ઋદ્ધિ સમૃદ્ધિના વધવાને લીધે પાડ્યુ અને તે નામ થાપનાર ત્રિશલા રાણી ને સિદ્ધાર્થ મહારાજ તે તો પાચમે ગુણસ્થાનકે હોવાને લીધે, ને દેવતાઓ ચોથા ગુણસ્થાનકમા હતા, છતા મહાવીર એ નામ કેમ મનાયુ? કહો કે એ ગુણથી બનેલુ છે, અને ગુણને લીધે બનેલુ નામ જગો જગોપર લેવામા આવ્યુ છે, અર્થાત્ ગુણની પ્રશસાદ્વારાએ અવિરતિ દેવતાઓએ કરેલ નામ બધાઓએ કબૂલ રાખ્યુ

## "જ્ઞાતનદન" નામનો ખુલાસો

' વદે શ્રીજગદ્ગુરુમ " નહિ કહેતા આ કેમ કહ્યુ? એ પ્રશ્ન અહીં એટલા જ માટે કહુ છુ કે તે સ્વતત્ર શબ્દ છે જેને માટે ખુદ્ હેમચદ્રસૂરીશ્વરજી મહારાજ પણ સ્વરચિત અભિધાનચિંતામણિમા જણાવે છે કે – " महावरो वर्द्धमानो दवार्यो ज्ञातनन्दन " (અભિ૦ ચિ૦ શ્લો ૩૦) આ નામ એકલા તેમણે કહ્યુ એમ નથી, પણ ખુદ તેઓશ્રીની હયાતીમા ને જ મથી જ પ્રસિદ્ધ હતુ મહાવીર નામ જૈન સૂત્રોમા પ્રસિદ્ધ છે, ' વર્દ્ધમાન " નામ માતપિતાને લીધે છે, અને જગતમા પ્રસિદ્ધિ પામેલ હોય તો 'ज्ञातनदन' એ જ નામ હતુ

## "જ્ઞાતપુત્ર" શાથી?

જ્ઞાત નામના કુલમા ઘણા પુત્રો હતા તેમા એમની પુત્ર તરીકે પ્રસિદ્ધિ હોવાથી શુ? ના જરાક ઉંડા ઉતરો, કારણ વિચારો બ્રાહ્મણ-કુળમાથી દેવે ઉપાડી જ્ઞાતકુળમા લાવી તીર્થંકરપણામા ધરેલ પુરુષ કોઇ હોય તો આ એક જ છે નન્દિવર્ધન આદિ જ્ઞાતકુલમા હતા, છતા તીર્થંકરની પ્રસિદ્ધિ પામેલ એક જ છે કદાચ કહેશો કે-ભગવાનના ગર્ભની વાત કોઈને ખબર નહિ હોવાને લીધે, કારણ કે તે પલટતી વખતે અવસ્વાપીની નિદ્રા આપે છે (देवाणदाए माहणीए सपरिजणए ओसोवणि दलइ, कल्प० सू० ७७) તેથી કોઈને ખબર પડતી નથી ખબર ન પડે તો આવી સ્થિતિમા પ્રસિદ્ધિ ક્યાથી પામ્યા? વિચારો! તમે દર વરસે કલ્પસૂત્ર સાભળો છો પણ જરા વિચાર કરો કે-

જે વખતે પ્રભુ મહાવીરનો જીવ દેવાનંદાની કુખિમા આવે છે, ત્યારે દેવાનન્દાને ચૌદ સ્વપ્ન આવે છે ( सा देवाणदा माहणी ० सिवे धन्ने ० चउद्दस महासुमिणे पासित्ताण पडिबुद्धा, कल्प० सू ४ ) Cકાવીને દેવ લઈ જાય છે ત્યારે એમ થાય છે કે ત્રિશના રાણી ચૌદે સ્વપ્ન ઉપાડી ગઈ છે, (त रयणि च ण सा देवाणदा माहणी सयणिज्जसि सुत्तजागरा ओहीरमाणी २ इमेयारूवे उराले कल्लाणे सिवे धन्ने मगल्ल सस्सिरीए चउद्दस महासुमिणे तिसलाए खत्तियाणीए हडेत्ति पासित्त ण पडिबुद्धा, कल्प० सू० ३१) અથાત્ પુણ્યપ્રભાવક જે ગર્ભ હતો તે ત્રિશલાને ગયો, સવારે છાતી કુટે છે આ વાત જાહેર થાય

કે નહિ? બીજી બાજુ તે દિવસે મહાવીરનો ગર્ભ ત્રિશલાની કૂખે આવે, ૧૪ સ્વપ્નો દેખે છે, ( सा तिसला खत्तियाणी तंसि ० इमेआरूवे उराले जाव चउद्दस महासुमिणे पासित्ताण पडिबुद्धा, कल्प० सू० ३२ ) ને સિદ્ધાર્થ રાજાને કહે છે, સિદ્ધાર્થ રાજા સ્વપ્નપાઠક બોલાવે છે સ્વપ્નપાઠકો કહે છે કે –

કાલે એવો ગર્ભ આવ્યો કે તે જીવ ચક્રવર્તી અગર તીર્થંકર થાય (तत्थ ण देवाणुप्पिया ! अरहतमायरो वा चक्कवट्टि मायरो वा अरहतसि वा चक्करसि गब्भ वक्कममाणसि एएसिं तीसाए महासुमिणाण इमे चउद्दस महासुमिणे पासित्ताण पडिबुज्झति, कल्प० सू० ७० )

### બૌદ્ધો પણ તીર્થંકર મહાવીરને "જ્ઞાતપુત્ર" તરીકે સબોધે છે

આ બધા ઉપરથી એટલે દેવાનંદાનું કલ્પાત, ત્રિશલાનું સ્વપ્નદર્શન, કથન, સ્વપ્નપાઠકનું આવવું, આવું કહેવું, આ વાત જાહેર હોવાથી ને છ મહિને અવતાર થયેલ હોવાથી સર્વને પાકો નિશ્ચય થયો આ જાહેર થવાને લીધે, ને દેવતાઈ મહિમાને લીધે 'જ્ઞાનનન્દન" નામ જાહેર હતુ, નન્દિવર્ધનનુ તો નામ જ્ઞાતનન્દન સામાન્ય હતુ તેથી બૌદ્ધ જેવા જૈનોના કટ્ટર વિરોધીઓને પણ " निगन्थ नायपुत्तेण " (अ–एवं मे सुत। एक समय भगवा नालन्दाय विहरति पावारिकम्बवने, तेन खो पन समयेन निगण्ठो ' नाटपुत्तो* नालन्दाय पटिवसति

ज्ञातपुत्र*

महतिया निगण्ठपरिसाय सिद्धि१। मज्झिमनिकायो, उपालिसुत्त ६), आ तेन खलु समये राजगृहनगरे॰ ककुद कात्यायनो निर्ग्रंथो नातपुत्र, दिव्यावदान १२-१४३-१४४, इ पुरणनातिपुत्राद्या ; आवदानकल्पलता, पल्लव १२ ४१२ )

એ નામ બોલવુ પડ્યુ ભગવાન હેમચન્દ્રસૂરિજીએ શા માટે કહ્યુ ? અનાજ લેવા, ગામ લેવા, દેશ લેવા નહિ, પણ મારા આત્માના કલ્યાણરૂપી વૃક્ષને નવપલ્લવિત રાખવા માટે જો કોઈ પણ હોય તો મહાવીર જ્ઞાતનન્દનરૂપી બગીચો જ છે, બીજે તો સૂકાઈ જાય, તથા શ્રુતજ્ઞાનરૂપી ગગાના પ્રવાહને ચલાવનાર હિમાલય જેવા ભગવાન છે અને સમસ્ત જગતના પ્રાણીરૂપી કમળોને વિકસ્વર કરવા સૂર્ય સમાન છે આવા નિરૂપમેય, હિમાલય, ને રવિની ઉપમાવાળા ભગવાનને નમસ્કાર કરૂ છુ

卐

## કઈ ગતિનુ આયુષ્ય શાથી બધાય ?

જીવ મહાઆરંભ કરે, મહાપરિગ્રહ રાખે, પચેન્દ્રિય પ્રાણીનો વધ કરે (જીવહિંસા), તથા માસનો આહાર કરે તો 'નરકમા' જાય છે, માયા કરે, ખોટુ બોલે, ખોટા ત્રાજવા રાખે, ખોટુ તોલી દે, એવા કૃત્યોથી 'તિર્યચ ગતિમા' જીવ જાય છે, સ્વભાવથી વિનયવાન હોય દયાવાળો હોય, અદેખાઇ વગરનો હોય, તેવો જીવ 'મનુષ્યનુ' આયુ બાધે છે, અકામનિર્જરા, અજ્ઞાનથી કષ્ટ કરવુ (તપ આદિ), સરાગસયમ ને સયમાસયમથી જીવ 'દેવગતિમા જાય છે

# અક્ષયતૃતીયા પર્વ માહાત્મ્ય

## (શાસનમા પ્રથમ સુપાત્ર દાન)

राधशुक्लतृतीयाया, दानमासीत् तदक्षयम् ।
पर्वाक्षयतृतीयेति, ततोऽद्यापि प्रवर्तते ॥ १ ॥
श्रेयांसोपज्ञमवनौ, दानधर्म प्रवृत्तवान् ।
स्वाम्युपज्ञमिवाऽशेषव्यवहारनयक्रम ॥ २ ॥
( कलिकालसर्वज्ञ भगवान् हेमचन्द्रसूरि त्रि० )

### જૈન, જૈનેતર માન્ય અક્ષયતૃતીયા

સામાન્ય રીતે અખિલ જૈન જનતા તો શુ પણ સમસ્ત હિંદુ કોમ અક્ષયતૃતીયાના દિવસને ઉત્તમદિન અને પર્વદિન તરીકે માને છે તે અક્ષયતૃતીયાનો દિવસ વૈશાખ સુદ ત્રીજનો કહેવાય છે તે દિવસની ઉત્તમતા જગતમા પ્રચલિત થવાનુ કારણ એ જ કે ભગવાન શ્રી ઋષભદેવજીને બાર માસિક તપસ્યાનુ પારણુ, તે જ દિવસે શ્રેયાસકુમારે શેરડીના રસથી કરાવ્યુ હતુ જેકે તીર્થંકરાને પહેલે પારણે ભિક્ષા દેનાર મહાપુરુષોના નામો શાસ્ત્રોના પાને તો ચઢેલા છે અને તેની સાથે ભગવાન્ ઋષભદેવજીને પહેલા પારણે એટલે બારમાસીના પારણે ઇક્ષુરસનુ ('उसभस्स उ पारणए इक्खुरसो आसि लोगनाहस्स । आव० नि० गा० ३२०) ... મહાપુરૂષ શ્રેયાસકુમારનુ નામ પણ

પાનામા ચઢેલુ છે, છતા કોઇ પણ તીર્થ કરના પારણાનો દિવસ જો આખી જૈન કોમમા જાહેર પારણારૂપે પ્રખ્યાતિ પામ્યો હોય અને જૈનેતર કોમમા પ્રસિદ્ધ પર્વદિવસ તરીકે પ્રસિદ્ધ થયો હોય તો તે ફક્ત આ એક વૈશાખ સુદ ત્રીજનો જ દિવસ કે જેને સર્વલોકો અક્ષયતૃતીયા (અખાત્રીજ) તરીકે માને છે

## અખાત્રીજની જાહેરાતના કારણો

આ પારણાના અખાત્રીજના દિવસને વધારે જાહેરાત મળવાના કારણો તપાસીએ

૧ આ આખી અવસર્પિણીમા પાત્રદાન જે પ્રવર્ત્યું છે તેની જડ ગણીએ-તો આ અખાત્રીજનો જ દિવસ છે (ભગવાન્ ઋષભદેવજીને પારણાને દિવસે જે પાત્રદાન દેવામા આવ્યુ તેની પહેલા કોઇ મનુષ્ય પાત્રદાનને સમજતુ જ ન હોતુ ( णवि ताव जणो जाणइ का भिक्खा ? केरिसा व भिक्खयरा ?। आव० मू० गा० मा० ૩૧ ) અને તેથી ભગવાન્ ઋષભદેવજી મહારાજે દીક્ષાને અગે તો માત્ર છઠ્ઠની તપસ્યા કર્યા છતા જે વર્ષ દિવસ (भगव अदीणमणसो संवच्छरमणसिओ विहरमाणो। आव० नि० गा० ૩૧૮) સુધી તપસ્યા કરવી પડી તે કેવળ પાત્રદાનની પ્રવૃતિ ન હોવાને અગે જ હતી)

૨ આ અખાત્રીજને દિવસે પાત્રદાનની પ્રવૃત્તિ પહેલ વહેલી થએલી હોવાથી લોકોને સાધુ માર્ગનુ અક્ષયપણુ લાગ્યુ અને તેથી આ દિવસને અક્ષયતૃતીયા એટલે અખાત્રીજ કહી (ભગવાન ઋષભદેવજીના દીક્ષાકાળ પછી આ પાત્રદાનની પ્રવૃત્તિનો કાળ બાર મહિના અધિકનો હોવાથી જ ભગવાન્ ઋષભ દેવજીની સાથે મમત્વ છોડીને દીક્ષિત થએલા ચાર હજાર સાધુઓ

( चित्तहुलद्दमीए चउहि सहस्सेहि सो उ० । आर०नि०गा०३१४) લજ્જાને લીધે ઘેર પણ જઈ શકયા નહિ અને નિરાહારપણે રહી શકયા નહિ પરંતુ તે ચારે હજારોને તાપસપણાની સ્થિતિ ( ते भिक्खमलभमाणा वणमज्झ तावसा जाया ॥ आर० मू० मा० गा० ३१ ) અંગીકાર કરી ભગવાનનું ધ્યાન કરતા કંદપુલનો આહાર કરી વનવાસ સેવવો પડયો એવી સ્થિતિ ભવિષ્યના સાધુઓની ન થાય કિંતુ સાધુપણાની સ્થિતિ અક્ષયપણે ભવિષ્યના સાધુઓ રાખી શકે એવુ પાત્ર ન આ વિરે જ પ્રવર્ત્યું )

૩ શ્રેયાસકુમારે જોકે સાધુપણ સાધુઓનુ દાન કે તેની રીતિ તે અયોધ્યામા કે બીજી કોઈ પણ જગ્યાએ જોયા કે જાણ્યા ન હતા, પણ તેને જાતિસ્મરણથી પોતાનો અને ભગવાનનો ઘણા ભવનો સંબંધ જાણ્યો (जातिस्मरण जात, सो य पुव्वभवे सामिस्स सारही आसि, आर० चू० पृ० १६३ ) અને તે જ સંબંધ આ અક્ષયતૃતીયાને દિને દાન દઈ, તેના પ્રભાવે ભવિષ્યમા આત્માને ઉન્નત કરી અવ્યાબાધ–પદ મેળવતા ભગવાનની સાથેનો સંબંધ અક્ષય થવાનો. નહી રહી અક્ષય તૃતીયાપણુ સ્થાપ્યુ

૪ જગતમા પહેલા પરમેશ્વર ભગવાન ઋષભદેવજી તેમનુ પહેલુ પારણ જગતમા પ્રથમ દાતાર શ્રેયાસકુમારજી તેમના દાનનો દિવસ ઉત્તમ દેયવસ્તુ તરીકે ગણાયેલો શેરડીનો રસ તેના દાનનો દિવસ તે અક્ષયતૃતીયાનો દિવસ

૧ આ આખી ચોવીસીમા વસુધારાદિક પાચે દિવ્યને (घुट्ठ च अहोदाण दिव्वाणि अ आहयाणि तूराणि । देवा य सनिवइआ

वसुहारा चेव वुट्ठा य॥ आव॰ नि॰ गा॰ ३२१) પહેલ વહેલા પ્રગટ થવાનો દિવસ તે અક્ષયતૃતીયા

૬ સૌથી પહેલા એવા રાજા ભગવાન્ ઋષભદેવજી હોવાથી પ્રથમ રાજર્ષિના પ્રથમ પારણાનો દિવસ તે અક્ષય તૃતીયા

૭ વ્યવહારમા આવેલા તે વખતના સકલ દેશોના રાજાઓના પિતાના પહેલા પારણાનો દિવસ તે અક્ષયતૃતીયા

૮ પ્રભુના અનાહારપણાને લીધે સતપ્ત થએલા સકલ દેશના પ્રજાજનોને આશ્વન આપનાર દિવસ તે અક્ષયતૃતીયા

૯ શુદ્ધ-દેય-વસ્તુનો તીર્થંકર મહારાજ જેવા શુદ્ધતમ પાત્રમા શ્રેયાસકુમાર સરખા શુદ્ધ ભાવવાળાને હાથે દાન થવાનો દિવસ તે અક્ષયતૃતીયા

૧૦ અક્ષય ફળને દેનાર એવા સુપાત્ર-દાનને પ્રવર્તાવનાર દિવસ તે અક્ષયતૃતીયા

૧૧ સુર, અસુર, દાનવ અને નર સર્વેને પણ પહેલવહેલા આનંદિત કરનારો દિવસ તે અક્ષયતૃતીયા

૧૨ પહેલા ભગવાન, પહેલુ દાન, પહેલો દાતાર, પહેલ વહેલા દેયનો સુપાત્રમા ઉપયોગ થવાનો જે દિવસ તેનુ નામ અક્ષયતૃતીયા

૧૩ સૂર્યના હજાર પડેલા કિરણો પાછા જોડાયાથી સૂર્ય શોભ્યો, શ્યામ મેરૂ અમૃતના સિંચનથી ઉજ્જવળ થયો અને રિપુ સાથે યુદ્ધ કરતો મહાપુરૂષ શ્રેયાસની સહાયથી જીત્યો

એ સ્વપ્ન દેખવાથી પ્રર્વતેલ દાન-ધર્મનો દિવસ અક્ષયતૃતીયા.

૧૪ શ્રેયાસકુમાર, સુબુદ્ધિ શેઠ અને રાજાને સ્વપ્ન આવવાપુર્વક પ્રર્વતેલ દાન-ધર્મનો દિવસ અક્ષયતીતૃયા

## આદ્ય દાન દિન અક્ષયતૃતીયા અંગેના પ્રશ્નો

આ ઉપરથી પ્રશ્નો થશે કે-મેરૂ કયો? તેને કોણે અમૃતથી સિંચ્યો? સૂર્ય કયો? તેના છુટા પડેલા કિરણો તેને કોણે પાછા જોડયા? અને મહાપુરૂષ કયો? અને તે કોની સહાયથી જીત્યો? વળી શ્રેયામકુમાર શેઠ, અને રાજાને સ્વપ્ન આ યા તે શુ? તે બધાનો ખુલાસો નીચેની હકીકત ઉપરથી થશે (सेयसो— सुणह अज्ज मया अ सुमिणे दिट्ठ-मेरू किर चलितो इहागतो मिलायमाणप्पभो मया च अमयकलसेण अभिसित्त साभाविता जातो पडिबुद्धो यडरिड सोमा ण्हेति सुगह सेयम ! ज मया दिट्ठ सूरो किर पतितरस्सा जाओ, तुमे य से उक्खित्ताओ रस्सीओ, तता य भासमुत्तिनो जातो। सेट्ठी भणती—सुगह ज मया दिट्ठ अज्ज किर कोयि पुरिसो महप्पमाणो महता रिवुबलेण सह जुज्झतो दिट्ठो, तो सेज्जस मामी य से सहायो जातो ततो अणेण पराजित परबल, पय दट्ठूण रिड पडिबुद्धा। आव० चू० पृ १ २)

## સૂર્યના ખમેલા મહસ્ર કિરણો પાછા જોડયા એટલે શુ ?

### સોમયશા રાજાનુ સ્વપ્ન

ઉપરના અધિકારને તમો વર્ષોવર્ષ સાભળો છો, જાણો છો અને માનો છો પણ રહસ્યને વિચારવા તરફ જ લક્ષ્ય ઓછુ

દોડા યુ હશે, તો પછી તેની તાત્ત્વિક સમીક્ષા કરી હોય એવો નભવ નથી એમ કહેવામા ભાગ્યે જ ભૂલ થતી ગણાય, તમો શુ એટલી ખાતરી દાનધર્મને માટે રાખો છો કે કિરણ વિનાના સૂર્યની જે દશા ગણી શકીએ તે દશા દાન વિનાના શાસન કે ધર્મરૂપી સૂર્યની છે કે ગણાય? જો શાસન સૂર્યને માટે દાનધમ મૂનરૂપે મઝસ કિરણને સ્થાને છે એમ ગણી શકો તો –

તમારી તે સુપાત્ર–દાનની પ્રવૃતિ, વૃદ્ધિ અને અતિશયતા તરફ કેવુ લક્ષ હોવુ જોઇએ તે સહેજે સમજાશે અને જ્યારે સુપાત્રની તે સ્થિતિ સમજાશે, ત્યારે જ શીલ, તપ અને ભાવ એ ત્રણ ભેદો જરૂરી છતા શિક્ષાવ્રત તરીકે અને તેમા પણ છેવટે વ્રતના છેડા તરીકે હોઈ કલશ તરીકે સુપાત્ર–દાનને સ્થાન મળ્યુ છે તે સમજવાની સુગમતા થશે

## ભાવના માત્રથી હજાર કિરણને જોડાવુ એ દાન–ધર્મને જ વરે છે

એ બીના ઉપર પણ ખાસ ધ્યાન આપવા જેવુ છે કે અન્ય સર્વ વ્રતોમા તે તે વૃતિપાલનનો જ ઉપદેશ અને તે પાલનને અગે જ ફલ આવે છે જ્યારે દાનને અગે તો જાહેર થયેલ અને આચરાના વ્રતને અગે તો દાન દેવાનુ ન મળે, પણ તેનુ ફળ લેવા માટે વિચારની શ્રણિ ગોઠવવા નિર્દેશ કરેલો છે અને તેવી ગોઠવણીથી વિચાર માત્રથી પણ વ્રત પાલન થઇ ગયુ એમ ધ્રનધારિએ માની લેવુ યોગ્ય છે એમ શાસ્ત્રકાર જણાવે છે, અને આપણે માનીએ છીએ, અર્થાત્ ભાવના માત્રથી હજાર કિરણોનુ જોડાવુ માનવુ એ દાન ધર્મને જ વરે છે

## અનુમોદનાથી ફળ આપનાર દાન-ધર્મ જ છે

આ હકીકત બરોબર વિચારવાથી સમજાશે કે બીજા બધા મતો કરતા આ દાનનુ જ મત એવુ છે કે જેને ન માનનારો અર્થાત્ દાનને ન દેનારો હોય, છતા માત્ર થતા દાનનુ એવે કરાતા દાનનુ અનુમોદન કરવાથી પણ અનેક ભવ્યાત્માઓએ ફલ મેળવ્યા છે અને તે હકીકત સૂત્ર, સિદ્ધાત, પચાગી અને ગ્રથોથી સેકડો સ્થાને સિદ્ધ થયેલી છે

## દાન-ધર્મની જરૂર

શરીર વિના મોક્ષ નથી, આહાર વિના શરીર નથી અને દાન-ધર્મની પ્રવૃત્તિ થયા વિના આહારની પ્રાપ્તિ થતી નથી એ વાતને સમજનારો મનુષ્ય આહારાદિ દાનને તીર્થરૂપ માનવા દોરાય તેમા નવાઈ શી?

## શ્રેયાંસને લાભદાયી શેઠને આવેલુ સ્વપ્ન શાસન માટે છે.

મહાશયો! શુ તમો તમારા આત્માને એવી અવસ્થામા મૂકી શકયા છો કે તમામ સ્વપ્નના ફલની સફલતા પણ શાસનના સરવાળા સાથે હોય નગરશેઠ જેવા અગ્રગણ્ય પુરુષો શ્રેયાસને લાભદાયી સ્વપ્ન દેખે અને શ્રેયાસકુમારને સ્વપ્ન સૃષ્ટિની સફળતા શાસન-ઔષધની શ્રેયસ્કરતામા જ મેળવે છે એ સર્વ ભાવકની ચડતીની નિશાની છે

## સ્વપ્ન અસ્કાર દશાની પરિપક્વતા છે શ્રેયાસની સહાયથી સુભટનો જય

આ વાત તો તમારી ધ્યાન બહાર નહિ જ હોય કે સ્વપ્નદશા જો કે સર્વથા જાગૃતદશા નથી તેમ સર્વથા

નિદ્રિતદશા પણ નથી કિંતુ કાંઈક જાગૃતદશા અને કંઈક નિદ્રિતદશા હોય છે ત્યારે જ સ્વપ્ન દશા હોય છે આવી દશામાં સંકલ્પ-વિકલ્પ પોતાની જાતે કરી શકતી નથી અને તેમાં પોતાની ધારણા પ્રમાણે સ્વપ્નસૃષ્ટિ બનાવી શકાતી નથી અર્થાત્ ખરી રીતે સ્વપ્નસૃષ્ટિની સર્જનહાર સંકલ્પ-દશા નથી, પણ આત્માની સંસ્કાર-દશાની પરિપકવતા છે

## જેને અંગે સ્વપ્ન તેને તેનું ફળ

આ વાત ધ્યાનમાં લેવાથી જ સ્પષ્ટ રીતે સમજી શકાશે કે સંસ્કારની પરિપકવ દશા પોતાને અંગે હોય તો તે સ્વપ્નસૃષ્ટિના ફળને પોતે જ મેળવે આ અપેક્ષાએ ભગવાન્ તીર્થંકર આદિની માતાઓ ચૌદ વિગેરે સ્વપ્નાના સ્વપ્નાં જુએ અને પરને અંગે હોય તો પર જન મેળવે અને ઉભય જન અંગે હોય તો ઉભય જન મેળવે છે તેના ફળ તરીકે થનાર જીવોનું તીર્થંકર આદિપણું હોય છે

## દોહલાઓ ગર્ભના પ્રભાવે હોય છે

એ રીતે ગર્ભધારણ કરવાવાળી માતાના દોહલા પણ સ્વસંકલ્પના માત્ર પરિણામરૂપ નથી, પણ ગર્ભમાં આવેલ જીવોના સંસર્ગથી પરિપકવ થયેલ સંસ્કારને અંગે હોય છે અને તેથી તે સ્વપ્ન અને દોહલાઓને ગર્ભમાં આવનાર જીવની અપેક્ષાએ ઉદ્ભવતા ગણીને જ શાસ્ત્રકારોએ " जं रयणिं वक्कंते कुच्छिंसि महायसा अरहा" ( कल्पसू० ४७ ) એ વિગેરે ર... વાક્યો જણાવ્યા છે

આ બધી વાત સમજતાં એ પણ સાથે જ સમજવા[નું] છે કે પરના સંબંધને અંગે થયેલ સંસ્કારના પરિપકવપણા...

લીધે પણ પરાશ્રય ફલવાળા સ્વપ્ન વગેરે આવે છે, છતા અન્યને અગે દેખવાથી ફળ મેળવનારને તો મળે, પણ તે ફળને સાધનાર સ્વપ્નો સ્વપ્નને મેળવનારની દશા ઉપર ઘણો આધાર રાખે છે

**સોમયશા રાજાને આવેલ સ્વપ્ન**

આ વાત ધ્યાનમા લેવાથી એક જ સુપાત્રના ફળને સૂચવવામા મહારાજા સોમયશા સુભટની જીતમા મદદગાર થવા તરીકે શ્રેયાસની ઉત્તમ ફલ સાનથી પ્રાપ્ત થવાની જણાવે છે

**નગરશેઠનુ સ્વપ્ન**

શ્રીમાન્ નગરશેઠ સૂર્યનાં કિરણો ખરી પડેલા દેખી, તે હજારે કિરણો સૂર્યમા જોડવાદ્વારાએ શ્રીશ્રેયામકુમારને ઉત્તમ ફળ પ્રાપ્તિની પ્રવીણતા જણાવે છે

**રાજવી અને શેઠપણાના જ તેમના સ્વપ્ન**

કહેવું જોઇએ કે મહારાજાના રાજ્ય ધર્મની લાયકાત પ્રમાણે સુભટનુ પરાક્રમ, તેની હાર અને તેમા શ્રીશ્રેયાસકુમારની મદદથી જિત મેળવવાનુ દેખવુ થયુ અને શ્રીમાન્ નગરશેઠને સાહજિક લોકોપયોગી કાર્યની એકનિષ્ઠા હોય અને તેથી તે પદ્ધતિએ સૂર્યના કિરણોનુ ખરી જવુ થઇ, લોકોપકારની પ્રવૃત્તિ બધ થઈ અને ત્યા શ્રેયાસકુમારે ભાગ્યશાળીપણાની ચાલાકીથી તે હજાર કિરણો પાછા સૂર્યમા મેળવ્યા એમ શ્રેયાસને ફળવાળુ પણ સ્વપ્ન મહારાજાએ મહારાજાપણાના હિસાબે અને શ્રીમાન્ નગરશેઠે શ્રીનગરશેઠપણાને હિસાબે જોયા છે ત્યારે આમ રાજા અને શેઠને અગે રાજ્ય અને લોકોપયોગના સસ્કારથી તે સ્વપ્ના અને તે સ્વપ્નનુ ફળ ગણવામા આવ્યુ

શ્રેયાસકુમારે મેરૂને અગે જોયેલી સ્વદશાને વિચારીએ કે જેથી તેની દિશા ‍ ‍ ી શકાય

## શ્રેયાંસકુમારનું સ્વપ્ન

### રાજા આગણે આવે, અશન આદિની વિનંતિ ન થાય

આ અવસર્પિણીમાં પ્રથમ સુપાત્રદાનના પ્રસંગમાં આપણે જાણીએ છીએ કે ગ્રામાધીશ, દેશાધિપ, ખંડાધિપ કે સાર્વભૌમસત્તાધીશો બોલાવ્યા કે અનબોલાવ્યા કોઈ પણ પ્રજાજનને ત્યાં પધારે છે, ત્યારે કોઈપણ પ્રજાજન ગ્રામાધિપ આદિને અભ્યંતરપણે ઈષ્ટ હોય તો પણ અશન, પાનાદિકને દેવાનું કે તેની વિજ્ઞપ્તિ કરવાનું યોગ્ય ગણતો નથી, તો પછી અખંડ અને આદ્ય અધિપતિપણાને કરનાર અને જગતની સર્વ વહેવારની ઉત્પત્તિ જેઓના બુદ્ધિ પ્રાબલ્ય આદિને જ આભારી હતી, તેવા મહાપુરુષ પોતાની જ પાસે કોટવાલ તરીકે, માન્યતમ ગુરુવર્ગ તરીકે, સમાન સ્થિતિમાં રાખેલા હોઈ રાજન્ય તરીકે અને છેવટે ત્રણે વર્ગમાં પણ જેઓને ગણાવી શકાય કે ન્હી ગણ્યા નહિ તેવા ક્ષત્રિયો પ્રજાવર્ગ તરીકે લાખો પૂર્વો અને કરોડો વર્ષો સુધી રહેલા, રાખેલા એવા મનુષ્યો પાસે પોતાની રાજ્ય ઋદ્ધિની મુકુટાદિ સહિતની દશાને સર્વથા ત્યાગ કરવા સાથે રાજ્યના કટકા કટકા કરી પોતાના ફરજંદોને આપી દઈ પોતે એકલા નીકળી પડેલા તે આરંભક આદિને ઘેરે પગલાં કરે તે વખતે તે આરંભકો શું શું આપવા નિમંત્રણ કરે એ સહેજે કલ્પી શકાય તેવી હકીકત છે

### ઋષભદેવ ભગવાનને અશન આદિની વિનતિ સ્વાભાવિક જ ન કરે

વળી તેમાં પણ જે ભગવાન્ ઋષભદેવજીએ લાગલગાટ એક વર્ષ સુધી અખંડપણે અને દેવતાની હાજરીમાં મોટા

મેનૈયા અને હાથી ઘોડા વગેરેના જ દાન દીધા છે પણ અશન, પાનાદિનુ દાન અન્યતીર્થ કરેના વખતોમા તેમના કે તેમના કુટુબ તરફથી બન્યો છે, છતા ભગવાન ઋષભદેવજીના સાવત્સરિક દાન પ્રસગે તેવા મહાનમાદિ ખોલાવી અશનાદિનુ દાન નથી બન્યુ તેથી પણ અશનાદિની માત્ર દરકાર રાખવાવાળા આદ્ય ભિક્ષાચર એવા ભગવાન શ્રીઋષભદેવજીને અશનાદિની નિમ ત્રણા કોઇ પણ ન કરે તે તેમને માટે અસ્વાભાવિક ન હોતુ

તેમજ હાથી, ઘોડા આદિ કે જેનો પોતે પ્રથમ રાજ્યાધિકારમા અત્યત આદરથી સગ્રહ કર્યો હતો (विरहमाणो कण्णाहिं निमतिज्जइ वत्थाभरणामणेहिं च, आव० नि० गा ३१८), તેનુ જ નિમ ત્રણ થાય તે સ્વાભાવિક જ હતુ

## ભગવાનની અનૌચિત્ય પ્રવૃત્તિ ન હોય

આવી સ્થિતિમા ભગવાન્ ઋષભદેવજી પોતે અશનાદિના દાનનુ પાત્ર છે, એમ જણાવવુ કેવુ અસભવિત થઇ પડે તે કલ્પના બહાર નથી અને આવી દશામા એ કલ્પનાને પણ સ્થાન નહિ મળે કે ભગવાન્ શ્રીઋષભદેવજીએ સાથે પ્રવ્રજ્યામા દાખલ થએલાની અને ભગવાનના ભરોસે જ કુટુબકબીલા અને ઘરબાર છોડનારાઓની દીક્ષા ટકાવવા જેવા મહા-ભગીરથ પરોપકારી કાર્યમા કેમ પ્રવૃત્તિ નહિ કરી હોય? એવા જગતના વ્યવહારને સર્જનારને આવી દશામા દાખલ થવુ એ અસભવિત છે, તેમ અકલ્પનીય પણ છે જ સામાન્ય મનુષ્યની ઔચિત્ય પ્રવૃત્તિ ચહાય તેવી હોય, પણ ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનની ઔચિત્ય પ્રવૃત્તિ અનોખુ સ્થાન લે તે અયોગ્ય નથી

## આદીશ્વર ભગવાને ચાર હજાર મુનિઓને ટકાવના દાનનો ઉપદેશ કેમ ન આપ્યો?

આ ઉપરથી એમ પણ સમજી શકાશે કે ભગવાને દીક્ષા ગ્રહણ કર્યા પછી ચાર હજાર સહચારીઓના શ્રમણભાવને ટકાવવા માટે પણ સુપાત્રદાનનો ઉપદેશ કેમ નહિ આપ્યો હોય? અર્થાત્ કેટલીક બાબતમા ત્રિલોકનાથની ઔચિત્ય પ્રવૃતિ અલૌકિક જ હોય છે આ વાત ખરોખર ધ્યાનમા લેવા જેવી એટલા માટે છે કે ભગવાન્ ધર્મઘોષસૂરિજીએ આ જ ભગવાન્ શ્રીઋષભદેવજીના જીવ આગળ સાધુઓને કેવી ભિક્ષા કલ્પે વગેરે જણાવ્યુ છે (सवथा स्वप्रमादेन, लज्जितोऽस्मि प्रसीदत। साधून् प्रथयताऽऽदार, प्रयच्छामीन्छया यथा ॥१-॥ सूरिर्विभाष योगेन वर्त्तमानेन वेत्सि नु । अक्रृताऽकारिताऽचित्तमन्नाद्युपकारोति न ॥ त्रि० श्लो० १२५ ॥), છતા તે જ ભગવાન્ આ વખતે ચાર હજાર સહચરોના સાધુપણાના રક્ષણ માટે તેટલો શક્તિનો પણ ઉપદેશ કે ઈસારો કરતા નથી આ ઘટનાના મૂળમા એમ વિચારવુ અસ્થાને નહિ જ ગણાય

## કેવળજ્ઞાન પહેલા મૌનપણુ જ તીર્થંકર માટે શ્રેયસ્કર છે

આદ્ય પ્રવૃત્તિ જણાવના ને પ્રવૃત્તિની કર્તવ્યતા જણાવતા તેનુ અનતર અને પરંપર ફળ જણાવવુ તે આવશ્યક થાય, તેમજ દાનાદિ ધર્મનુ પણ નરમ રીતે વિવેચન કરવુ પડે એટલે કહો કે શાસનની સ્થાપના જ સર્વજ્ઞપણુ પ્રકટ થયા વિના કરવાનો પ્રસગ આવી પડે, માટે મૌન હોવુ અને સહન કરવુ એ જ પ્રભુએ લીધેલો માર્ગ યોગ્ય હતો, એમ બુદ્ધિશાળિયોને માનવુ જ પડશે,

## મેરૂ સિંચનનું શ્રેયાંસનું સ્વપ્ન

એક વાત આનું અધિકારને અંગે વિશેષે વિચારવા જેવી છે જે તે એ છે કે શ્રીશ્રેયાંસકુમારને ફળ દેનાર તરીકે સાચું સ્વપ્ન આવ્યું એ સ્વપ્ન સુમેરૂનું કેમ ? શ્રીસોમયશા મહારાજાને સુભટ અને તેની હારજિત સબંધી તથા નગરશેઠને સૂર્યના કિરણોનું ખરી જવું અને શ્રેયાંસકુમારદ્વારાએ જોડાવું દેખાયું, પણ ખુદ શ્રેયાંસકુમારે મેરૂનું શ્યામ થવું અને અભિષેકથી ઉજ્જવલ થવું કેમ દેખ્યું તે વિચારવાની આવશ્યકતા છે

## અભિષેક આદિ કારણોથી મેરૂનું મહત્ત્વ

આ સ્થાને આ વાત જણાવવાની જરૂરી છે, કે કોઈ પણ બાળક, પછી રાજાનો કુંવર હો કે રંકનો છોકરો હો પણ પ્રત્યક્ષ દેખાતી સુંદર રૂપની વાતો કરતાં અદૃશ્ય અને આશ્ચર્યકારી વાતો તરફ વધારે લક્ષ્ય ધરાવનારો હોય છે વળી તે વખતની સ્થિતિની અપેક્ષાએ આબાલગોપાલમાં મેરૂની કીર્તિ ઘણી જ જાહેર રીતે ગવાઈ હતી ભગવાન જિનેશ્વર મહારાજના અભિષેકને અંગે જાહેર થયેલ પર્વત એ જ છે કે જે મેરૂના નામે હતો ભગવાન્ ઋષભદેવજી મહારાજ અને બીજા પણ મહારાજાઓની મહત્તાનું માપ એ જ મેરૂની ઉપમાથી લેવાનું સંસારી લોકોને દ્રવ્યની જે અભિલાષા હોય છે, તેમાં ચિરસ્થાયી કહેવાય નહિ, બળે નહિ અને બહુ મૂલ્ય, એવું જો કોઈ દ્રવ્યનો હિસ્સો ગણાયો હોય તો બીજો કોઈ નહિ પણ માત્ર સુવર્ણનો જ હિસ્સો તેવો ગણાયો છે

## મેરૂ સોનાનો હોવાથી પરમ કોટી મેરૂને વરે છે

જોકે રત્નાદિ વસ્તુઓ પદાર્થ તરીકે સ્થાન સ્થાનપર

વખણાય છે પણ કાન્તિના પ્રાગભારને માટે ચાદી અને સોનાને સ્થાન વિશેષે મળે છે અને કાન્તિના સ્થાનમા સોનાને રાખી સોનુ અને સુગધ એવુ દૃષ્ટાન્ત ઉભયની યોગ્યતા માટે વપરાય છે આ બધી વાતની સાથે જ્યારે એમ જાહેર રીતે સિદ્ધ થયુ કે મેરૂ સોનાનો છે તો પછી કાન્તિમાન્ પદાર્થોની પ મ કોટી મેરૂને વરે તેમા કાઈ આશ્ચર્ય નથી અને જ્યારે મેરૂ તે સ્થિતિમા જાહેર હોય તો પછી તે મળ ધનુ સ્વપ્ન સામાન્ય રીતિએ શ્રેયાસકુમારને આવે અને તમા વર્તમાનની અધમના ગણાવવા સાથે ભવિષ્યની ઉત્તમતા જણાવવી હોય તો તેની શ્યામતા અને છેવટે તેના અભિષેકથી તે સુવર્ણમય મેરૂની અધિક કાતિમત્તા દેખાય તેમા આશ્ચર્ય નથી

## સ્વપ્નના પ્રકાર

સામાન્ય રીતે જોકે અનુભવેલી, સાભળેલી અને દેખેલી વિગેરે વસ્તુઓ સ્વપ્નનો વિષય બને છે પણ ચિન્તના એ એવી અપૂર્વ વસ્તુ છે કે તેનો પ્રભાવ સ્વપ્નદશા ઉપર જબરજસ્ત પડે છે જોકે ચિન્તાના પ્રાબલ્યપણાને લીધે આવતુ સ્વપ્ન ફલ દેનાર તરીકે ગણાતુ નથી અને તેથી ચિન્તાની શ્રેણિથી આવતા સ્વપ્નોને નિરર્થક ગણવામા આવે છે, પણ અનુભ વિગેરે ભેદો જુદા પાડેલ હોવાથી ચિન્તાના સ્વરૂપને યથાર્થ રીતે સમજવાની જરૂર છે કેમકે જો વિચાર માત્રને ચિન્તા સ્વરૂપે ગણવાનો હેતુ હોત તો અનુભવાદિ સર્વ જે સ્વપ્નના હેતુઓ ગણાવેલા છે તે વિચારથી બહાર તો નથી માટે સ્મૃતિ અને સમન્વહારને ચિંતાસ્વરૂપ ગણવા પણ માત્ર બોધને અથવા સામાન્ય અધ્યવસાયને ચિતાસ્વરૂપે ગણવા વ્યાજબી નથી

અને તેવી મેરૂની રાજ્યવર્ણન, ભૂપતિસ્તુતિ, સ્થિરતા, સુવર્ણ મયતા, અતિશયપ્રભા સહિતતા આદિ ગુણોને અગે અદ્વિતીય છાયા શ્રેયાસકુમારના મગજમા પડે એ અસ્વાભાવિક નથી, અને તેથી તે સબધી નઠારી અને સારી દશા જે સભવે છે તે સબધી સ્વપ્ન આવે તે સ્વાભાવિક જ છે

### શ્રેયાસકુમારને આવેલુ મેરૂ સિચનનુ સ્વપ્ન યોગ્ય જ હતુ

જેમ સોમ મહારાજાને જિતનુ, નગરશેઠ સાહેબને સૂર્યનુ સ્વપ્ન જોવુ યોગ્ય હતુ તેવી જ રીતે શ્રેયાસકુમારને અગે મેરૂની શ્યામતા અને અમૃતના અભિષેકથી થયેલી ઉજ્જવલતા દેખાય તે સ્વાભાવિક જ છે

### અમૃતરસના સિચનથી મેરૂની શ્યામતા જાય જ

જોકે સુવર્ણની શ્યામતા ટાળવા માટે વહ્નિ કે ક્ષાર જેવા પદાર્થની જરૂર દુનિયામા ગણાઈ છે પણ સર્વ સાધારણ રીતે જગતમા અમૃતરસ સર્વ રસમય અને સર્વ કાર્ય કરનારો ગણાતો હોઈ, તે અમૃતના અભિષેકથી સુવર્ણમય મેરુની શ્યામતા નષ્ટ થાય એમ દેખાય અને સુવર્ણમય મેરૂ સ્વાભાવિક સુવર્ણની જ શોભા પામે તેના કરતા અમૃતના અભિષેકથી વિશેષ શોભા પામતો દેખાય તેમા આશ્ચર્ય નથી

### સુપાત્રદાન ધર્મનુ અસાધારણ કારણ છે

પ્રથમના બે સ્વપ્નમાથી જેમ યુદ્ધવીર અને દાનધર્મની વર્ધમાનતા ધ્વનિત કરાઈ, તેવી જ રીતે અહીં ધર્મવીર પણ ધ્વનિત કરાયુ છે, એમ માનવામા અયોગ્ય થાય છે એમ કહી શકાય જ નહિ સુવર્ણની સ્વાભાવિક કાંતિ માફક આત્માના

સદ્દર્શનાદિ ધર્મ સ્વાભાવિક ગણાય અને આવિર્ભાવદશામા વધારે શોભે અને તેનો દેખાવ જ શ્રીશ્રેયાસકુમારના સ્વપ્નમા આવે અને આત્માના સ્વાભાવિક અને અવ્યાબાધ સ્વરૂપને પ્રગટ કરનાર ધર્મના અસાધારણ કારણ તરીકે સુપાત્રદાન જ છે એમ સ્વપ્નદ્વારાએ કુદરત જ જણાવે છે

## અક્ષયતૃતીયાનુ આરાધન અક્ષય સુખ માટે છે

ઉપર જણાવ્યા પ્રમાણે મેરૂ, અભિષેકાદિ શ્રેયાસકુમારા દિને આવેલા સ્વપ્નાદિથી 'આદિદેવને દેવાએલા 'આદિ દાનથી ઉત્તમોત્તમ ગવાએલા અક્ષયતૃતીયાના દિવસનો પારણાને અગે લાભ લેવા વર્ષી તપ કરનારા અને તેના સબધીઓ જ્યા જ્યા ભગવાન્ ઋષભદેવજીનુ શ્રીસિદ્ધાચળજી, શ્રીકેસરીઆજી, શ્રીઅયોધ્યાજી વિગેરે સ્થાને તીર્થ છે, ત્યા ત્યા જાય છે અને ચૈત્ર વદ ચૌદસને દિવસે ઉપવાસ લેવાથી કેટલાક તપસ્વીઓને ચાર ઉપવાસ ચાલુ વર્ષીતપમા પણ કરવાના થાય છે અને તે અક્ષયતૃતીયાને દિવસે પારણામા માત્ર શેરડીનો રસ અગર તેની દુર્લભતા હોય તો માત્ર સાકરના પાણીથી જ પારણુ કરવામા આવે છે આવી તપસ્યાની છેલ્લા ઉપવાસોની અને પારણાની સ્થિતિ દેખીને સર્વ ભાગ્યશાળી જીવો તો અત કરણથી તે પર્વની અને તે તપસ્વી વિગેરેની અનુમોદના જ, કરે અને તે અનુમોદના દ્વારાએ, તપસ્વીઓની ભક્તિ, ત્રિલોકનાથ તીર્થકરની પૂજા, ભક્તિ અને સાધાર્મિક-વાત્સલ્ય કરવા સાથે અક્ષયતૃતીયાના દિવસે આત્માને અક્ષય ફળ મેળવવા માટે લાયક બનાવે



# સાક્ષીભૂત ગ્રંથો

# સાક્ષીપાઠો

# સાહિત્ય-રસિકોને ભંડારનો શણગાર

| | | | |
|---|---|---|---|
| આચારાંગચૂર્ણિ | ૫) | વિચારરત્નાકર | ૩) |
| ઉપદેશમાળા પુષ્પમાળા | ૬) | શ્રાદ્ધદિનકૃત્ય ભા ૧-૨ | ૬) |
| ઉત્પાદાદિકસિદ્ધિ | ૨॥ | શ્રાવકધર્મદેશના | ०।= |
| કથાકોષ | ૧। | શ્રેણિકચરિત્ર | ०।= |
| કૃષ્ણપસમર્થન | ०॥ | સાધર્મિકવાત્સલ્ય | ०। |
| ,, કૌમુદી | ૨) | સૂયગડાંગચૂર્ણિ | ૫) |
| , સુબોધિકા | ૩) | સંઘાચારભાષ્ય | ૫) |
| કુમ્માપુત્રચરિત્ર | ०॥= | શોભનસ્તુતિ (જિનાનંદ) | ૬) |
| દશવૈકાલિકસૂત્ર ભા ૧ ૨ | ૧૦) | સ્વાધ્યાયપ્રકાશ | ०।〜 |
| નમસ્કારમાહાત્મ્ય | ०। | ઇર્યાપથિકા | ०)= |
| પર્યુષણાદશશતક | ०॥= | ઋષિભાષિતસૂત્રાણિ | ०)= |
| પંચાશકપ્રકરણ | ૬) | પયન્નાસંદોહ | ૧) |
| પંચવસ્તુ ભાવાર્થ | ०॥ | પ્રત્યાખ્યાનાદિ | ૧। |
| પ્રવચનપરીક્ષા ભા ૧-૨ | ૧૦) | બૃહત્સિદ્ધપ્રભાવ્યા પુ૦ | ૨॥ |
| ,, ,, ની મહત્તા | ०॥ | અંગાકારાદિ | ૪) |
| પ્રવ્રજ્યાવિધાનકુલક | ૨॥ | ભગવતી | ભય૦૫) |
| ભવભાવના ભા ૨ | ૩॥= | | ૫) |
| , છાયા | ०॥= | | |
| મહાવીરચરિત્ર | ૪) | | |
| વિશેષાવશ્યક | ૨ | | |

# શ્રી સિદ્ધચક્ર-પત્રના ગ્રાહક બનો

પ્રાતઃસ્મરણીય પૂજ્યપા૦ આગમોદ્ધારક આચાર્યદેવેશ શ્રીઆનંદસાગરસૂરીશ્વરજી મહારાજને ઘેરબેઠા શ્રવણ કરવા હોય, શાસન, શાસ્ત્ર અને પરંપરાને વફાદાર રહેવાની હિત શિક્ષાઓ હૃદયે ધારણા કરવી હોય અને શાસન-પ્રભાવક પૂર્વ પુરૂષોના આલેખન કરેલા શાસ્ત્રના સારભૂતનું આસ્વાદન કરવુ હોય તો–

શ્રીસિદ્ધચક્ર માસિકને–

વાંચો, વંચાવો, મનન કરો, પરિશીલન કરો અને તમારા મિત્રમંડળમાં વધુ વાચન થાય તેમ પ્રચાર કરો તુરતમાં ગ્રાહક તરીકે પુન્ય નામ નોંધાવો લવાજમ રૂ. ૪) ત્રણ

પ્રાપ્તિસ્થાન –

શ્રીસિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક-સમિતિ

તંત્રી-પાનાચંદ રૂપચંદ ઝવેરી
ઠે ૨૦૪, શેખમેમન સ્ટ્રીટ
મુંબઈ નં. ૨

# સાહિત્ય-રસિકોને ભંડારનો શણગાર

| | | | |
|---|---|---|---|
| આચારાગચૂર્ણિ | ૫) | વિચારરત્નાકર | ૩) |
| ઉપદેશમાળા પુષ્પમાળા | ૬) | શ્રાદ્ધદિનકૃત્ય ભા ૧-૨ | ૬) |
| ઉત્પાદાદિસિદ્ધિ | ૨॥ | શ્રાવકધર્મદેશના | ૦।= |
| કથાકોષ | ૧। | શ્રેણિકચરિત્ર | ૦।= |
| કૂપસમર્થન | ૦॥ | સાધર્મિકવાત્સલ્ય | ૦। |
| ,, કૌમુદી | ૨) | સૂયગડાગચૂર્ણિ | ૫) |
| , સુબોધિકા | ૩) | સ ઘાચારભાષ્ય | ૫) |
| કષ્ણચરિત્ર | ૦॥= | શોભનસ્તુતિ (જિનાનદ) | ૬) |
| દશવૈકાલિકસુત્ર ભા ૧ ૨ | ૧૦) | સ્વાધ્યાયપ્રકાશ | ૦।- |
| નમસ્કારમાહાત્મ્ય | ૦। | ઇર્યાપથિકા | ૦)≡ |
| { પર્યુષણાદશશતક | ૦॥= | રૂષિભાષિતસૂત્રાણિ | ૦)= |
| પચાશકપ્રકરણ | ૬) | ચયગ્ગુસ દોહ | ૧) |
| પચવસ્તુ ભાવાર્થ | ૦॥ | પ્રત્યાખ્યાનાદિ | ૧। |
| પ્રવચનપરીક્ષા ભા ૧-૨ | ૧૦) | બૃહત્સિદ્ધપ્રભાવ્યા પુ૦ | ૨॥ |
| ,, ,, ની મહત્તા | ૦॥ | ભગાગારાદિ | ૪) |
| પ્રવ્રજ્યાવિધાનકુલક | ૨॥ | ભગવતીજીટીકાભા ૧ અભય૦ | ૫) |
| ભવભાવના ભા ૨ | ૩॥= | ,, ભા ૨ ,, | ૫) |
| ,, છાયા | ૦॥= | મધ્યમસિદ્ધપ્રભા વ્યા૦ | ૦॥= |
| મહાવીરચરિય | ૪) | વસ્રવર્ણસિદ્ધિ | ૦।- |
| વિશેષાવશ્યક ટીકા ભા ૨ કોટ્યાચાર્ય | ૬) | વિશેષાવશ્યકગાથાનુક્રમ | ૦।- |

## શ્રી સિદ્ધચક્ર-પત્રના ગ્રાહક બનો

પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ આગમોદ્ધારક આચાર્યદેવેશ શ્રીઆનંદસાગરસૂરીશ્વરજી મહારાજને ઘેરબેઠા શ્રવણ કરવા હોય, શાસન, શાસ્ત્ર અને પરંપરાને વફાદાર રહેવાની હિત શિક્ષાઓ હૃદયે ધારણા કરવી હોય અને શાસન-પ્રભાવક પૂર્વ પુરૂષોના આલેખન કરેલા શાસ્ત્રના સારભૂતનુ આસ્વાદન કરવુ હોય તો–

શ્રીસિદ્ધચક્ર માસિકને–

વાચો, વચાવો, મનન કરો, પરિશીલન કરો અને તમારા મિત્રમંડળમા વધુ વાચન થાય તેમ પ્રચાર કરો. તુરતમા ગ્રાહક તરીકે પુન્ય નામ નોધાવો. લવાજમ રૂ. ૩) ત્રણ

પ્રાપ્તિસ્થાન –

શ્રીસિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક-સમિતિ

તંત્રી-પાનાચંદ રૂપચંદ ઝવેરી

ઠે. ૨૨૪, શેખમેમન સ્ટ્રીટ

મુંબઈ નં. ૨